# અ ર્પ ણ

.......................

તિથિની હાનિ વૃદ્ધિ વિષે શાસ્ત્રમાં કહેલા સત્ય રસ્તે દોરનાર તે શાસન દિવાકર પરમ પવિત્ર મહાત્મા પરમ પૂજ્ય ગુરૂદેવ સ્વ. આચાર્ય શ્રી વિજયદાનસૂરીશ્વરને.

આપનો ઉપકૃત પ્રશિષ્ય જંબૂવિજય.

शासन-प्रभावक, प्रवचन पारंगत



आचार्य श्रीमद् विजयदानसूरीश्वरजी महाराज

जन्म • विक्रम सं १९२४ झींझुवाडा

दीक्षा • विक्रम सं. १९४६ गोघा

गणि-पंन्यासपद • १९६२ खंभात

आचार्यपद • १९८१ छाणी

...AR PRINTERY AHMEDABAD

# પ્રસ્તાવના

જૈન શાસ્ત્રોની પ્રણાલિ મુજબ તિથિની આરાધના કયે દિવસે કરવી જોઈએ? એ વિષય આપણે જેટલો ધારીએ છીએ તેટલો ગુંચવાડા ભરેલો નથી પરંતુ ઘણો સ્પષ્ટ છે. મહોપાધ્યાય શ્રી ધર્મસાગરજી ગણિકૃત સ્વોપજ્ઞ શ્રી 'તત્ત્વતરંગિણી' એ વિષય ઉપર મૌલિક પ્રકાશ પાડનારો એક અત્યુત્તમ ગ્રન્થ છે. મ્હેં તેનો આ પુસ્તકમાં વિવેચનાત્મક અનુવાદ કરેલો છે, જે એક વખત પણ વાંચી જવાથી આબાલવૃદ્ધજનોને તિથિવિષયક જૈન શાસ્ત્ર મર્યાદાનું સચોટ જ્ઞાન કરાવશે એવી મ્હને ખાત્રી છે.

જ્યારે પંચાગના હિસાબે આરાધવાની પ્રબલ તિથિ ઉદયમાં હોવા છતાં તેના કરતાં તેની આગળ આવતી નિર્બલ તિથિની ક્ષય વૃદ્ધિના કારણે ઉદયતિથિનો ફેરફાર માનનારાઓએ સમાજમાં અનિચ્છનીય ઉહાપોહ કરવા માંડયો ત્યારે સમાજના અર્થિ આત્માઓનું હિત બગડે નહિ એ હેતુથી આ પુસ્તક લખવાનો વિચાર ઉદ્ભભવ્યો.

પ્રથમ મ્હેં આખાયે મૂલ પુસ્તકનો અભ્યાસક દ્રષ્ટિએ સંપૂર્ણ વિચાર કરી લીધો. મ્હને જણાયું કે એ પુસ્તક હાલમાં ડહોળાતી જન સમાજને બહુ ઉપકારક થઇ શકે તેવું છે. પરંતુ તે સંસ્કૃત ભાષામાં હોવાથી જોઇએ તેવો લાભ લોકો ઉઠાવી શકતા નથી અને ચર્ચામાં એજ પુસ્તકનું

# પ્રસ્તાવના

જૈન શાસ્ત્રોની પ્રણાલિ મુજબ તિથિની આરાધના કયે દિવસે કરવી જોઇએ ? એ વિષય આપણે જેટલો ધારીએ છીએ તેટલો ગુંચવાડા ભરેલો નથી પરંતુ ઘણો સ્પષ્ટ છે. મહોપાધ્યાય શ્રી ધર્મસાગરજી ગણિકૃત સ્વોપજ્ઞ શ્રી 'તત્ત્વતરંગિણી' એ વિષય ઉપર મૌલિક પ્રકાશ પાડનારો એક અત્યુત્તમ ગ્રન્થ છે. મ્હેં તેનો આ પુસ્તકમાં વિવેચનાત્મક અનુવાદ કરેલો છે, જે એક વખત પણ વાંચી જવાથી આબાલવૃદ્ધજનોને તિથિવિષયક જૈન શાસ્ત્ર મર્યાદાનું સચોટ જ્ઞાન કરાવશે એવી મ્હને ખાત્રી છે.

જ્યારે પંચાગના હિસાબે આરાધવાની પ્રબલ તિથિ ઉદયમાં હોવા છતાં તેના કરતાં તેની આગળ આવતી નિર્બલ તિથિની ક્ષય વૃદ્ધિના કારણે ઉદયતિથિનો ફેરફાર માનનારાઓએ સમાજમાં અનિચ્છનીય ઉહાપોહ કરવા માંડયો ત્યારે સમાજના અર્થિ આત્માઓનું હિત બગડે નહિ એ હેતુથી આ પુસ્તક લખવાનો વિચાર ઉદ્ભવ્યો.

પ્રથમ મ્હેં આખાયે મૂલ પુસ્તકનો અભ્યાસક દ્રષ્ટિએ સંપૂર્ણ વિચાર કરી લીધો. મ્હને જણાયું કે એ પુસ્તક હાલમાં ડહોળાતી જન સમાજને બહુ ઉપકારક થઇ શકે તેવું છે. પરંતુ તે સંસ્કૃત ભાષામાં હોવાથી જોઇએ તેવો લાભ લોકો ઉઠાવી શકતા નથી અને ચર્ચામાં એજ પુસ્તકનું

નામ વધારેને વધારે આગળ ધરાતું હતું. આ સંયોગોમાં જો એ આખું પુસ્તક જ સારી છણાવટ પૂર્વક સરલ ગુજરાતિ ભાષામાં જનતા આગળ ધરવામાં આવે, તો તે લોકોના તમામ વર્ગની એક અગત્યતાને બંધ બેસતુ અને હૃદયેચ્છાને અનુકુલ પડતુંજ થઈ પડે એમાં જરાયે શક નથી.

આ કારણથીજ ગત ચાતુર્માસમાં મુંબઈ લાલબાગમાં મ્હેં પ્રસ્તુત અનુવાદ રચવાની પ્રવૃત્તિ ઉપાઠી હતી અને ગુરૂકૃપાથી ત્યાંની સ્થિરતા દરમ્યાન લગભગ બે માસ જેવા ટુંક વખતમાંજ તે સારી રીતે પાર પઠી. તિથિ આરાધનાની ધર્મભાવનાવાળા મહાનુભાવો અને ચર્ચાત્મક તિથિ વિષયક તત્વ જિજ્ઞાસુ સજ્જનો આ ગ્રન્થને ઉઘાડે અને શંકા સમાધાન મેળવી પોતાના હૃદયને તૃપ્ત કરે—તેઓને બીજે ક્યાંય શોધવા જવું પડે નહિ કિંવા સંદેહમાં મુંઝાયા કરવું ન પડે—તે પ્રતિનો આ એક આદર્શ અનુવાદ થાય એ હેતુથી તેને લગતા ચર્ચાતા તેમજ બીનચર્ચાતા લગભગ સમગ્ર શાસ્ત્ર પ્રમાણોનો અને યુક્તિઓનો આ પુસ્તકમાં સંગ્રહ કરીને વિષય બની શકે તેટલો વિશદ કરવામાં આવ્યો છે.

એ કહેવાની ભાગ્યેજ જરૂર છે કે જેઓ આ ગ્રન્થમાંથી અડધી વાતોને ઉપાઠી લઈ જનતાને એમ સમજાવવા માગે છે કે—'પુનમના ક્ષયે તેરસનો ક્ષય થઈ શકે છે,' તથા 'क्षये पूर्वा' આદિ પ્રઘોષનો અર્થ ક્ષય હોય તો પૂર્વનો ક્ષય કરવો અને વૃદ્ધિ હોય તો પૂર્વની વૃદ્ધિ કરવી,' એમ કહીને હાલની કહેવાતી રૂઢિને તથા પોતાની નવિન મતિ કલ્પનાને સાચી ઠરાવવા માગે છે, તેઓના મતને મૂળ શાસ્ત્રકારેજ

પોતાનાં "तत्र चतुर्दश्यां द्वयोरपि (चतुर्दशीपूर्णमास्योः) विद्यमानत्वेन तस्या (पूर्णमास्याः) अप्याराधनं जातमेव"–'પુનમના ક્ષયે ચૌદશને દિવસે ચૌદશ અને પુનમ બન્ને વિદ્યમાન હોવાથી ચૌદશની સાથે પુનમની પણ આરાધના થઇ જ જાય છે'–ઇત્યાદિ વચનો દ્વારા સદંતર ખોટો જાહેર કરેલો છે. આ માટે ગાથા ૪–૫–૧૭ ખાસ વિચારવા જેવી છે.

આ ગ્રન્થની ગાથા ૫ ની શરૂઆતના જે મુદ્રિત પાઠ ઉપરથી આજે પુનમે પૌષધની અવશ્ય કર્ત્તવ્યતા જણાવી લોકોને 'ક્ષીણ પૂર્ણિમા પણ જુદી કરવી જોઇએ' એવા ભ્રમમાં પાડવાનો પ્રયાસ થાય છે તે પાઠ અશુદ્ધ છે. એટલું જ નહિ પરંતુ તે પાઠથી પૌષધની અવશ્ય કર્ત્તવ્યતા શાસ્ત્રકારે ચતુષ્પર્વિની કહેલી છે, અને પુનમ આદિ એ પૌષધની અવશ્ય કર્ત્તવ્યતા ફરમાવેલી નથી તે ગાથા ૫ તથા ૩૪ અને ૩૫ પણ જોવાથી, સમજી શકાશે.

એક દિવસમાં બે કાર્યો થઇ શકવાની માફક બે ભેગી તિથિનું અનુષ્ઠાન પણ થઈ શકે છે, એવું ગ્રંથકાર પોતાના શ્રીમુખે જાહેર કરે છે. તે ગાથા ૧૮ની ટીકાના "एवं क्षीणतीथावपि कार्यद्वयमद्य कृतवानहम्" અક્ષરો જોવાથી માલુમ પડશે. એ ઉપરથી 'બે ભેગી તિથિનું' ખંડન થઇ શકતું નથી, અને તેની આરાધના વિષે વિકલ્પો ઉઠી શકતા નથી એ પણ સમજી શકાશે.

પરંપરા કઈ સાચી મનાય અને કેવી પરંપરા તજી દઈને કેવી પરંપરા અનુસરવી જોઇએ તે ગાથા–૧૫ ના વિવેચન ઉપરાંત ગાથા ૪૫–૪૬–૪૭ માં ગ્રન્થકાર મહાત્માએ

સારી રીતે સમજાવ્યું છે. શ્રી જિનવચનથી વિરૂદ્ધ જાણવા છતાં જેઓ પરંપરાના નામને વળગી પડી પોતાની માન્યતા ચલાવવા મથે છે તેઓનું સ્વરૂપ કેવું હોય છે તે શાસ્ત્રકારે ગાથા ૩૬થી ૪૪માં અચ્છી રીતે પ્રકાશ્યું છે. એકંદર પહેલેથી છેલ્લે સુધી આખો ગ્રન્થ ઘણોજ મનનીય અને બોધક છે. એમાં તમોને જૈનશાસ્ત્રોના મતે તિથિની હાનિ વૃદ્ધિ માની શકાય છે તે, પચાસ અને સિત્તેર દિવસો, ચોથ પાંચમની કેવી અનન્તર પૂર્વે જોઇએ તે, ચોમાસી અને સંવત્સરીના છઠ્ઠ અઠ્ઠમો, તેર બેસણાના અને પ્રકાશમાં આવતા તેવા જ બીજા પાનાંની અપ્રામાણિકતા, ઉત્સર્ગ તથા અપવાદનું બલાબલ, ભગવાને કર્યું તેમ કરવાનો નિષેધ અને આજ્ઞાની પ્રધાનતા આદિ લગભગ સઘળા વિષયોના સત્તાવાર ખુલાસાઓ જાણવા મળશે.

ખુદ ગ્રન્થકારે 'આ ગ્રન્થ તિથિની હાનિવૃદ્ધિમાં શંકાશીલ થતા મનુષ્યોની શંકા દૂર કરવા માટે છે' ઇત્યાદિ સ્વરૂપ છેલ્લી ગાથાઓમાં સ્પષ્ટ કર્યું છે, તે ૫૯–૬૦–૬૧–૬૨ ગાથાઓ જોવાથી માલુમ પડશે.

આ અનુવાદ લખતી વખતે મ્હેં છાપેલી પ્રત ઉપરાંત છાણી તથા ખંભાત ભંડારની ત્રણ હસ્તલિખીત પ્રતો સાથે રાખી હતી. તે સાથે મેળવતાં છાપેલી પ્રતમાં કેટલીક અશુદ્ધિઓ, ત્રુટિઓ અને પાઠાંતરો રહી ગયેલા માલુમ પડયા હતા. તેની યથા સ્થાને સામાન્ય નોંધ લીધેલી છે આમાં મૂળ અને ટીકાનો આખો અનુવાદ કર્યો છે. પરંતુ મૂળ ગાથાની માફક ટીકાનો પાઠ આ પુસ્તકમાં આપ્યો નથી તેનું કારણ

તે છપાઇ ગયેલો હોઈ પુસ્તકનું કદ ન વધે તે છે જેમને તે જોવાની ઇચ્છા હોય તેમને છાપેલી પ્રતમાંથી તે તે સ્થળે જોઈ લેવા સારૂ અત્રે ભલામણુજ કરવી રહી. દરેક સ્થલના પ્રમાણપાઠો તો ફુટનોટમાં આપેલા જ છે. આવશ્યકતાનુસાર નોંધો પણ કરેલી છે ફુટનોટમાં જે પાઠો આગળ કેવળ પૃષ્ઠાંકજ કૌંસમાં બતાવેલા છે, તે પાઠો મૂળ છાપેલી પ્રતના પાના પ્રમાણે છે. બીજા પાઠોમાં ગ્રંથોનાં નામ સાથે જ પૃષ્ઠઆદિ કૌંસમાં લખેલા છે.

આખો અનુવાદ ટીકાની શૈલીથી વાંચકોને સારી રીતે સમજાવી શકે અને રસ ઉપજાવે તેવી વિવેચક દ્રષ્ટિએ કરવામાં આવ્યો છે તેથી આ અનુવાદને મ્હેં વિવેચનાત્મક અનુવાદ તરીકે કથન કરેલો છે. અને વિષય મુખ્યત્વે પર્વતિથિની આરાધના માટે પ્રકાશ પાડનારો હોવાથી અનુવાદનું નામ "પર્વતિથિ પ્રકાશ" રાખ્યું છે. ટીકાનો અક્ષરાનુવાદ તથા વિવેચન પૃથક્ સમજી શકાય તે હેતુથી ટાઇપ નાના મોટા રાખવાની કાળજી મુદ્રકોએ રાખેલી છે. તે પુસ્તકના વાંચન ઉપરથી યદ્યપિ સમજી શકાશે તથાપિ એ કહેવું અસાંપ્રત નથી કે વિવેચનનું વણાટ મૂળના તારેતાર કરેલું હોવાથી આખી વસ્તુ એક, અખંડ, અને અભિન્ન છે.

એ ખરૂં છે કે આ ગ્રન્થના મૂલ કર્તા ઉપાધ્યાયજી શ્રી ધર્મસાગરજી ગણિએ કેટલીક બાબતોમાં શાસ્ત્રવિરૂદ્ધ પ્રરૂપણા કરી હતી. તેથી તેઓ કેટલીક વખત ગચ્છ બહાર મૂકાયા હતા. અને તેમને તે બદલ 'મિચ્છામિદુક્કડં' પણ અનેકવાર દેવું પડયું હતું. તથાપિ તેઓના આ ગ્રન્થમાં જે

પ્રરૂપણા કરવામાં આવી છે તે શાસ્ત્રાનુસારી છે. અને ગચ્છાધિપતિ આચાર્યદેવ શ્રી વિજયદાનસૂરિ મહારાજે સંમતી આપેલી છે. આ બાબત મૂલ ગ્રન્થના છેલ્લા ભાગ ઉપર મૂલ ગ્રન્થકારનો ઉલ્લેખ જોવાથી સ્પષ્ટતયા માલુમ પડશે. શ્રી ધર્મસાગરજીએ જે વિષયમાં ભિન્ન પ્રરૂપણા નથી કરી તે વિષયમાં પણ તેમને તપગચ્છ મહેલના સ્તંભ સમાન માનનાર તેમના અનુયાયી આજે ભિન્ન પ્રરૂપણા કરે છે એ વર્તમાન જમાનાની એક નવાઈ છે. આ અનુવાદ રચવાનો આશય તો એ છે કે શાસ્ત્રવિરૂદ્ધ કોઈપણ વસ્તુ તરફ દોરવાઈ જતા પહેલાં તેઓ અને બીજાઓ પણ શાસ્ત્ર રહસ્ય કે જે ઉ. શ્રી ધર્મસાગરજી જેવાને પણ માન્ય હતું તે બરાબર સમજી લે.

આ પુસ્તકમાં એકંદર ૧૨૨ ટિપ્પણો છે. અને ૨૦૭ વિષયો છે. મૂળ ગ્રન્થનાં પ્રમાણો ઉપરાંત બીજાં અનેક પ્રમાણો લેવામાં આવ્યાં છે તે દરેકની સૂચિ આ સાથે આપવામાં આવેલી છે. જે વાંચવાથી વાંચકો વિશેષ માહિત થશે.

પૂર્વ મહાપુરૂષોના અભિપ્રાયને યથાસ્થિત સ્પષ્ટ કરવા સિવાય અમોએ આ પુસ્તકમાં નવિન કાંઈ કરેલું નથી, તિથિ આરાધન એ એક શાસ્રનો વિષય છે- એમાં આપણી મતિ કલ્પના ચાલી શકે નહિ. અને તેથીજ આ પુસ્તકમાં શાસ્ત્રોના પ્રમાણ પૂર્વક શાસ્ત્રકારોએ જે કહેલું હોય તેજ કહેવામાં આવ્યું છે. જે કહેવામાં એક શાસ્ત્રવચનાનુરાગી મદયસ્થ અનુવાદક તરીકેની મ્હેં માત્ર ફરજ જ બજાવેલી છે. ગુણીજનો તો એને જે ગુણ આપશે તે એ મહાપુરૂષોને જ લેખે જશે.

પરંતુ જેઓ પોતાના સ્વભાવ પ્રમાણે પ્રમાણ રહિત યદ્ધા તદ્ધા દોષ જ આપનારા હશે તેઓ તે મહાપુરૂષોને દોષ આપવાનું સાહસ કરીને પોતાના જ તે દોષો પ્રગટ કરનારા થશે એ સ્વયં સમજી શકાય તેવું છે. કોઇ પણ જિજ્ઞાસુ મહાનુભાવને આ પુસ્તકના વાંચનથી તત્વનો નિશ્ચય થશે તો તેટલા કારણથી હું મ્હારો શ્રમ સફળ થયો ગણીશ.

વીરશાસન સાપ્તાહિકના સંપાદકે આ અનુવાદ ક્રમશઃ પોતાના પત્રમાં સંપૂર્ણ પ્રગટ કરેલો છે. વાંચકોને તે સવિશેષ આદર પાત્ર અને લાભપ્રદ થયો છે. આજે પુસ્તક રૂપે રજુ કરાય છે. ન્યાયી સમાજ એને ઘટતો ન્યાય આપીને ઇચ્છિત લાભ ઉઠાવવાનું નહિ ચૂકે એ વિશ્વાસ સાથે હું આ પ્રાસ્તાવિક નિવેદન સમાપ્ત કરૂં છું.

લેખક.

---

## આ કિંમતી પુસ્તક છપાવવામાં સહાય કરવાનું સુકૃત ઉપાર્જન કરનારા પુણ્યશાલીઓનાં નામો.

---

રૂા. ૧૦૦–૦–૦ શેઠ નાથાભાઈ મોતીલાલ નાવસવાલા.

રૂા. ૧૦૦–૦–૦ શેઠ છીતાભાઈ ચુનીલાલ ફેઠીઆ ભાટપોરવાળા.

રૂા. ૧૦૦–૦–૦ શેઠ ચુનીલાલ પીતાંબરદાસ. હા. તેમના પુત્ર બાબુભાઇ વડજવાલા.

રૂા. ૧૦૦–૦–૦ એક સદ્ગૃહસ્થ તરફથી.

---

# ગ્રન્થમાં અનુવાદકે લીધેલાં પ્રમાણોની સૂચી.

# મૂલ મુદ્રિત પ્રતમાં રહી ગયેલા પાઠાન્તરો, અશુદ્ધિઓ આદિ ટિપ્પણોની સૂચી.

| ટિપ્પણાંક | પૃષ્ઠાંક | ટિપ્પણાંક | પૃષ્ઠાંક |
|---|---|---|---|
| ૧૫ | પૃ. ૯ | ૭૯ | ,, ૧૮૮ |
| ૨૫ | ,, ૧૯ | ૮૮ | ,, ૨૦૫ |
| ૨૮ | ,, ૨૩ | ૯૩ | ,, ૨૦૮ |
| ૨૯ | ,, ૨૬ | ૯૪ | ,, ૨૦૯ |
| ૩૦ | ,, ૨૮ | ૯૬ | ,, ૨૧૦ |
| ૩૨ | ,, ૩૩ | ૯૭ | ,, ,, |
| ૩૬ | ,, ૫૯ | ૧૦૦ | ,, ૨૧૨ |
| ૩૭ | ,, ૬૧ | ૧૦૬ | ,, ૨૨૦ |
| ૪૯ | ,, ૧૦૦ | ૧૦૮ | ,, ૨૨૩ |
| ૫૦ | ,, ૧૦૪ | ૧૦૯ | ,, ,, |
| ૫૧ | ,, ૧૦૫ | ૧૧૧ | ,, ૨૩૧ |
| ૫૨ | ,, ૧૦૬ | ૧૧૨ | ,, ,, |
| ૫૩ | ,, ૧૦૭ | ૧૧૩ | ,, ૨૩૨ |
| ૫૬ | ,, ૧૧૦ | ૧૧૪ | ,, ,, |
| ૭૬ | ,, ૧૮૨ | ૧૧૫ | ,, ૨૩૪ |
| ૭૭ | ,, ૧૮૪ | ૧૧૬ | ,, ,, |
| ૭૮ | ,, ૧૮૬ | ૧૨૦ | ,, ૨૪૧ |

# અનુક્રમણિકા.

—(૦)—

# શ્રી તત્વતરંગિણી

પર્વતિથિ પ્રકાશ નામક
વિશિષ્ટ વિવેચનાત્મક

## અનુવાદ

---

श्रीवीतरागाय नमः

अनुयोगभृतान्नत्वा, भव्यानां हितकाम्यया ।
तरङ्गिणिपदार्थेषु, प्रकाशस्तन्यते मया ॥

ગાથા ૧ લી : મૂલગ્રંથનું મંગલાચરણ તથા વિષયકથન

શ્રી તત્ત્વતરંગિણી શાસ્ત્રના કર્તા મહામહોપાધ્યાય શ્રી ધર્મસાગરજીગણી ગ્રંથની શરૂઆત કરતા પહેલાં પ્રસ્તુત ગ્રંથની સમાપ્તિ માટે વિઘ્નનો વિનાશ કરનારી અભીષ્ટ દેવતાની સ્તુતિ કરે છે–

**नमिऊण वद्धमाणं तित्थयरं तस्स तित्थमवि सारम्।**
**वुच्छामि तिहिविआरं तत्ततरंगिणि जहासुत्तं ॥१॥**

(પર્વતિથિ પ્રકાશ)—શ્રી વર્ધમાનસ્વામી, જેઓ વર્તમાન જૈનશાસનના ચરમ તીર્થંકર મહારાજ છે, તેમને અને તેમના પ્રધાન તીર્થને પણ નમસ્કાર કરીને તિથિઓનો આરાધ્યપણે જેમાં વિચાર

કરેલો છે તે શ્રી તત્ત્વતરંગિણી નામનું પ્રકરણ શ્રી જિનેશ્વર ભગવાનના આગમને અનુસરી હું કહું છું.

આથી શ્રી ગ્રંથકાર મહારાજે અહીં શ્રી જિનાજ્ઞા પ્રત્યે પોતાની આધીનતા બતાવી છે, જે બતાવીને તેઓ એમ સૂચવવા માગે છે કેઃ-

(૧) પ્રત્યેક ભવભીરૂ આત્માઓનું પ્રથમ કર્ત્તવ્ય શ્રી જિનાજ્ઞાને આધીન રહેવાનું છે.

(૨) શ્રી જિનાજ્ઞાને આધીન રહેનારે તારક શ્રી તીર્થંકર મહારાજ અને તેમના પવિત્ર તીર્થનો ઉપકાર ભૂલવો જોઈએ નહિ.

(૩) જે વિચાર સૂત્રાનુસારી હોય તેજ ગ્રહણ કરવા યોગ્ય છે, તે શિવાયનો બીજો ગ્રહણ કરવા યોગ્ય નથી.

(૪) આ તત્ત્વતરંગિણી ગ્રંથમાં આરાધવા લાયક તિથિઓનો વિચાર કરવામાં આવશે, તે પણ સૂત્રને અનુસરીને જ કરવામાં આવશે.

કોઇ એમ કહેશે કે-'સર્વ અમંગળ દૂર કરવા માટે શ્રી તીર્થંકર મહારાજને નમસ્કાર કરવો યોગ્ય છે, પરન્તુ તેમના તીર્થને નમસ્કાર કરવાની જરૂર નથી.' એના ઉત્તરમાં સમજવાનું છે કે- 'તીર્થ તો શ્રી તીર્થંકર મહારાજને પણ માન્ય છે. તે તારકો પણ તેને નમસ્કાર કરે છે.' શ્રી નંદીસૂત્રમાં '[1]નગર-રથ-ચક્ર-પદ્મ' આદિ અનેક ઉપમાઓથી એની સ્તવના કરેલી છે.

---

१ "गुणभवणगहण सुररयणभरिय दंसणविसुद्धरत्थागा। संघनगर! भद्दं ते अक्खंडचारित्तपागारा" ॥ इत्यादि (नन्दीसूत्र० गा० ४ मु. पृ. ४२)

જે તારે અથવા જેના વડે તરાય તે તીર્થ કહેવાય છે. એને કરેલો નમસ્કાર પણ અમંગલ માત્રને દૂર કરે છે. તીર્થ એટલે શ્રી પ્રથમ ગણધર અથવા ચતુર્વિધ શ્રી સંઘ છે. તેની તારકતા અને નમસ્કાર્યતા પણ તેમાં રહેલી આજ્ઞાપ્રધાનતાનેજ આભારી છે. ॥૧॥

ગાથા ૨ જી : પર્વતિથિઓ

કઈ તિથિ કઇ વિધિથી આરાધવી જોઈએ, તે દર્શાવવા માટે હવે કહે છે–

**अट्ठमिचउद्दसीसुं पच्छित्तं जइ अ न कुणइ चउत्थं।**
**चउमासीए छट्ठं तह अट्ठम वासपव्वंमि ॥२॥**

( પ્ર૦ )—અષ્ટમી, ચતુર્દશી અને ' च ' કારથી જ્ઞાનપંચમી તિથિનો ઉપવાસ જો ન કરવામાં આવે, તથા ચતુર્માસીનો છટ્ઠ અને વાર્ષિક-સંવત્સરી પર્વનો અટ્ઠમ એટલે ત્રણ ઉપવાસ જો ન કરવામાં આવે તો તેને ' પ્રાયશ્ચિત્ત '-દંડ આવે.

આના આધારમાં શ્રી મહાનિશીથ સૂત્રમાં પણ ફરમાવ્યું છે કે–' શક્તિ-પરાક્રમ હોવા છતાં પણ જો અષ્ટમી-ચતુર્દશી-જ્ઞાનપંચમી-સંવત્સરી અને ચાતુર્માસિક પર્વનો ઉપવાસ-અટ્ઠમ તથા છટ્ઠ ન કરે તો દંડ આવે '

શ્રી વ્યવહાર સૂત્ર પીઠિકાની ચુર્ણિમાં પણ કહ્યું છે કે–" [3]આઠમે

---

૨ " उक्तं च–" संते वले वीरियपुरिसयारपरक्कमे अट्ठमी चउद्दसी नाणपंचमी पज्जोसवणा चाउमासीए चउत्थमट्ठमछट्ठ न करेइ पच्छित्तं"–इति महानिशीथ" (मूल मुद्रित प्रति पृ. २)

३ " तथा च–" अट्ठमीए चउत्थं, पक्खिए चउत्थं, चउमासीए छट्ठं, संवच्छरिए अट्ठमं न करोति पच्छित्तम्।

ઉપવાસ, પખ્ખીએ ઉપવાસ, ચોમાસીનો છઠ્ઠ અને સંવત્સરીનો અઠ્ઠમ ન કરે તો તેને પ્રાયશ્ચિત લાગે અને તે પર્વદિવસોમાં જે શ્રી જિન-મંદિરો તથા અન્ય વસતિમાં રહેલા સાધુ મહારાજને ન વાંદે તેને પણ પ્રાયશ્ચિત્ત આવે."

ઉપર 'પખ્ખિએ ઉપવાસ' કહેવાથી પાક્ષિકપર્વ ચતુર્દશીનું છે પરંતુ 'પંચદશી'–પૂર્ણિમા તથા અમાવાસ્યાનું નથી એ સિદ્ધ થાય છે, કારણ કે–પ્રાયશ્ચિત્ત ગ્રંથોમાં પંચદશીએ ઉપવાસ નહિ કર્યાનું પ્રાયશ્ચિત્ત ક્યાંય કહ્યું નથી, જ્યારે પખ્ખિએ નહિ કર્યાનું પ્રાયશ્ચિત્ત કહેલું છે. અને પખ્ખિ પર્વ તરીકે ઠામઠામ ચતુર્દશીનું ગ્રહણ કરેલું છે, પણ પંચદશીનું ગ્રહણ કર્યું નથી. જેમકે શ્રી આવશ્યક ચૂર્ણિમાં કહ્યું છે કે–'[૪]અષ્ટમી–ચતુર્દશીએ અરિહંત ભગવાનોને અને સાધુઓને વાંદવા જોઇએ.' વળી પાક્ષિક ચૂર્ણિમાં કહ્યું છે કે–'[૫]આઠમ-ચઉદશે ઉપવાસ કરવો જોઈએ.'

શ્રી જિનવંદન, સાધુવંદન તથા ઉપવાસકરણ આદિ શ્રી [૬]નિશીથભાષ્ય ચૂર્ણિ આદિના વચન પ્રમાણે પાક્ષિકપર્વની કરણી છે, અને

---

**'च'-शब्देन एएसु चेव चेइआइं साहुणो वा जे अण्णाए वसहीए ठिया ते न वंदंति पच्छित्तं"–इति श्री व्यवहारपीठचूर्णि," (पृ. २)**

નોંધ–આ પાઠમાં મૂલમાં જ્યાં "**अण्णाए वसहीए**" અક્ષરો છે ત્યાં છાપેલી પ્રતમાં "**अणाए विहीए**" પાઠ આપેલો છે, તે સંશોધનમાં અશુદ્ધિ રહેલી જણાય છે, કે જે અનિષ્ટ પ્રસંગ અર્થભેદ અથવા તો સંશય પેદા કરનારી છે.

**૪ "तथा–" अट्ठमीचउद्दसीसु अरहंता साहुणो अ वंदेअव्वा"–आवश्यकचूर्णि" ( पृ. २)**

**५ "अट्ठमीचउद्दसीसु उववासकरणं"–इति पाक्षिकचूर्णौ (पृ. २)**

**६ "अट्ठमछट्ठचउत्थं संवच्छरचाउमासिपक्खियए। पोसहिअतवे भणिए वितिअं असहू गिलाणे अ॥" (पृ. २)**

તે કરણી ચતુર્દશીએ કરવાનું ઉપર વિધાન છે, એથી ચતુર્દશીની તિથિજ સનાતન પખ્ખિપર્વ તરીકે છે, એમાં જરાયે સંશય નથી.

આ કારણથી આજ પ્રકરણમાં આગળ 'नेवं कयाइ भूअं' ઈત્યાદિ ગાથા ૧૪ મી કહેવામાં આવશે, જેમાં 'પાક્ષિકપર્વ ચતુર્દશીનું જ છે, પરંતુ પંચદશીનું તો ક્યારેય હતું નહિ, છે નહિ અને થશે પણ નહિ'–એવું પ્રતિપાદન કરેલું છે.

આ ગાથાથી ચોખ્ખું સમજાય છે કે–

(૧) અનાદિઅનંત દુઃખમય સંસારથી આત્માની મુક્તિ સાધવી એજ પ્રત્યેક જૈનનું ધ્યેય હોવું જોઈએ.

(૨) આ ધ્યેયવાળાએ પ્રભુશાસનની નિયમ મુજબ આરાધના કરવી જોઈએ.

(૩) આ આરાધના નિત્ય કરવી અશક્ય હોય તો પર્વદિવસોએ અવશ્ય કરવી જોઈએ.

(૪) શ્રી જિનાજ્ઞા પ્રમાણે કરવાનું ન કરે અને ન કરવાનું કરે તો તે પ્રાયશ્ચિત્તને લાયક બને.

અહીં ચાતુર્માસિક તથા સાંવત્સરિકપર્વો શિવાય દરેક માસમાં શુકલ અને કૃષ્ણ પક્ષની બે આઠમ તથા બે ચૌદશ મળી ચાર પર્વો આવે છે. તેની સાથે દરેક માસની શુકલ પંચમી મેળવતાં પાંચ પર્વો થાય છે. શ્રી જૈનદર્શનની આ ચતુષ્પર્વી કિંવા પંચપર્વી કહેવાય છે. આ ઉપરાંત ષટ્પર્વી, દશપર્વી, તથા દ્વાદશપર્વી પણ જૈનશાસ્ત્રોમાં કહેલી છે.

## ષટ્પર્વી આદિ પર્વતિથિઓ

શ્રી ૭શ્રાદ્ધવિધિ તથા ધર્મસંગ્રહ આદિ શાસ્ત્રોમાં

૭ "अट्ठमि चउद्दसि पुण्णिमा य तहामावसा हवइ पव्वं।

દરેક માસની સુદ અને વદની બન્ને આઠમો, બન્ને ચૌદશો, પૂર્ણિમા તેમજ અમાવાસ્યા—એમ છ પર્વો આખા મહિનામાં અને ત્રણ પર્વો એક પખવાડીઆમાં જણાવ્યાં છે. શ્રી 'વિચારામૃત સંગ્રહમાં આ ષટ્પર્વી વિષે શ્રી ભગવતીજી સૂત્રનું પ્રમાણ પણ ઉદ્ધૃત કરવામાં આવ્યું છે, જેમાં ચતુર્દશી-અષ્ટમી-અમાવાસ્યા અને પૂર્ણિમાને ષટ્પર્વી તરીકે ઓળખાવી છે. 'બીજ-પાંચમ-આઠમ-એકાદશી અને ચતુર્દશીરૂપ દરેક પક્ષની પાંચ-પાંચ તિથિઓ મળી દશ પર્વો પણ શ્રી જૈનશાસનમાં મનાય છે. તેમાં પૂર્ણિમા અને અમાવાસ્યા ઉમેરીએ ત્યારે તે દ્વાદશપર્વી પણ ગણાય છે.

## પર્વતિથિની આરાધનીયતાનું કારણ.

આ પર્વીઓમાં [10]બીજ બે પ્રકારના-સાધુ તથા શ્રાવક -ધર્મ આરાધવા માટે છે, પાંચમ પાંચ પ્રકારના જ્ઞાનની

---

मासंमि पव्वछक्कं तिन्नि अ पव्वाइं पक्खंमि ॥" (श्री धर्मसंग्रह उद्धृत, मुद्रित पत्र २३८। श्री श्राद्धविधि पत्र १६२)

८ "चाउद्दसट्ठमुदिट्ठपुन्निमासीसु पडिपुण्णं पोसह सम्मं अणुपालेमाणा"-भगवत्यां श० २" (इति विचारामृतसंग्रह मुद्रितपत्र २०)

९ "बीआ पंचमि अट्ठमि एगारसि चउद्दसी पण तिहीओ। एआओ सुअतिहीओ गोअम गणहारिणा भणिआ"॥ (श्री श्राद्धविधि आदि मुद्रित पत्र १५२)

१० "बीआ दुविहे धम्मे पंचमि नाणेसु अट्ठकम्मे अ। एगारसि अंगाणं चउद्दसी चउदपुव्वाणं॥" (इति श्री श्राद्धविधि मुद्रित पत्र १५२/१)

આરાધના માટે છે, આઠમ આઠ પ્રકારના કર્મનો ક્ષય કરવા માટે છે, અગિયારસ અગિયાર અંગો સાધવા માટે છે અને ચતુર્દશી ચૌદપૂર્વોની આરાધના માટે છે. આ રીતે આપણે ત્યાં પર્વીઓ સહેતુક છે, અને તેથીંજ તે સવિશેષ આરાધ્ય છે.

[11]આગમમાં પણ પર્વતિથિઓ આરાધવા માટે ખાસો ભાર મુકવામાં આવ્યો છે, કેમકે તે દિવસોમાં પ્રાયઃ કરીને જીવને પરભવના આયુષ્યનો બંધ પડે છે. જો તે ધર્માનુષ્ઠાનમાં લીન હોય તો શુભગતિનું આયુષ્ય ઉપાર્જન કરી શકે છે, અને એથીજ બીજ પ્રમુખ તિથિએ કરેલું ધર્માનુષ્ઠાન ઘણું ફલદાયી છે. આ પ્રમાણે પણ શ્રી શ્રાદ્ધવિધિ આદિ શાસ્ત્રોમાં સ્પષ્ટ જણાવેલું છે. [12]પર્વનો આવો મહિમા હોવાથી એ દિવસોમાં પૌષધ-તપ-બ્રહ્મચર્ય-આરંભત્યાગ આદિ ધર્મકૃત્યો ધર્માર્થિ મનુષ્યોએ વિશેષે કરીને કરવાં જોઈએ. તેમાં પણ આશ્વિન ચૈત્રની અષ્ટાહ્નિક પ્રમુખ તિથિઓમાં વધારે ધર્મના ઉદ્યમવાળા બનવું જોઇએ.

---

११ " आगमेऽपि पर्वतिथिपालनस्य शुभायुर्बन्धहेतुत्वादिना महाफलत्वं प्रतिपादितं, यतः—" भयवं! बीयपमुहासु पंचसु तिहिसु विहिअं धम्माणुट्ठाणं किं फलं होइ? गोयमा! बहुफलं होइ, जम्हा एआसु तिहीसु जीवो परभवाउअं समज्जिणइ, तम्हा तवोवहाणाइ धम्माणुट्ठाणं कायव्वं, जम्हा सुहाउअं समज्जिणइ "। इति (श्री धर्मसंग्रह मुद्रित पत्र २३९, श्राद्धविधि त्रीजोप्रकाश पत्र १५३/१).

१२ " पव्वेसु पोसहाई बंभ-अणारंभ-तवविसेसाई। आसोअचित्तअट्ठाहिअपमुहेसु विसेसेणं ॥ ११ ॥ " (श्राद्धविधि तृतीयप्रकाश, पत्र १५१)

## સંવત્સરિ આદિની પ્રધાનતા.

અત્રે 'પ્રમુખ' શબ્દથી બીજી પણ ત્રણ ચોમાસીની અને એક સંવત્સરી પર્વની અઠ્ઠાઇઓ આરાધવાનું સૂચન કરેલું છે. આ તમામમાં શ્રી વાર્ષિક પર્વ સર્વોત્તમ છે. શ્રી ચાતુર્માસિક અને પાક્ષિક પર્વો પણ મોટાં પર્વો છે. તે શ્રી શાસ્ત્રકારોએ [13]શ્રી સંવત્સરિ-ચાતુર્માસી-આદિ પર્વોમાં આળસ છોડીને પોતાના સઘળા આદરથી જિનપૂજા-તપ-બ્રહ્મચર્ય આદિ ધર્મક્રિયામાં લાગી જવું' એવો ઉપદેશ આપીને સ્પષ્ટ કહ્યું છે.

## કલ્યાણકતિથિઓ પણ પર્વતિથિરૂપ છે.

ઉપર મુજબ આપણે પર્વતિથિઓનો વિચાર કર્યો એ ઉપરથી 'શ્રી અરિહન્ત ભગવાનોની કલ્યાણકતિથિઓ પર્વરૂપે નહિ ગણાતી હોય' એવી કોઇને રખે શંકા થાય, કેમકે શ્રી શ્રાદ્ધવિધિ આદિ ગ્રન્થોમાં કલ્યાણકતિથિઓ પણ પર્વતિથિ-રૂપે આરાધ્ય છે એમ જણાવેલું છે.

મૂલ ગાથામાં ગ્રન્થકારે અષ્ટમી, ચતુર્દશી આદિ પર્વોની નોંધ લીધી છે. તે મજકુર દિવસોમાં કરવા માટે જણાવેલ ઉપવાસાદિ કરણી જે ન કરે તેને પ્રાયશ્ચિત જણાવવા માટે

---

१३ "संवच्छरचाउम्मासिएसु अट्ठाहिआसु अ तिहीसु। सव्वायरेण लग्गइ जिणवरपूआतवगुणेसु ॥" (इति श्री श्राद्ध-विधि उद्धृत-मुद्रित पत्र १५२)

१४ अर्हतां जन्मादिपञ्चकल्याणकदिना अपि पर्वतिथित्वेन विज्ञेया"-( श्री श्राद्धविधि-मुद्रित पत्र १५२ )

છે. એથી ઉપરોક્ત શેષ પર્વતિથિઓની ઉપેક્ષા થતી નથી. ભવ્યાત્માઓનું એ કર્ત્તવ્ય છે કે-એ પર્વતિથિઓને પણ આરાધવા માટે જરૂરી લક્ષ આપવું ॥ ૨ ॥

ગાથા ૩ જી : તપ ઉપરાંત જિનવંદન તથા સાધુવંદનની પણ અવશ્ય કર્ત્તવ્યતા.

ઉપલી ગાથામાં જણાવેલ પ્રાયશ્ચિત્તની હકીકતને વિશેષ પુષ્ટ બનાવવા માટે તેમજ વિશેષ કર્ત્તવ્યતા જણાવવા માટે ગ્રન્થકાર નીચલી ગાથા ફરમાવે છે:—

**जिणहरजिणबिंबाइं सव्वाइं साहुणो य सव्वे वि।**
**नो वंदइ पच्छित्तं पुव्वुद्दिट्ठेसु पव्वेसु ॥३॥**

(પ્ર૦)–[15]પૂર્વોક્ત ગાથામાં જણાવેલ અષ્ટમી–ચતુર્દશી–ચાતુર્માસી અને સંવત્સરી પર્વદિવસે સર્વ જીન મંદિરોમાં શ્રી જિન પ્રતિમાને અને સર્વ સાધુઓને પણ જો ન વાંદે તો પ્રાયશ્ચિત આવે.

૧૫-શ્રી ઋષભદેવ કેસરીમલજીની પેઢી તરફથી પ્રકાશિત થયેલ આ ગ્રંથની પ્રતમાં પ્રસ્તુત ગાથાનું અવતરણ પણ નથી અને "**जिणहरेत्ति गाथा निगदसिद्धैव**" શિવાય વધુ કશી ટીકા પણ નથી. લાગે છે કે એના શ્રીમાન્ સંશોધકે બીજી પ્રતો મેળવવાની તસ્દી લીધી નહિ હોય. અથવા પ્રતોમાં જે પાઠ છે તેના ઉપર તેમની નજર પડી નહિ હોય. અમારી પાસે સ્વર્ગસ્થ પરમ ગુરૂદેવ આચાર્ય શ્રી વિજયદાનસૂરીશ્વરજીએ કરાવેલી તેમજ સ્વયં શોધેલી પ્રેસકોપી અને છાણી તથા ખંભાત આદિ ભંડારોની અન્યાન્ય પ્રતો મૌજુદ છે. તેમાં આ ગાથાના અવતરણનો પાઠ નીચે પ્રમાણે છે:—

ઉપર તે તે પર્વતિથિનો જો તપ કરવામાં ન આવે તો પ્રાયશ્ચિતનું પ્રતિપાદન કર્યું. આ ગાથામાં 'તે દિવસોએ શ્રી જિનમંદિરાદિને જો વાંદવામાં ન આવે તો તેનું પણ પ્રાયશ્ચિત આવે' એ આ ગાથાનું રહસ્ય છે. શ્રી જિનમંદિર તથા જિનપ્રતિમા મૂલ સૂત્ર સિદ્ધાંતોમાં પણ પ્રસિદ્ધ છે. એને અંગે 'દેવ દ્રવ્ય પણ દેવનેજ લગતા ખાતા સિવાય બીજા કાર્યોમાં ન વપરાય' એ પણ એટલુંજ પ્રસિદ્ધ હોય એ શંકા વિનાની વાત છે. એનો વિસ્તાર અન્ય શાસ્ત્રોથી જાણી લેવો જિજ્ઞાસુ ભવ્યાત્માઓ માટે યોગ્ય છે. ॥૩॥

## ગાથા ૪ થી: તિથિવારની સમજ.

ઉપર મુજબ પર્વતિથિઓ જ્યારે આરાધ્ય છે, ત્યારે 'કયે દિવસે તે તિથિઓનું કાર્ય બજાવવું જોઇએ' તેનો નિયમ પણ શાસ્ત્રકાર મહારાજે બતાવવો જોઇએ. તે નિયમ મુજબ આરાધના કરવાથી જ પર્વતિથિના આરાધક બની શકાય છે એ નિર્વિવાદ વાત છે. એક માસમાં બે પક્ષ આવે છે. અને એક પક્ષમાં પંદર તિથિઓ આવે છે. તે પ્રતિપદા અથવા એકમ, બીજ આદિના નામે ઓળખાય છે. તિથિ સાથે વાર પણ આવે છે. તે સોમ, મંગળ, બુધ આદિ

---

" अथाष्टम्यादिषु तपोव्यतिरिक्तं यद्विधेयं तत्सूत्रत एवाह"–અને ગાથાની ટીકાનો પાઠ નીચે પ્રમાણે છેઃ—

" व्याख्या–'जिनगृहेषु'–अर्हच्चैत्येषु 'जिनबिंबानि'–जिनप्रतिमाः तानि सर्वाणि, साधूंश्च सर्व्वानपि नो वन्दते प्रायश्चित्तं 'पूर्वोद्दिष्टेषु'–अनन्तरितगाथायां दर्शितेषु 'पर्वसु'–अष्टम्यादिषु इति गाथार्थः ॥३॥

આનો અનુવાદ ઉપર આપેલો છે.

સાત છે, અને ક્રમસર આવ્યા કરે છે. [૧૬]આરંભસિદ્ધિના હિસાબે વારનો આરંભ મેષાદિક છ રાશિમાં સૂર્યોદયની પછી અને તુલાદિક છ રાશિમાં સુર્યોદયની પહેલાં થતો જણાવ્યો છે. વાર તો પ્રાયઃ સાઠ ઘડીનો રહે છે, પણ તિથિ તે પ્રમાણે નિયમિત રહેતી નથી. શ્રી સૂર્યપ્રજ્ઞપ્તિ આદિ શાસ્ત્રોમાં તિથિપ્રમાણ [૧૭]એક અહોરાત્રીના બાસઠ ભાગ પાડી તેમાંથી એક ભાગ ન્યુન એટલે એકસઠ ભાગ જેટલું કહેલું છે. ચંદ્રમાસની અપેક્ષાએ આટલું પ્રમાણ હોવા છતાં કર્મ-માસ અને સૂર્યમાસની અપેક્ષાએ ફેરફાર પણ છે.

ચાલુ પંચાંગોના હિસાબે તિથિ વધારેમાં વધારે લગભગ પાંસઠ ઘડી સુધીની હોય છે અને ઓછામાં ઓછી ચોપન ઘડી સુધીની પણ હોય છે. આ કારણથી તિથિનો પ્રારંભ સૂર્યોદય સાથે નિયમિત થતો નથી અને બીજા સૂર્યોદય સુધી તેની હયાતિ રહે એવું પણ નિયમિત નથી, એટલે ધારો કે-આજે શુક્રવાર છે અને તિથિ આઠમ છે, આ આઠમ શું શુક્રવારની સાથેજ પેદા થઈ છે? ના, તેનો જન્મ તો આગળના વારમાં એટલે ગુરૂવારમાં થઈ ગએલો હોય છે. એનું સ્થૂલ ચિત્ર આપણે જો લક્ષમાં લઇએ તો તે આપણને એકબીજામાં ભરાએલા અંકોડાવાળી સાંકળના જેવું દેખાશે.

---

૧૬–"वारादिरुदयादूर्ध्वं पलैर्मेषादिगे रवौ ।
तुलादिगे त्वधस्त्रिंशत्तद्द्युमानान्तार्धजैः" ॥
( आरंभसिद्धि श्लो. १५)

१७–"अहोरात्रस्य द्वाषष्टिभागप्रविभक्तस्य ये एकषष्टि-भागास्तावत्प्रमाणा तिथिरिति" (सूर्यप्रज्ञप्ति मुद्रित पृ. १४१)

૧૮

| | આઠમ | નોમ | દશમ | અગીયારસ | બારસ | તેરસ | ચૌદશ | પૂર્ણિમા૧ | પૂર્ણિમા૨ | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગુ | રૂ શુ | ક્ર શ | નિ ર | વિ સો | મં વા (ક્ષ.) | ર મં | ગળ બુ | ધ ગુરૂ શુ (વૃ.) | ક્ર શ | નિ |

જ્યારે આમ છે ત્યારે આઠમની આરાધના કરનારે ક્યારે કરવી ? શાસ્ત્રનો જો કાંઈ નિયમ ન હોય તો શુક્રવારે આઠમ હોવા છતાં, તે ગુરૂવારમાં પેદા થએલી હોવાથી ગુરૂવારે કાં ન કરવી ?

## ઉદયતિથિ આરાધવાનો નિયમ.

પણ આ શ્રી સર્વજ્ઞ પરમાત્માનું શાસન છે. તેમાં વિચાર કરવા યોગ્ય બાબતોનો વિચાર કરવામાં ન આવ્યો હોય એવું કદી બનતું જ નથી. તિથિ પ્રકરણમાં ઉપર મુજબ હકીકત હોવાથી આરાધનીય તિથિઓનું કાર્ય કયે દિવસે કરવું તે વિષે શાસ્ત્રે પ્રાચીન નિયમો બહુ સરસ દર્શાવ્યા છે. અને તેથીજ આપણને કશી મુંઝવણ રહી શકે તેમ નથી. તે નિયમ એવો છે કેઃ—

"[૧૯]પ્રાતઃકાળમાં પચ્ચખાણ વખતે જે તિથિ હોય તે તિથિ પ્રમાણ કરાય છે. લોકમાં પણ સૂર્યોદયના અનુસારેજ દિવસ–તિથિનો વ્યવહાર થાય છે." તિથિ આરાધવાની

---

૧૮–આ આકૃતિ વાર અને તેમાં લાગુ પડતી તિથિઓ સૂચક સમજવી. જેની નીચે 'ક્ષ' અને 'વૃ' મૂકેલા છે તે ક્ષય અને વૃદ્ધિ સમજવા માટે છે.

૧૯–" तिथिश्च प्रातः प्रत्याख्यानवेलायां या स्यात् सा प्रमाणं, सूर्योदयानुसारेणैव लोकेऽपि दिवसादिव्यवहारात् "।
( श्राद्धविधि, मु. पृ. १९२, तथा धर्मसंग्रह )

ક્રિયામાં પચ્ચખાણ મૂખ્ય ક્રિયા છે. તે સૂર્યોદય વખતે કરાય છે તો સૂર્યોદય વખતની તિથિ પ્રમાણ કરાય તે સ્વાભાવિક છે. શ્રી શ્રાદ્ધવિધ્યાદિ શાસ્ત્રોમાં કહ્યું પણ છે કે:—

## ઉદયતિથિ તોડે તો આજ્ઞાભંગ, અનવસ્થા, મિથ્યાત્વઅને વિરોધના દોષો લાગે.

"[२०]ચાતુર્માસિક, વાર્ષિક, પાક્ષિક, પંચમી, અષ્ટમી પર્વોમાં તે તિથિઓ પ્રમાણ જાણવી, કે જેમાં સૂર્યોદય થએલો હોય, પરંતુ અન્ય નહિ. પૂજા, પચ્ચખાણ, પ્રતિક્રમણ તથા નિયમગ્રહણ તે તિથિમાં કરવાં કે જેમાં સૂર્યોદય થયો હોય. ઉદયમાં જે તિથિ હોય તે પ્રમાણ છે. તેનાથી ભિન્ન કરવામાં આવે તો શ્રી તીર્થંકર પરમાત્માની આજ્ઞાનો ભંગ, એકે ખોટું કર્યું તેનું જોઇને બીજા પણ ખોટું કરે તે જાતની અનવસ્થા, મિથ્યાત્વ અને સંયમ તથા આત્માને હાનિરૂપ વિરાધના જેવા ભયંકર દોષો લાગે."

શ્રી સેનપ્રશ્નમાં આ હકીકતને નીચેના પ્રશ્નોત્તરથી વધારે ટેકો મળે છે:—

---

२०–"चाउस्मासिअवरिसे पक्खिअपंचट्ठमिसु नायव्वा।
ताओ तिहिओ जासिं उदेइ सुरो न अण्णाओ ॥१॥
" पूआ पच्चक्खाणं पडिक्कमणं तहय नियमगहणं च ।
जिए उदेइ सुरो तीइ तिहिए उ कायव्वं ॥२॥
"उदयंमि जा तिहि सा पमाणमिअरीइ कीरमाणीए।
आणाभंगणवत्था मिच्छत्त विराहणं पावे" ॥३॥ इति
(श्री श्राद्धविधि मु. पृ. १५२–तथा धर्मसंग्रह)

"[21]उदयमां जे तिथि होय ते प्रमाण करवी जोईए, बीजी प्रमाण करतां आज्ञाभंग, अनवस्था, मिथ्यात्व अने विराधना लागे, एवी वृद्ध संप्रदायथी उतरी आवेली गाथाने अने 'क्षय होय त्यारे पूर्वतिथि करवी' ईत्यादि श्री उमास्वाति महाराजना श्लोकने जेओ स्वीकारता नथी तेओने तेनो अर्थ मानवो पडे एवी कोई बीजी युक्ति छे के नहि ?" आवो प्रश्न छे. एनो उत्तर ए छे के-"उदयमां जे तिथि होय ते प्रमाण गणवी" ईत्यादि, अने "क्षयमां पूर्व तिथि करवी" ईत्यादि बन्नेने प्रमाण राखवामां श्री श्राद्धविधि अने अविच्छिन्न सुविहित परंपरा आधार रूपे मालुम पडे छे. तथा "सूर्योदय वखते जे तिथि थोडी पण ..य ते संपूर्ण तरीके मानवी जोईए पण वधारे घडीप्र-..ण होय छतां उदयमां न होय तो ते नहि मानवी" एवुं पारासरस्मृत्यादि ईतर ग्रंथोमां पण कहेलुं छे.

---

२१-"उदयंमि जा तिहि सा, प्रमाणमिअरीइ कोरमाणीए। आणाभङ्गऽणवत्था मिच्छत्त विराहणं पावे" ॥१॥ इति वृद्ध-समुदायगाथां 'क्षये पूर्व्वा तिथिः कार्या' इत्याद्युमास्वातिवा-चकप्रणीतश्लोकं चानभ्युपगच्छतः प्रसह्य तदर्थप्रामाण्याङ्गी-करणे किञ्चिद् युक्त्यन्तरमप्यस्ति न वेति ? प्रश्नः, अत्रोत्तरम्-'उदयंमि जा तिही सा' 'क्षये पूर्वा तिथिः कार्या' एतयोः प्रामाण्यविषये श्राद्धविधिः सुविहिताऽविच्छिन्नपरम्परा च प्रमाणमिति ज्ञातमस्ति। तथा "आदित्योदयवेलायां या स्तो-कापि तिथिर्भवेत्। सा सम्पूर्णेति मन्तव्या, प्रभूता नोदयं विना" ॥१॥ इति पाराशरस्मृत्यादावप्युक्तमस्तीति ॥१०२॥ ( श्री सेनप्रश्न प्रथमोल्लास पृ. १४ )

શું ઉદયતિથિનું પ્રમાણ ક્ષય વૃદ્ધિ હોય ત્યારે તિરસ્કરણીય છે?

કેટલાક એમ કહે છે કે-" આ ઉદયતિથિ માનવાનો નિયમ તિથિની ક્ષયવૃદ્ધિ હોય ત્યારે સ્વીકારવાનો નથી." પરંતુ તેમનું આ માનવું ભૂલભરેલું છે. કોઇ માણસ એમ કહી દે કે-'સાધુ મહારાજને કોઇ પણ ત્રસ-સ્થાવર જીવની હિંસા નહિ કરવાનો નિયમ છે, પરંતુ જ્યારે તેણે નદી ઉતરવાની હોય ત્યારે એ નિયમ માનવાનો નથી', એનો અર્થ એ થાય કે-'નદી ઉતરતાં સાધુએ જીવદયા પાળવાની જરૂર નથી.' આ કથન જેમ અનર્થકર છે તેમ ઉપલું કથન પણ અનર્થકર છે. ઉદયતિથિ પ્રમાણ માનવાનો નિયમ ઉત્સર્ગિક છે. ઉત્સર્ગને અપવાદના પ્રસંગો હોય છે તેમ આ નિયમને પણ અપવાદ હોઇ શકે છે. અપવાદ તેનું નામ છે કે જે ઉત્સર્ગના હેતુને બાધ કરે નહિ કિન્તુ તે સિદ્ધ કરવાના અસાધારણ માર્ગો યોજી આપે. આવો અપવાદ હોય તોજ તે ઉત્સર્ગના અભાવે બળવાન થઈને કાર્યસાધક થઇ શકે છે. ત્યારે હવે 'ક્ષય વૃદ્ધિના પ્રસંગે ઉદયતિથિનો નિયમ નહિ સ્વીકારવો' એવું કહેનારે સુધારીને એમ કહેવું જોઇએ કે- 'તિથિની ક્ષય વૃદ્ધિ હોય ત્યારે ઉદયતિથિના નિયમને ધ્યાનમાં રાખી ઘડાએલો અપવાદ-વિધિ ફક્ત તેનાજ પુરતો સ્વીકારવો જોઇએ.' અર્થાત્ જે તિથિની ક્ષયવૃદ્ધિ હોય તેને જ અંગે અપવાદ લાગુ પડે, પણ જે પર્વતિથિ ઉદયમાંજ હોય તેને આ અપવાદની કશી અસર થતી નથી. દાખલા તરીકે આઠમનો ક્ષય હોય તો સાતમે આઠમ કરાય, વૃદ્ધિ હોય તો પહેલી આઠમ જતી કરીને બીજી આઠમ કરાય. પણ આઠમ

ઉદયમાં હોય અને આગળ કલ્યાણક તિથિ નોમનો ક્ષય કિંવા વૃદ્ધિ આવી હોય તો તે કારણથી કાંઈ સાતમે આઠમ અને આઠમે નોમ, અથવા પહેલી નોમને દિવસે આઠમ કરીને ઉદયતિથિ આઠમનો વિનાશ કરી શકાય નહિ.

## ક્ષયવૃદ્ધિ પ્રસંગે અપવાદ-વિધિ.

હવે એજ અપવાદ-વિધિ બતાવવા માટે ક્ષયવૃદ્ધિ પ્રસંગે કઇ તિથિ આરાધનામાં લેવી તે શાસ્ત્રકાર નીચલી ગાથામાં જણાવે છેઃ—

**तिहिवाए पुव्वतिही अहिआए उत्तरा य गहिअव्वा।**
**हीणं पि पक्खियं पुण न पमाणं पुण्णिमादिवसे ॥४॥**

( અ૦ )—જ્યારે આરાધવાની તિથિ પડી હોય ત્યારે તેની આરાધના માટે તેનાથી પૂર્વનીજ ઉદયતિથિ ગ્રહણ કરવી. અને અધિક હોય ત્યારે તેની પછીનીજ ઉદયતિથિ ગ્રહણ કરવી; જેમકે આઠમનો ક્ષય હોય તો સાતમ જે ઉદયતિથિ છે તે ગ્રહણ કરીને આઠમ આરાધવી. જો આઠમ વધેલી હોય તો બીજી આઠમે આઠમ આરાધવી.

દરેક તિથિઓ જો સરખા પ્રમાણની અને સૂર્યોદયમાં નિયમિત રહેવાનાજ સ્વભાવવાળી હોત તો તિથિઓની ક્ષયવૃદ્ધિ જેવું કાંઈ બનત નહિ. પરંતુ તેમ નથી તે આપણે ઉપર જોઈ ગયા છીએ. જ્યારે તિથિની હાનિ વૃદ્ધિ ન હોય ત્યારે તો સૂર્યોદયમાં આવેલી તિથિને પ્રમાણ માની કાર્ય કરાય છે પણ હાનિવૃદ્ધિ હોય ત્યારે આ ગાથામાં દર્શાવેલા અપવાદ નિયમનો આશ્રય કરાય છે.

## તિથિની ક્ષય વૃદ્ધિ એટલે?

તિથિની હાનિ કિંવા ક્ષય હોવો એટલે સૂર્યોદયમાં તે તિથિનું બીલકુલ નહિ આવી શકવું તે છે. તિથિની વૃદ્ધિ કિંવા અધિકતા હોવી એટલે તે તિથિનું એકને બદલે બે સૂર્યોદયમાં આવવું તે છે. ક્ષયવૃદ્ધિનું લક્ષણ બતાવતાં શ્રી આરંભસિદ્ધિમાં જણાવ્યું છે કે-"[22]એકજ વારમાં ત્રણ તિથિઓ આવે તો વચલી તિથિ ક્ષયસંજ્ઞિક છે અને એકજ તિથિ ત્રણ વારને સ્પર્શે તો તે વૃદ્ધિસંજ્ઞિક છે."

દાખલા તરીકે ધારો કે-આજે શનિવાર છે, સૂર્યોદય વખતે એકમ તિથિ બે ઘડી માત્ર રહી છે. બે ઘડી પછી બીજ તિથિ ચાલુ થઈ તે છપ્પન ઘડી સુધી રહી. આ પછી ત્રીજ શરૂ થઇ. આ મુજબ એક વારને ત્રણ તિથિ સ્પર્શી. આમાં વચલી તિથિનો ક્ષય મનાય છે. એજ મુજબ એમ માનો કે આજે શનિવાર છે. સૂર્યોદય વખતે એકમ તિથિ અઠ્ઠાવન ઘડી છે. અઠ્ઠાવન ઘડી પછી બીજ તિથિ શરૂ થઈ, તે રવિવારને દિવસે આખો દિવસ એટલે સાઠ ઘડી રહી છે, અને સોમવારને દિવસે પણ એજ તિથિ સૂર્યોદય વખતે હજી બે ઘડી બાકી રહી છે. આ પ્રમાણે એકજ તિથિ શનિ-રવિ-સોમ એમ ત્રણ વારને સ્પર્શી છે. આથી એ તિથિ વૃદ્ધિ પામી ગણાય છે. પાછળ ત્રીજી ગાથાની ટીકામાં બતાવ્યું છે તે પ્રમાણે તિથિનું ઘડીપ્રમાણ જ્યારે ઓછું વત્તું

---

૨૨-"त्रीन् वारान् स्पृशति त्याज्या त्रिदिनस्पर्शिनी तिथिः। वारे तिथित्रयस्पर्शिन्यवमं मध्यमा च या" ॥५॥ (इति आरम्भसिद्धि प्रथम विमर्श)

થાય છે ત્યારે ક્ષયવૃદ્ધિ થાય છે. તેની સમજુતી માટે તેજ ઠેકાણે આપેલું ચિત્ર ફરીથી ધ્યાનમાં લઇ લેવું.

## જૈનમત પ્રમાણે પણ પર્વતિથિની થતી ક્ષયવૃદ્ધિ.

કેટલાક એમ કહે છે કે-'જૈનમતમાં પર્વતિથિની ક્ષયવૃદ્ધિ થતી નથી.' કિન્તુ તેમનું આ કહેવું બરાબર નથી, કારણ કે, જૈનશાસ્ત્રોમાં દરેક તિથિની ક્ષયવૃદ્ધિ થતી હોવાનું કહેલું છે. આ વાતનો જરા આપણે વિચાર કરીએ. પરિપૂર્ણ ત્રીસ અહોરાત્ર પ્રમાણ એક કર્મમાસ કહેવાય છે. ઓગણત્રીસ અહોરાત્રી ઉપર એક આખા દિવસના બત્રીસ બાસઠીઆ ભાગ પ્રમાણ (૨૯$\frac{૩૨}{૬૨}$) ચંદ્રમાસ ગણાય છે. અને ૩૦॥ દિવસનો એક સૂર્યમાસ થાય છે. કર્મમાસ સાથે ચંદ્રમાસ વિચારતાં પ્રતિવર્ષે છ ક્ષયતિથિઓ આવે છે. અને કર્મમાસ સાથે સૂર્યમાસ વિચારતાં છ વૃદ્ધિતિથિઓ આવે છે. એ પ્રમાણે ક્રમસર થતાં પાંચ વર્ષ પ્રમાણ એક યુગમાં એકમથી પુનમ સુધીની તમામ તિથિઓને ક્ષયવૃદ્ધિના રોગમાંથી પસાર થવું પડે છે. આજ કારણથી શ્રી સૂર્યપ્રજ્ઞપ્તિ આદિ સૂત્રોમાં સ્પષ્ટ અક્ષરો છે કે-"[૨૩]એક વર્ષમાં છ ઋતુઓ છે, તેમાં છ ક્ષય રાત્રીઓ છે અને છ અધિક રાત્રીઓ છે.

---

२३-"तत्थ खलु इमे छ उडू पं० तं......तत्थ खलु इमे छ ओमरत्ता पं० तं......तत्थ खलु इमे छ अतिरत्ता पं० तं... "छच्चेव य अइरत्ता आइच्चाओ हवंति माणाइं । छच्चेव ओमरत्ता चंदाहि हवंति माणाहिं ॥"

(इति सूर्यपज्ञप्ति मु. पृ. २०२ सूत्र ७८, एवं श्रीउत्तराध्ययन आदि)

ચંદ્રમાસથી છ ક્ષીણતિથિઓ આવે છે અને સૂર્યમાસથી છ વૃદ્ધતિથિઓ આવે છે."

## બીજાદિનો ક્ષય કિંવા બીજાદિની વૃદ્ધિ બોલાય કે નહિ?

આ ઉપરથી જૈન પંચાંગો કે જે ઘણા કાળથી [૨૪]વિચ્છેદ થયેલાં છે તેમાં પણ પર્વતિથિની ક્ષયવૃદ્ધિ આવતી હતી તે સિદ્ધ થાય છે. જ્યારે બીજપ્રમુખ તિથિઓની ક્ષયવૃદ્ધિ આવવી અનિવાર્ય જ છે ત્યારે 'આજે બીજ આદિનો ક્ષય છે અથવા બીજ આદિ બે છે' એવું આપણાથી શા માટે ન બોલી શકાય ? બોલી શકાય જ. જે વસ્તુ જેવી હોય તેને તેવી કહેવી તે તો સમ્યગ્દ્રષ્ટિયોનો ખાસ ધર્મ છે. પંચાંગોમાં પણ જે તિથિની ક્ષયવૃદ્ધિ આવી હોય તે જ તિથિનો ક્ષય અથવા વૃદ્ધિ લખાય છે.

## પંચાંગની માન્યતા.

પંચાંગ એ તિથિવાર જોવાનું મુખ્ય સાધન છે. જેમાં તિથિ, વાર, નક્ષત્ર, યોગ તથા કરણ આદિ મેળવેલાં હોય તે પંચાગ કહેવાય છે. જૈન પંચાંગો ઘણા કાળથી વિચ્છેદ પામેલાં છે તેથી જ લૌકીક [૨૫]પંચાંગોને અનુસરવાનો શાસ્ત્રમાં ઉલ્લેખ મળે છે. તેમાં પણ ઘણા જ્યોતિષિઓને સ્થૂલ

---

૨૪- "तदपि जैनटिप्पणकानुसारेण...तट्टिप्पनकं तु अधुना सम्यग् न ज्ञायते" અર્થાત્-'તે જૈન ટીપણું હાલમાં સમ્યગ્ પ્રકારે જાણવામાં આવતું નથી. જુઓ **श्रीकल्पसुबोधिका.** पृ. १७३ पो. धा. પ્રકાશિત આવૃત્તિ. એ પ્રમાણે **कल्पकिरणावल्यादि**માં પણ પાઠ છે.

૨૫ જૂઓ આગળ આજ ગ્રન્થની ગાથા ૪૬ ની ટીકામાં.

ગણિતવાળો પ્રાચીન મત સંમત હોવાથી તિથિઆરાધન માટે સ્થૂલ ગણત્રીવાળું જોધપુરી પંચાંગ માનવાનો હાલ સંપ્રદાય ચાલે છે. શ્રી આરંભસિદ્ધિની ટીકામાં "સ્થૂલ પ્રમાણ ઘણા જ્યોતિષ જાણનારાઓને સંમત છે, માટે અમે પણ તેનો આદર કર્યો છે," એવો [૨૬]પાઠ હોવાથી સ્થૂલ ગણિત પ્રત્યેનો આદર સ્પષ્ટ થાય છે. આથી આજે સુક્ષ્મ ગણિતના ધોરણે રચાએલા પંચાંગને જૈન પંચાંગના નામે માન્ય કરાવવાના જે કોઈ તરફથી પ્રયાસો થાય છે તે પ્રામાણિક માની શકાય તેવા નથી.

## ભીંતીયાં પંચાંગોથી કોઈ વખત ભ્રમમાં ન પડો.

થોડા વખતથી માત્ર તિથિ, વાર અને પંચકાદિ દર્શાવનારાં ભીંતીયાં પંચાંગો કાઢવામાં આવે છે. તે લોકોને પર્વતિથિઓ વગેરે સુગમતાથી માલુમ પડે તે હેતુથી યોજાય છે. યદ્યપિ તેમાં પર્વતિથિનો ક્ષય હોય તો તે તિથિનો ક્ષય નહિ લખતાં પૂર્વતિથિનો ક્ષય લખી દેવાય છે, અને પર્વતિથિની વૃદ્ધિ હોય ત્યારે તેને બેવડી નહિ લખતાં પૂર્વતિથિને

---

૨૬-"इदं (अंश-१५-कला-५३-विकला-४४) १५१२ वर्षेऽयनांशपरिमाणं सूक्ष्मेक्षिकयाऽऽयाति, परं प्रत्यब्दमेकैव कला किञ्चिदधिका वर्धते इति स्थूलमानमेव बहुज्योतिर्विदां सम्मतं, ततोऽस्माभिरपि तदेवात्राहतं, तथा च १५१२ वर्षे १५ अंशाः ३४ कलाश्चायान्ति"

(श्री आरंभसिद्धि, विमर्श ५, गाथा ७ टीका)

**નોંધ**—આમાં ટીકાકાર મહારાજે પોતાના સમયના અયનાંશ પ્રમાણ પ્રથમ સૂક્ષ્મ ગણિતથી કાઢેલા છે, પણ વિદ્વાનોને સ્થૂલ ગણિતથી આવતું પ્રમાણ સંમત હોવાથી તે છોડી દીધાં છે.

એવડી લખાય છે. તથાપિ તે શાસ્ત્રીય ધોરણ નહિ હોવાથી તેના જ ઉપર કેવળ આધાર કે આગ્રહ રાખવો ખોટો છે. શાસ્ત્રીય વસ્તુ ઉપર બતાવી તે મુજબ છે. અને હજી પણ આગળ બતાવાશે તેના ઉપર ધ્યાન રાખી કાર્ય કરવું હિતાવહ છે, ભીંતીયાં પંચાંગોની ભ્રમોત્પાદકતા શી રીતે છે, તે અમોએ આગળ ગાથા ૫ ની ટીકામાં 'બોધક પ્રશ્નોત્તરી' માં બતાવ્યું છે.

## પૂ. પા. ઉમાસ્વાતિ મહારાજનું વચન પણ શું સાબીત કરે છે?

ઉપર મુજબ પર્વતિથિઓની પણ ક્ષયવૃદ્ધિ હોવાથી મૂલ ગાથાના પૂર્વાર્ધમાં 'તિથિ પડી હોય તો પૂર્વની જ તિથિ ગ્રહણ કરવી અને વધી હોય તો 'ઉત્તર' ની એટલે બીજાજ સૂર્યોદયની તિથિ ગ્રહણ કરવી'–એવી વિધિ ફરમાવવામાં આવી છે. કહ્યું પણ છે કે–"[૨૭]ક્ષયમાં પૂર્વતિથિ ગ્રહણ કરવી અને વૃદ્ધિમાં ઉત્તરતિથિ ગ્રહણ કરવી. શ્રી વીરપ્રભુનું નિર્વાણ કલ્યાણક લોકોને અનુસારે જાણવું. અર્થાત્–લોક કરે તે દિવાળી."

લગભગ સત્તરસો વર્ષથી ચાલ્યો આવતો પૂર્વધર મહારાજ શ્રી ઉમાસ્વાતિજીનો આ પ્રઘોષ છે. એનાથી પણ એ સાબીત થાય છે કે–

(૧) જૈન મત પ્રમાણે પણ પર્વતિથિનો ક્ષયે આવે છે અને વૃદ્ધિ યે આવે છે.

---

૨૭–"उमास्वातिवचःप्रघोषश्चैवं श्रूयते–'क्षये पूर्वा तिथिः कार्या, वृद्धौ कार्या तथोत्तरा। श्रीवीरज्ञाननिर्वाणं कार्यं लोकानुगैरिह "॥

(श्री श्राद्धविधि–मु–पृ. १५२, એ પ્રમાણે धर्मसंग्रहादिमांપણ)

"यदुक्तं–'क्षये पूर्वा तिथिर्ग्राह्या वृद्धौ ग्राह्या तथोत्तरा। श्रीमद्वीरस्य निर्वाणं ज्ञेयं लोकानुसारतः ॥१॥" (पृ. २)

(૨) પર્વતિથિનો ક્ષય હોય ત્યારે તેની પૂર્વની જ ઉદયતિથિ લેવી કે જે દિવસમાં ક્ષીણતિથિ સંપૂર્ણ ભોગવાય છે.

(૩) પર્વતિથિની વૃદ્ધિ હોય ત્યારે બીજા દિવસનીજ ઉદયતિથિ લેવી કે જે દિવસે પ્રસ્તુત તિથિ સમાપ્ત થાય છે,

(૪) જે તિથિની ક્ષયવૃદ્ધિ આવી હોય તેને જ અંગે આ નિયમ લાગુ પડે, પણ જે પર્વતિથિની ક્ષયવૃદ્ધિ ન હોય તેને આ નિયમ લાગુ કરાય જ નહિ.

(૫) કલ્યાણક તિથિઓ પણ પર્વતિથિઓના જેટલી મહત્ત્વવાળી છે.

## ચૌદશનો ક્ષય હોય ત્યારે શું પુનમે પક્ખિ થાય કે?

આ નિયમને કબુલ રાખવા છતાં પણ જે કોઈ એમ માને છે કે-" અષ્ટમ્યાદિ તિથિનો ક્ષય હોય ત્યારે તો સપ્તમ્યાદિ પૂર્વતિથિ લેવી પણ ચૌદશનો ક્ષય હોય ત્યારે પૂનમ લેવી" તેની મનોભ્રાંતિ દૂર કરવા માટે ઉત્તરાર્ધ દ્વારા શાસ્ત્રકાર કહે છે કે-'હીન' એટલે ક્ષીણ થએલું પણ 'પાક્ષિક' એટલે ચૌદશપર્વ પૂર્ણિમામાં કરવું પ્રમાણભૂત નથી, કારણ કે-પૂર્ણિમાના દિવસે ચતુર્દશીના ભોગની ગંધ સરખી પણ નથી, કિંતુ તેરસના દિવસે જ કરવું પ્રમાણભૂત છે. આ વિષેની દ્રષ્ટાંતવાળી યુક્તિઓ આગળ આજ ગ્રંથમાં કહીંશું"

## તેરસ છતાં ચૌદશ કહેવાય તેનો ખુલાસો

વાદી અહીં ગ્રંથકાર સામે શંકા ઉઠાવે છે કે-'ઔદાયિક તિથિનો સ્વીકાર અને અન્ય તિથિનો તિરસ્કાર કરવામાં તત્પર આપણે બન્ને છીએ, તો તેરસનો ચૌદશ રૂપે સ્વીકાર કરવો શી રીતે યોગ્ય છે?'

ગ્રંથકાર એને સમાધાન આપે છે કે–' તારૂં કહેવું ઠીક છે. પરંતુ પ્રાયશ્ચિત્તાદિ વિધિમાં તેરસને 'ચૌદશ' એવું નામ આપેલું હોવાથી ત્યાં 'તેરસ' એવા નામનો પણ અસંભવ છે' કહ્યું છે કે–

"[૨૮]સંવચ્છરી, ચોમાસી, પખ્ખી અને આશ્વીનાદિ આષ્ટાહ્નિક તિથિઓમાં જેમાં સૂર્યોદય થયો હોય તે તિથિઓને પ્રમાણ કહી છે.

---

**૨૮–" संवच्छर चाउमासे पक्खे अट्ठाहिआसु य तिहिसु। ता उ पमाणं भणिया जाओ सूरो उदयमेइ॥१॥ अह जइ कहवि न लब्भंति ताओ सूरुग्गमेणं जुत्ताओ। ता अवरविद्ध अवरा वि हुज्ज न हु पुव्व तव्विद्धा ॥ २ ॥**

**નોંધઃ**–તત્ત્વતરંગિણી ટીકામાં આ બે પ્રાચીન ગાથાઓની સાક્ષી આપી છે. આ બે ગાથાઓ પછી મુદ્રિત પ્રતમાં પાછો જે પાઠ નથી તે અમારી પાસેની હસ્તલિખિત પ્રતમાંથી અહીં ઉતારીએ છીએઃ—

**" अत्र प्रथमगाथायाः सुगमत्वेन द्वितीयगाथार्थो यथा–अथ यदि कथमपि 'ताः'–पूर्वोक्ताः' सूर्योद्गमेनयुक्ताः '–अवाप्त सूर्योदया इति यावत् , न लभ्यन्ते 'ता'–तर्हि 'अवरविद्ध'त्ति अपरविद्धा क्षीणतिथिभिर्विद्धा–अर्थात्प्राचीनास्तिथयः 'अपरा अपि '–क्षीणतिथिसंज्ञिका अपि, प्राकृतत्वाद्बह्वर्थे एकवचनं, 'हुज्ज' त्ति–भवेयुः। व्यतिरेकमाह 'न हु'त्ति–हुरेवार्थे व्यवहितः संबध्यते, तद्विद्धाः सत्यो न पूर्वा एव–पूर्वातिथिनाम्न्य एव भवेयुः किन्तु उत्तरसंज्ञिका अपीति भावः।"**

આમાં ગ્રંથકાર મહારાજે 'અહીં પ્રથમ ગાથા સુગમ હોવાથી બીજી ગાથાનો અર્થ આ પ્રમાણે લખીએ છીએ.' એમ જણાવીને બીજી ગાથાની સંપૂર્ણ ટીકા લખી છે, જેનો ભાવાર્થ અમે ઉપર આપેલો છે. સુજ્ઞ વાંચકોને લાગશે કે–' પ્રસ્તુત ગ્રંથમાં શ્રીમાન્ સંશોધકે આવા પાઠો અથવા પાઠાન્તરો કેમ છોડી દીધા હશે?' પરંતુ તેમાં અમારો ઇલાજ નથી. ક્ષુલ્લક ફેરફારો છોડી દેવા છતાં

"હવે જો કદાપિ તે તિથિઓ સૂર્યોદયથી યુક્ત ન મળે તો ક્ષીણતિથિ યુક્ત પૂર્વની તિથિ ક્ષીણતિથિની સંજ્ઞાવાળી પણ બને છે. ક્ષીણતિથિ યુક્ત પૂર્વની તિથિ પૂર્વતિથિના નામવાળી જ રહે એમ નહિ પણ તેને ઉત્તર એટલે ક્ષીણતિથિની સંજ્ઞા પણ અપાય છે."

**મતલબ એ છે કે–સૂર્યોદયવાળી તિથિ ન મળે ત્યારે તે તિથિ જેમાં સમાયેલી છે તે પૂર્વતિથિ લેવી.**

## વિરોધનો પરિહાર.

'પહેલાં તેરસને તેરસ એવા નામનો પણ અસંભવ જણાવી ચૌદશજ કહેવાય' એ પ્રમાણે કહ્યું. અને અહીં તમે 'ક્ષીણતિથિની સંજ્ઞાવાળી પણ કહેવાય'–એ પ્રમાણે કહેવા માગો છો, તો આ પરસ્પર વિરોધ કેમ ન ગણાય?

આનો જવાબ એ છે કે–'અમે પ્રાયશ્ચિત્તાદિ વિધિમાં' કહેલું હોવાથી વિરોધ આવતો નથી અથવા 'મૂખ્ય અને ગૌણના ભેદથી તેરસ હોવા છતાં મૂખ્યપણે ચૌદશ જ કહેવાય' એવો અમારો અભિપ્રાય હોવાથી કશોજ વિરોધ નથી.

**શાસ્ત્રકાર આથી સિદ્ધ કરે છે કે–ક્ષયને બદલે પૂર્વ-તિથિનો ક્ષય કરવાનો નથી, પણ અષ્ટમ્યાદિનો ક્ષય હોય ત્યારે ઉદયતિથિ સપ્તમ્યાદિ હોય છતાં તેને મૂખ્ય ભેદે સપ્તમ્યાદિ નહિ બોલતાં ક્ષય પામેલી અષ્ટમ્યાદિ રૂપે બોલાય છે, કારણ કે–સાતમ કરતાં આઠમ પ્રધાન છે. તમારે જો શાસ્ત્રના સત્ય અર્થને માનવો જ હોય તો આ પાઠને**

---

ખાસ પાઠો કિંવા પાઠાન્તરોનાં સ્થલ હજી આગળ પણ અમારે બતાવવાં પડશે. તે એટલા જ માટે કે–ગ્રંથકાર મહારાજને ન્યાય આપવાની અમારી ફરજ અદા થાય.

પૂર્વતિથિના ક્ષયની સાબીતીમાં કોઇ પણ રીતે ખેંચી જવાય તેમ નથી, કેમકે–'અપિ' શબ્દથી શાસ્ત્રકારે તો 'પૂર્વતિથિ પૂર્વતિથિ સંજ્ઞક પણ રહે અને ક્ષીણુતિથિ સંજ્ઞક પણ થાય' એમ બે વાતો કહી છે. તે ટીકાકાર મહારાજે મૂખ્ય ગૌણનો ન્યાય બતાવીને સંગત કરેલી છે. જો પૂર્વતિથિનો ક્ષયજ કરવાનું શાસ્ત્રે માન્યું હોત તો 'પૂર્વતિથિ પૂર્વતિથિ પણ કહેવાય અને ક્ષીણુતિથિના નામે પણ કહેવાય' એમ બે વાત કરત નહિ.

## વાદીનો સ્વીકાર.

આ વસ્તુ તેં પણ અંગીકાર કરેલી છે. જો તેમ ન હોય તો આઠમના ક્ષયે સાતમના દિવસે 'અમે આજે આઠમનો પૌષધ આદિ કરેલો છે' એમ તારાથી કેવી રીતે કહી શકાશે? તું આઠમનું કાર્ય સાતમને દિવસે કરે છે, એટલે 'આઠમ ક્ષય પામેલી હોવાથી તેનું કાર્ય પણ ક્ષય પામી ગયું' એવું તારાથી હરગીજ કહી શકાશે નહિ. મુંઝાઇને જો તું એમ કહેવા માગે કે–'લોકવ્યવહારના ભંગનો પ્રસંગ ન આવે તે માટે ક્ષીણાષ્ટમીનું કાર્ય સાતમે કરીએ તેમાં કાંઈ દોષ નથી.' તો અમારૂં તમને એજ કહેવું છે કે–'બહુ સારૂ. એજ ભય રાખીને ક્ષીણુ ચતુર્દશીનું કાર્ય પણ તમે તેરસે જ કરો, લોક-ભીતિ તો તમારે માટે બન્ને ઠેકાણે સરખી છે.'

અર્થાત્—આઠમના ક્ષયે જેમ તમે સાતમ ગ્રહણ કરો છો તેમ ચૌદશના ક્ષયે તેરસ જ ગ્રહણ કરવી તમારે માટે યોગ્ય છે, કિંતુ પુનમમાં તેનું કૃત્ય કરવું બીલકુલ ઘટમાન નથી ॥ ૪ ॥

## ગાથા ૫ મી : વાદીની વિશેષ શંકાનું નિરાકરણ.

હવે ચૌદશના ક્ષયે પુનમનો વાદી કે જેને એવી શંકા છે કે–'ચતુષ્પર્વિ અંતર્ગત આરાધ્યરૂપે તરતજ આવીને ઉભી રહેતી

પૂર્ણિમામાં પખ્ખિનું કૃત્ય કરવું યોગ્ય છે, નવમીમાં એવી પરિસ્થિતિ નહિ હોવાથી તુટેલી આઠમનું કાર્ય સાતમમાં જ કરાય છે.' આ શંકાને દૂર કરવા માટે પાંચમી ગાથા ફરમાવે છેઃ-

**नाराहणभंतिए पक्खियकज्जं च पूण्णिमा दिवसे ।**
**हीणट्ठमि कल्लाणगनवमीए जेण न पमाणं ॥ ५ ॥**

(પ્ર૦)-જો કે આગમોમાં ત્રણ ચોમાસી સંબંધી પુનમો અને અમાવાસ્યાઓ પુણ્યતિથિ રૂપે મહા કલ્યાણકપણે આરાધ્ય કહેલી પ્રસિદ્ધ છે. [૨૯]તો પણ શ્રાવકોના કેવલ પૌષધવ્રતને આશ્રયીનેજ તે સામાન્યપણે ગ્રહણ કરેલી ક્યાંય જોવામાં આવતી નથી. એ કારણથી અહીં તેજ અપેક્ષા રાખીને યુક્તિઓ બતાવાય છે. તે આ પ્રમાણે- 'પૂર્ણિમા આરાધ્ય છે એ ભ્રાન્તિથી પણ ચૌદશનું કૃત્ય પૂર્ણિમાને દિને કરવું વ્યાજબી નથી.'

આ વાતને ગાથાના ઉત્તરાર્ધમાં દૃષ્ટાંત આપી મજબુત કરે છે. 'જેમ ક્ષીણ અષ્ટમીનું કાર્ય કલ્યાણક તરીકે આરાધ્ય હોવા છતાં નોમના દિવસે કરવું પ્રમાણભૂત નથી તેમ.' પરગચ્છિને પણ આ વસ્તુ માન્ય છે.

એમ નહિ કહેવું જોઈએ કે-'નવમી કલ્યાણક તિથિ હોવા છતાં ચતુષ્પર્વિ રૂપે આરાધ્ય નથી માટે નોમની સાથે પૂર્ણિમાને

---

૨૯-મુદ્રિત પ્રતમાં આ ઠેકાણે "**तथापि क्वापि श्रावकाणां केवलं पौषधव्रतमेवाश्रित्य सामान्येन गृहीता दृश्यन्ते**" એવો પાઠ આપેલો છે. એમાં "**न**" રહી ગયેલો જણાય છે, કારણ કે- લિખિત પ્રતમાં "**तथापि न क्वापि श्रावकाणां केवलं पौषधव्रतमेवाधिकृत्य सामान्येन गृहिता दृश्यन्ते**" એવો પાઠ છે. અહીં એ પાઠ અમોને સુસંગત જણાયાથી અનુવાદ પણ તેને અવલંબી કર્યો છે.

ચોથની આગળ આવતી પાંચમ પણ પર્વતિથિ રૂપે જ છે. એટલે ચોથના ક્ષયે સંવત્સરી પણ તમારે પાંચમે જ બજાવવા વ્યાકુલ થવું પડશે. છતાં ત્યાં તો તમે અમારી માફક 'ક્ષયે પૂર્વા'ના નિયમ મુજબ ત્રીજ જ અંગીકાર કરો છો, પરંતુ પાંચમે ચોથ નથી કરતા. તેજ પ્રમાણે ચૌદશના ક્ષયે તમે તેરસે ચૌદશનું કૃત્ય કરો, પણ પૂર્ણિમાએ કરવા તત્પર ન થાઓ.

ખરેખર, ચૌદશ વિના ચૌદશનું કૃત્ય પૂર્ણિમામાં કરવું તદ્દન અયુકત જ છે. શ્રી પરમાનંદે 'રૂદ્ર પલ્લિય સામાચારી' નામના ગ્રંથમાં અને જિનવલ્લભસૂરિએ પૌષધવિધિમાં લખ્યું છે કે–

"[30]જો તે દિવસે ચૌદશ હોય તો પખ્ખિ અથવા ચોમાસી પડિક્કમવી, જો ન હોય તો દૈવસિક અથવા સંવત્સરી (જે દિવસ

---

૩૦–આ સ્થળે મુદ્રિત પ્રતમાં "किं च पाक्षिककृत्यं पञ्चदश्यां न युक्तमेव, चतुर्दशी (अह चउदसी तो पक्खिअं) पडिक्कमिय साहुविस्सामणं कुणइत्ति भवदाप्तोक्तेः"

આટલો જ પાઠ છાપેલો છે, જ્યારે અમારી પાસેની પ્રતમાં નીચે પ્રમાણેનો પૂરો પાઠ છેઃ–

"किं च पाक्षिककृत्यं पञ्चदश्यामयुक्तमेव, चतुर्दशी-मन्तरेण तत्कृत्यस्यायुक्तत्वात्, यदुक्तमभयदेवसूरिमुखात्परमा-नन्दनाम्ना 'रुद्रपल्लियसामाचार्यां' पौषधाधिकारे जिनवल्लभ-सूरिणा 'पौषधविधि' प्रकरणे च–"जइ तंमि दिणे चउदसी तो पक्खियं चाउम्मासिअं वा, अह न तो देवसियं संवत्सरिअं वा पडिक्कमिअ साहु विस्सामणं कुणइत्ति।"

સુજ્ઞ વાંચકો આ બન્ને પાઠોનું અંતર સ્વયં માપી લેશે.

હોય તે પ્રમાણે) પડિક્કમવું. પ્રતિક્રમણ કરીને સાધુની વિશ્રામણા-સેવાભક્તિ કરવી.''

આમાં ચોખ્ખું પ્રતિપાદન કર્યું છે કે-

(૧) પખ્ખિના દિવસે જ પખ્ખિ કરાય અને

(૨) સંવત્સરીના દિવસે જ સંવત્સરી કરાય. કિન્તુ

(૩) પખ્ખિ અથવા સંવત્સરીની તિથિ જ ન હોય અને તે દિવસે તમે પખ્ખિ કે સંવત્સરી કરવા માગો તો તે કદી કરી શકાય નહિ.

## પૂર્ણિમાના ક્ષયે તમે શું કરશો ?

ભો મિત્ર! ચતુર્દશી અને પૂર્ણિમા બન્ને આરાધ્ય તરીકે તમને સમ્મત છે. જો તમારા મત પ્રમાણે ચૌદશના ક્ષયે પુનમ કરવામાં આવે તો પુનમની જ આરાધના થઈ, ચૌદશની આરાધના ઉપર તો પાણી જ મૂકાઇ જશે. જો તમે એમ કહેવા માગો કે-'ચૌદશનો ક્ષય થયેલો હોવાથી તેની આરાધના પણ નષ્ટ થઇ ગયેલી છે' તો અમે તમને મિત્રભાવે પૂછીએ છીએ કે-' ભાઇ! આઠમે તમને શું ખાનગીમાં કાંઇ આપેલું છે કે જેથી નષ્ટ થઈ ગએલી આઠમને તમે ફેરવીને માનો છો અને ચૌદશે તમારો શો અપરાધ કર્યો છે કે તેનું નામ પણ સહન થતું નથી ?' જો તમે અમને એમ પૂછો કેઃ- ' પૂર્ણિમાના ક્ષયે તમે શું કરશો ? ' તો અમે કહીએ છીએ કે-

## પુનમનો ક્ષય ચૌદશમાં જ સમાઈ જાય છે.

' તમારી વિચારચતુરાઈ તો સરસ છે! કેમકે-તમે જાણો છો કે-પુનમનો ક્ષય થયેલો છે એટલે ચૌદશને દિવસે ચૌદશ અને પૂર્ણિમા બન્ને તિથિ પૂરી થાય છે, તેથી ચૌદશ ભેગી પુનમની પણ આરાધના થઈ જાય છે. આ જાણવા છતાં તમે નાહક પૂછો છો'. 'ચૌદશમાં પુનમનું આરોપણ કરીને તમે આરાધો છો' એમ પણ

ક્ષયની માફક તેના ક્ષયને પાછળની કલ્યાણકતિથિમાં સમાવી દેશો ?' **આ પ્રશ્નનો ઉત્તર આપતાં શાસ્ત્રકાર જણાવે છે કે**:–બેશક હા. એમાં પૂછવાનું જ શું છે ? પુનમના ક્ષયે પુનમ ચૌદશમાં હતી કે નહિ ? તેજ પ્રમાણે ધારો કે–બે કલ્યાણક તિથિઓ સાથે છે તેમાં બીજી તિથિનો ક્ષય થએલો છે, એટલે શું તે તિથિ જ નથી ? ના, તિથિ તો છે પણ તે પાછલી તિથિમાં આવી ગઈ છે. તો પછી બસ. એક જ દિવસે બન્ને તિથિઓ હોવાથી અમારે બન્ને તિથિઓનું આરાધન થઈ જાય છે, એમાં તમે અમને આપત્તિ શી આપો છો ? આવા પ્રસંગે ય અમને તો આપત્તિ નથી પણ તમારે મહા પંચાત છે ! કેમકે–સાથે આવેલી બે–ત્રણ કલ્યાણક તિથિઓમાં બીજીનો ક્ષય હોય કે પહેલીનો ક્ષય હોય, તોયે તમારે તો આકાશ સામે જ જોવું પડશે.

**પાછળની તિથિ લેવા જશો તો તમારાથી ચૌદશના ક્ષયે પુનમે પકિખ નહિ કરાય અને આગળની લેવા જશો તો આઠમના ક્ષયે સાતમ નહિ કરાય. આમ બન્ને બાજુથી તમારે બંધાવાનું છે.**

## જુદો તપ કરાય છતાં તિથિ જુદી ન કરાય.

'પણ સાથે આવેલી કલ્યાણકતિથિઓમાં આગલી ક્ષીણતિથિને જ્યારે તમે પાછળની તિથિમાં સમાવો છો, ત્યારે તેનો તપ કેમ બીજા દિવસે અથવા આગળ ઉપર આવતી તેજ કલ્યાણક તિથિએ જુદો કરી અપાય છે ?'–આ પ્રશ્નનો ઉત્તર એ છે કે–કલ્યાણકતિથિનો આરાધક પ્રાયઃ કરીને તપશ્ચર્યા વિશેષ કરવાના નિયમવાળો હોય છે. તે બે પ્રકારનો હોય છે. (૧) એક તો આંતરા રહિત તેનો તપ કરી આપનારો અને (૨) બીજો આંતરે તપ પૂરો કરી આપનારો.

પહેલો માણસ એક જ દિવસમાં બે કલ્યાણકતિથિઓ હોવાથી, તે બંનેનો આરાધક થવા છતાં બીજે દિવસ લઇને તેનો તપ પૂરો

કરી આપનારો થાય છે. જેવી [૩૨] રીતે પૂર્ણિમાનો ક્ષય હોય ત્યારે ચોમાસીના છટ્ઠ તપના નિયમવાળો ચૌદશની સાથે તેરસે જ અથવા તો એકમે જ ઉપવાસ કરીને છટ્ઠનો નિયમ પૂરો કરે છે તેવી રીતે. બીજો આદમી કે જે કલ્યાણકતિથિનો સાંતર તપ કરવાના નિયમવાળો છે, તે આગળ ઉપર આવતી તેજ કલ્યાણકતિથિએ તે તપ કરી આપીને પોતાનો નિયમ સફલ કરે છે. આમાં કોઈ પણ વિરોધ આવે તેવું નથી, તમારે તો અહીં પણ યુક્તિ નહિ હોવાથી માથું જ ખંજાળવાનું છે, માટે ફોકટ શંકાઓ ન રાખો.

આ તમામ ઉપરથી સિદ્ધાંતીનું કહેવું આ પ્રમાણે ફલિત થાય છેઃ—

(૧) ચતુર્દશીનો ક્ષય હોય ત્યારે તેરસે જ ચતુર્દશીનું કાર્ય કરાય.

---

૩૨–અહીં આગળ મુદ્રિત પ્રતમાં–"यथा पूर्णिमापाते पाक्षिकचातुर्मासिकषष्ठतपोऽभिग्रहीति, द्वितीयस्तु भविष्यत्वर्षतत्कल्याणकतिथियुक्तदिनमादायैवेति नात्र शङ्कावकाश इति, युक्तिरिक्तत्वात्, न च खसूचित्वमेव शङ्काज्वरनाशौषधीति।" પાઠ છે, (પૃ. ૬) આ પાઠ તુટક, અશુદ્ધ અને અસંગત પણ જણાય છે. અમારી પાસેની લેખિત પ્રતમાં નીચે પ્રમાણે ચોક્ખો પાઠ છે.–

"यथा पूर्णिमापाते चातुर्मासिकषष्ठतपोऽभिग्रही अपरदिनमादायैव तपःपूरकः, द्वितीयस्तु भविष्यद्वर्षतत्कल्याणकतिथियुक्तं दिनमादायैवेति न किंचिदनुपपन्नम्, अत्र तव तावद्युक्तिरिक्तत्वात्खसूचित्वमेव शङ्काज्वरनाशौषधीति।"

આ પાઠ અમને સળંગ, શુદ્ધ અને સંગત જણાય છે, તેથી એ જ પાઠને અનુસરીને અમોએ વિવેચન કર્યું છે.

(૨) પૂર્ણિમાના દિવસે તો ચતુર્દશીનું કાર્ય ન જ કરાય.

(૩) પૂર્ણિમાનો ક્ષય હોય ત્યારે તેની આરાધના ચૌદશ ભેગી આવી જાય, કિન્તુ તેરશનો ક્ષય કરાય નહિ.

(૪) આવા સંયોગોમાં ક્ષીણ તિથિનો તપ જુદો કરી અપાય, પણ તેના અનુષ્ઠાન માટે તિથિ જુદી કરી શકાય નહિ.

(૫) ચૌદશ, પુનમ આદિ જે દિવસે ભેગાં સમાપ્ત થતાં હોય તે એની આરાધના માનવામાં એકકે અનુષ્ઠાનના લોપની આપત્તિ આવતી નથી, પરંતુ જ્યાં એકની સમાપ્તિ હોય અને બીજાની ન હોય ત્યાં તેની આરાધના માનવાથી તે આપત્તિ આવે છે.

## કોઇક વાદી પુનમના ક્ષયે તેરસનો ક્ષય અને પાંચમના ક્ષયે ત્રીજનો ક્ષય સ્થાપન કરે છે.

હવે અહીં કોઈક એમ કહે છે કે:—'પુનમે પક્ખિ માનનારને તમે આપત્તિઓ આપીને ચૌદશના ક્ષયે પુનમે પક્ખિ કરવાનો નિષેધ કર્યો તે બરાબર છે. 'ક્ષયે પૂર્વા'નો નિયમ જ એમની વિરુદ્ધ જાય છે. પુનમ પોતે ઉદયતિથિ છે. તેમાં ચૌદશનો તો લેશ માત્ર સંભવ નથી. તે ન હોય છતાં માનવી એ તો દિવસને રાત્રી માનવા બરાબર છે. પણ પુનમનો ક્ષય હોય ત્યારે તેરસનો ક્ષય કરી તેરસને દિવસે ચૌદશ અને ચૌદશને દિવસે પુનમ કરવી જોઇએ. આમ કરવામાં આવે તો જ મહિનામાં આવતી બાર પર્વતિથિઓ

અખંડ રહી શકે. આપણે ત્યાં પર્વતિથિનો ક્ષય થઇ શકે નહિ માટે તે આખી રાખવી જોઈએ, સંવત્ ૧૮૬૯ નો સાલમાં સુરત મુકામે તેર બેસણાં થયાં હતાં તેમણે પણ ઠરાવ્યું છે કે–'પુનમનો ક્ષય આવે ત્યારે તેરસનો ક્ષય કરવો.' આ પ્રમાણેની પ્રવૃત્તિ હાલ પણ ચાલે છે.'

## બીજા વાદીનો ઉત્તર.

પુનમના ક્ષયે તેરસનો ક્ષય માનવા ઉપરાંત ભાદરવા શુદ પાંચમના ક્ષયે ભાદરવા શુદ ત્રીજનો ક્ષય માનનાર બીજો વાદી ઉપલા વાદીને ઉત્તર આપે છે અને પોતાના પક્ષનું સ્થાપન કરે છે:—

'આપણે ત્યાં પર્વતિથિઓનો ક્ષય થઇ શકે નહિ'–આ તમારૂં ધારવું ખોટું છે. શ્રી સૂર્યપ્રજ્ઞપ્તિ, જ્યોતિષકરંડક આદિ શાસ્ત્રો જેમણે જોયાં છે, તેમનાથી તો એમ નહિ જ કહી શકાય કે–'આપણે ત્યાં પર્વતિથિઓનો ક્ષય થઈ શકે નહિ.' પણ પર્વતિથિઓ આરાધવાની હોવાથી તેને બદલે પૂર્વની તિથિઓની ક્ષયવૃદ્ધિ ભીંતીયાં પંચાંગોમાં લખાય છે. એ જ ન્યાયે પુનમનો ક્ષય હોય ત્યારે પૂર્વતિથિનો ક્ષય કરવો જોઇએ, કિન્તુ પૂર્વની ચતુર્દશી પર્વતિથિ હોવાથી તેનો ક્ષય કરાય નહિ, એટલે તેરસનો ક્ષય કરાય છે. તમે જે સંવત્ ૧૮૬૯ ના નિયમની વાત લખો છો તે તો 'અશાસ્ત્રીય હોવા સાથે અસંબદ્ધ અને અનિયત છે.' તેથી તેના ઉપર વજન રાખવું યોગ્ય નથી. આપણે ત્યાં ભાદરવા શુદ ૫ ના ક્ષયે ત્રીજનો ક્ષય બીજા કોઈ પણ આચાર્યો

માનતા નથી. પણ મારો એવો મત છે કે–'જ્યારે પુનમના ક્ષયે તેરસનો ક્ષય કરીએ છીયે ત્યારે પાંચમના ક્ષયે ત્રીજનો ક્ષય પણ કરવો જોઇએ.'

સિદ્ધાન્તી બેનું ખંડન કરે છે: શું બધી પર્વિઓ અખંડ રહી શકે?

જૈનમત પ્રમાણે પર્વતિથિની ક્ષયવૃદ્ધિ થાય છે, એટલે તે મનાય પણ ખરી અને બોલાય પણ ખરી. આ હકીકત પાછળ ગાથા ૪ ની ટીકામાં સવિસ્તર પ્રતિપાદન કરેલી છે, તે તમે બન્ને કેમ ભૂલી જાઓ છો? પહેલા વાદીએ 'બારે તિથિઓને અખંડિત રાખવાની' જે વાત જણાવી છે તે તેમની કલ્પના માત્ર છે. માસમાં બાર પર્વતિથિઓ ઉપરાંત કલ્યાણકતિથિઓ પણ પર્વતિથિઓ તરીકે આવે છે. કલ્યાણકતિથિઓ એ બીજાદિ પર્વતિથિઓની માફક પર્વ-તિથિઓ જ છે, તે પાછળ ગાથા '૨' ની ટીકામાં તેમજ શ્રી ઉમાસ્વાતિ મહારાજના પ્રઘોષમાં (જુઓ ગાથા ૪ ની ટીકા) સાફ સાફ સાબીત કરેલું છે. જો બાર તિથિઓ અખંડ રાખવી હોય, તો આ તિથિઓએ શો અપરાધ કર્યો કે–તેને અખંડ રાખવાનું કહેતા નથી? જો તે સઘળીને તમારા મત પ્રમાણે 'અખંડ' રાખવા જશો, તો તિથિ-આરાધનની વ્યવસ્થા ઉપર તમારે પાણી જ મૂકવું પડશે. 'ક્ષયે પૂર્વા'નો નિયમ ક્ષીણ પર્વતિથિને પૂર્વતિથિમાં આરાધવાનું જણાવે છે, પરંતુ તેને બદલે પૂર્વતિથિનો ક્ષય કરી નાખવાનું જણાવતો નથી. જો પૂર્વની અપર્વતિથિ હોય, તો તે અપર્વતિથિને બદલે તે દિવસમાં સંપૂર્ણ થતી એકલી

પર્વતિથિનું જ આરાધન કરવું. જો તે પર્વતિથિ હોય તો ઉદયમાં રહેલી પર્વતિથિને ખસેડવાની જરૂર નથી, પણ તે દિવસે બન્ને તિથિઓ સમાપ્ત થતી હોવાથી તે બન્ને તિથિઓનું આરાધન એક જ દિવસે કરવું. આ વાત આજ ગાથાની ટીકામાં પુનમપક્ખિવાદીના 'પુનમના ક્ષયે તમે શું કરશો ?' તેમજ 'બન્ને કલ્યાણકતિથિઓ સાથે આવે ત્યારે આગલી તિથિના ક્ષયે શું એમજ કરશો ?' આ પ્રશ્નોના ઉત્તરમાં 'પૂર્વ પર્વતિથિને દિવસે તે પણ હોવાથી તે બન્નેનું એક જ દિવસે આરાધન થશે'–એવો જવાબ આપીને સિદ્ધ કર્યું છે, તે જરા ફરીથી યાદ કરો. 'જુદે જુદે દિવસે જ તે સૌની આરાધના થવી જોઈએ' એવું તો ક્યાંય ઠરાવ્યું નથી. પ્રત્યુત તેનો તપ જૂદો કરી અપાય, તથાપિ આરાધના તો પૂર્વતિથિની ભેગી જ ગણાય એમ ઠરાવેલું છે. તો તે વાદીની માફક તમે પણ વ્યામોહમાં શા માટે પડો છો ?

## પૂર્વતર તિથિઓના ક્ષયવાદીઓનું પરવાદિ સાથે સમાનપણું.

તમે પોતે કહ્યું છે કે–"'ક્ષયે પૂર્વા' નો નિયમ પુનમે પક્ખિ માનનાર વાદીની વિરૂદ્ધ જાય છે. પુનમ પોતે ઉદયતિથિ છે, તેમાં ચૌદશનો તો લેશ માત્ર સંભવ નથી. તે ન હોય છતાં માનવી એ દિવસને રાત્રી માનવા બરાબર છે." તો પુનમના ક્ષયે તેરસનો ક્ષય કરવામાં પણ શું 'ક્ષયે પૂર્વા' નો નિયમ તમારી વિરૂદ્ધ જતો નથી ? તેરસ એ પુનમની પૂર્વતિથિ નથી, પણ પુનમ પહેલાં જે ચૌદશ આવી છે

તેનાથી પણ પૂર્વે રહેલી એટલે પૂર્વતર તિથિ છે. કાયદેસર તેનો ક્ષય તમારાથી થઈ શકે નહિ. વળી તમો તેરસનો ક્ષય કરીને તે દિવસે ચૌદશની પકિખ કરશો કે પુનમ આરાધશો? પુનમ તો તમે આરાધતા નથી, કારણ કે-પુનમ તો તમે ચૌદશને દિવસે કરો છો. ત્યારે પુનમના ક્ષયને બદલે તેરસનો ક્ષય માનવો એ કેટલો બધો કઢંગો છે, એ તમે વિચારી જૂઓ. તેરસનો ક્ષય કરીને તે દિવસે તમે કરો છો ચૌદશ. ભલા ! ચૌદશનો ક્ષય હોયા વિના તેરસને દિવસે ચૌદશ કરવાનો તમને શો અધિકાર છે ? ચૌદશ પોતે તો બીજે દિવસે ઉદયમાં આવે છે. તેરસને દિવસે એની સમાપ્તિ થતી જ નથી. અને તેથી શાસ્ત્રની નીતિ પ્રમાણે તે દિવસે ચૌદશ નથી, છતાં તમે તેને ચૌદશ કહીને આરાધો, તો શું તે પણ રાત્રીને દિવસ કહેવા બરાબર નથી ? તેરસે ચૌદશ નહિ હોવા છતાં તમે તે દિવસે જો ચૌદશ કરવી યોગ્ય માનો છો, તો પરવાદી ચૌદશના ક્ષયે પુનમે પકિખ કરે તેને તમે 'સૂત્રવિરૂદ્ધ છે' એવું શા માટે કહો છો ? 'ક્ષયે પૂર્વા' નો નિયમ જેવો તેની વિરૂદ્ધ છે તેવો તમારી વિરૂદ્ધ પણ છે, તથા તિથિનો અસદ્ભાવ જેવો તેને માટે છે તેવો તમારે માટે પણ છે; માટે જેવું તેનું કહેવું સૂત્રવિરૂદ્ધ છે તેવું જ તમારૂં કહેવું પણ સૂત્રવિરૂદ્ધ છે.

આવા બે જોડાજોડ પર્વતિથિઓના પ્રસંગે એક જ દિવસે બે તિથિઓ વિદ્યમાન હોવાથી કશું તુટતું કે ખુટતું નથી. જ્યારે શાસ્ત્રકાર એકમાં જ બે તિથિઓનો સમાવેશ કરીને જૂદો દિવસ લેવાની ના પાડે છે, ત્યારે પુનમે તેરસ

અને પાંચમે ત્રીજનો નવો કદાગ્રહ તમે ભલા થઈ શા માટે સેવો છો ? પહેલા વાદિની તેર બેસણાંની વાતને તો બીજા વાદિએ 'અશાસ્ત્રીય હોવા સાથે અસંબદ્ધ અને અનિયત' જણાવી વજન નહિ રાખવા લાયક કહેલી છે. પણ પાંચમના ક્ષયે ત્રીજનો ક્ષય કરવાની રસિકતા બતાવતાં તેમણે કહ્યું છે કે–'પુનમનો ક્ષય હોય ત્યારે પૂર્વતિથિનો ક્ષય કરવો જોઇએ, કિન્તુ પૂર્વની ચતુર્દશી પર્વતિથિ હોવાથી તેનો ક્ષય કરાય નહિ એટલે તેરસનો ક્ષય કરાય છે,' તે પણ અસત્ય છે. જો તમે આ માનશો તો પરવાદિને શાસ્ત્રકારે જેવી આપત્તિ આપી હતી તેવી તમને પણ આવશે. એટલે કે–જ્યાં કલ્યાણકતિથિ નોમનો ક્ષય આવ્યો હોય, ત્યાં કલ્યાણકતિથિ પર્વતિથિ હોવાથી તેનો ક્ષય તમારાથી માની શકાશે નહિ. તેનાથી પૂર્વતિથિ આઠમ છે, તે પર્વતિથિ હોવાથી તેનો ક્ષય કરી શકાશે નહિ. એટલે તમારે સાતમનો ક્ષય કરી સાતમે આઠમ અને આઠમે નોમ કરવી પડશે. તેવું તમે કરતા નથી, એ બતાવી આપે છે કે–ક્ષય કરી નાખવાની બાબતમાં તમે ખાસી ભીંત ભૂલ્યા છો. આ ઉપરથી તમો ઉભયને સમજાશે કે–'પુનમના ક્ષયે તેરસનો ક્ષય કરવો તથા તે જ પ્રમાણે ભાદરવા શુદ પાંચમના ક્ષયે ત્રીજનો ક્ષય કરવો.' એ શાસ્ત્રનીતિથી તદ્દન વિરૂદ્ધ છે. એમ કરવાથી પકિખ અને સંવત્સરી જેવી ઉદયમાં રહેલી મહાન્ પર્વતિથિઓનો વિનાશ કરાય છે, કે જે કરવામાં ચોકખા આજ્ઞાભંગ તથા મિથ્યાત્વ આદિ દોષો રહેલા છે. આજ પ્રમાણે 'પુનમ અથવા પાંચમની વૃદ્ધિએ તેરસ અથવા

ત્રીજની વૃદ્ધિ નજ કરી શકાય. તે બાબત અમો આગળ ‘વૃદ્ધિ હોય ત્યારે કયી તિથિ આરાધવી ?’ (ગા. ૧૭ મી) એ કહેવાના પ્રસંગે કહીશું.

## પૂર્વતર તિથિ ક્ષયવાદીની દલીલોનું નિરસન.

વાદી આ વિષે વિશેષ દલીલો કરવા ઇચ્છે છે. તે અને તેના જવાબો પ્રશ્નોત્તરી રૂપે સમજવા સુગમ પડશે, એમ ધારીને અમો નીચે પ્રશ્નોત્તરી રૂપે તે રજુ કરીએ છીએ. તે ધ્યાન પૂર્વક વાંચો. આ પ્રશ્નોત્તરોમાં પ્રશ્નસ્થાને પૂર્વપક્ષકાર બોલે છે એમ સમજવું અને ઉત્તરસ્થાને ઉત્તરપક્ષકાર એટલે સિદ્ધાંતી બોલે છે એમ સમજવું.

## બોધક પ્રશ્નોત્તરી.

(પ્રશ્ન)–પર્વતિથિઓ આરાધવા લાયક છે માટે તેની ક્ષયવૃદ્ધિ માનવી જોઇએ નહિ.

(ઉત્તર)–ભાઈ! તમે જ કહ્યું છે કે–“શ્રી સૂર્યપ્રજ્ઞપ્તિ જ્યોતિષકરંડક આદિ શાસ્ત્રો જેમણે જોયાં છે તેમનાથી એમ નહિ કહી શકાય કે–‘આપણે ત્યાં પર્વતિથિઓનો ક્ષય અથવા વૃદ્ધિ થઈ શકે નહિ !’ પર્વતિથિઓનો ક્ષય અને તેની વૃદ્ધિ જ્યારે થઈ શકે છે ત્યારે ‘તે માનવી જોઇએ નહિ’–એમ બોલવું એ તો ‘બાપ મારો કુંવારો’ કહેવા બરાબર છે.

(પ્રશ્ન)–પણ તે બોલાય નહિ.

(ઉત્તર)–એ એક ભ્રમ છે. માની શકાય તો પછી બોલાય કેમ નહિ ? આજે બીજાદિનો ક્ષય છે, કિંવા

બીજાદિની વૃદ્ધિ છે એમ જો બોલાતું ન હોય, તો 'क्षये पूर्वा' નો નિયમ કોને માટે છે? જેવું હશે તેવું જો તમે પણ નહિ બોલો, તો શ્રી ઉત્તરાધ્યયન સૂત્રાદિમાં આવતા [33]અટ્ટનમલ્લના દ્રષ્ટાંતમાં જેમ હરિફ મલ્લ ગર્વને લીધે

अट्टनमल्लनो संबंध-

૩૩–ઉજ્જયિની નગરીમાં જિતશત્રુ રાજાનો એક અટ્ટન નામે મલ્લ હતો. સઘળા રાજ્યોમાં તે કોઇથી જીતાતો ન હતો. એક સોપારક નગર કે જે સમુદ્રકિનારે હતું, ત્યાં તે દર વર્ષે જઇને મલ્લયુદ્ધમાં ત્યાંના મલ્લને જીતીને ઇનામ લાવતો હતો. આથી ત્યાંના રાજાએ એક બીજો માત્સિયક નામનો મલ્લ યુદ્ધને માટે રાખ્યો. તેણે અટ્ટનમલ્લને હરાવ્યો. અટ્ટનમલ્લે એનો બદલો વાળવા ભરૂચ જીલ્લાના ધરણી નામના ગામમાંથી એક ખેડુતને રાખી મલ્લયુદ્ધમાં નિપુણ બનાવ્યો. તે ફલહી મલ્લની સંજ્ઞાથી ઓળખાયો. સોપારક નગરમાં યુદ્ધના દિવસે અટ્ટનમલ્લ આ ફલહીને લઇ ગયો. માત્સિયકની સામે ફલહીને યુદ્ધમાં ઉતાર્યો. પહેલે દિવસે એમાંથી કોઈ હાર્યા નહિ. પોતપોતાની છાવણીમાં ગયા. અટ્ટને ફલહીને પૂછ્યું–'હે પુત્ર! તને જે દુઃખતું હોય તે કહે.' તેણે જ્યાં દુઃખતું હતું તે કહ્યું, અને અટ્ટને તેની માવજત કરી. બીજે દિવસે તે જેવો હતો તેવો તૈયાર થઇને આવ્યો. આ તરફ સોપારકના રાજાએ માત્સિયક પાસે પણ તેલ ચોળનારા મોકલ્યા. તેણે અભિમાનથી પોતાને વાગેલું કહ્યું નહિ અને ઉલટુ કહ્યુ કે–'હું તેના બાપથી પણ બ્હીતો નથી.' બીજે દીવસે યુદ્ધ શરૂ થયું. થાકેલો માત્સિયક પગ પહોળા કરીને ઉભો રહ્યો, અટ્ટનના ઇસારાથી ફલહીએ તેને પગની એડીમાંથી પકડીને નીચે પટકયો. ફલહીએ યથાસ્થિત હકીકત કહી તો તે જીત્યો. માત્સિયકે અભિમાન કરીને જુઠ્ઠો બડાશ મારી તો તેણે માર ખાધો. અહીં કહેવાનો સાર એ છે કે–સિદ્ધાંતના વિષયમાં જેઓ સત્ય બોલતા નથી

સાચું નહિ બોલવાથી ઘાત પામ્યો તેમ તમે પણ ભાવપ્રાણોની હાનિ પામશો. રોગી પણ વૈદ્યને જેવું હોય તેવું કહે તો ચિકિત્સાથી ફાયદો પામે. માટે ક્ષયવૃદ્ધિ હોય તે પ્રમાણે બોલવામાં કાંઈ પાપ લાગતું નથી.

(પ્રશ્ન)-ત્યારે ભીંતીયાં પંચાંગોમાં તો તેની ક્ષયવૃદ્ધિ ન લખતાં પૂર્વતિથિની ક્ષયવૃદ્ધિ લખવામાં આવે છે?

(ઉત્તર)-મહાનુભાવ! તમે પંડિત થઈને અજ્ઞાન મનુષ્યોની માફક ભીંતીયાં પંચાંગોનો આધાર લેવા ક્યાં ગયા? ભીંતીયાં પંચાંગોથી કોઇ વખત ભ્રમમાં ન પડો, એ વસ્તુ અમે ગા. ૪ ની ટીકામાં સારી રીતે સ્પષ્ટ કરી ગયા છીએ. એ કાંઇ શાસ્ત્રની માફક હરવખત આધાર રૂપ નથી. લોકની સમજ માટે તેમાં પૂર્વતિથિનીજ સીધી ક્ષયવૃદ્ધિ આપી દીધી હોય, તે ઉપરથી એવો સિદ્ધાંત ઠરતો નથી કે 'ક્ષીણ અથવા વૃદ્ધિતિથિને બદલે પૂર્વતિથિની ક્ષયવૃદ્ધિ કરી દેવી!' જો એમ જ માનવામાં આવે તો 'क्षये पूर्वा'ના નિયમનો અને 'उदयंमि जा तिहि' એટલે ઔદયિક તિથિના નિયમનો પણ વિરોધ આવીને ઉભો રહેવો અનિવાર્ય છે.

## ભીંતીયાં પંચાંગોની ભ્રમોત્પાદકતા.

(પ્રશ્ન)-એ વિરોધ શી રીતે આવે છે?

(ઉત્તર)-ધારો કે-માગશર વદ ૧૧ નો ક્ષય છે. તેની પૂર્વે માગશર વદ ૧૦ પ્રભુ શ્રીપાર્શ્વનાથનું જન્મકલ્યાણક છે.

---

અને અભિમાન રાખી અસત્ય બોલે છે તેઓ માત્સિક મલ્લની માફક ભાવપ્રાણની ભયંકર હાનિ પામી સંસારમાં રલે છે.
(શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર, અધ્યયન ૪, પાઈ ટીકા મુ. પૃ. ૧૯૨ ઉપરથી)

તમે અગીયારસને બદલે દશમનો ક્ષય કરી નાખવાના. દશમનું કલ્યાણક આરાધનાર તમને પૂછવા આવે કે-'સાહેબ મારે દશમ ક્યારે કરવી?' તમે તુરત જ દશમનો ક્ષય માનીને 'क्षये पूर्वा' નો અમલ કરી દેવાના. પછી કહી દેવાના કે-'જા, નોમ દશમ ભેગાં છે, તે દિવસે કલ્યાણક આરાધજે.' આ બીનગુન્હેગારને સજા કરવા જેવું થયું. ક્ષય તો અગીયારસનો હતો, દશમનો તો છે નહિ. છતાં કાયદાની કલમ તમે તેને લગાડી દીધી. શું આ પૂર્વધર મહાપુરૂષના વચનની આશાતના નહિ? તેઓ જેનો ક્ષય હોય તેને જ કલમ લાગુ પાડવાનું ફરમાવે છે. તમે બીજે કયાં ગયા? આનું જ નામ વિરોધ.

(પ્રશ્ન)-તમે તો આ બહુ સરસ સમજાવ્યું. વૃદ્ધિમાં પણ સમજાવો. શો વિરોધ આવે છે?

(ઉત્તર)-એજ પ્રમાણે એમ માનો કે-માગશર વદ ૧૧ ની વૃદ્ધિ થયેલી છે. ભીંતીયાં પંચાંગમાં બે અગીયારસને બદલે બે દશમ લખવામાં આવશે. દેખીતું છે કે-'वृद्धौ कार्या तथोत्तरा'-'વૃદ્ધિમાં ઉત્તરતિથિ કરવી,' એ નિયમાનુસાર બીજી દશમે જન્મકલ્યાણક કરાશે. હવે વિચારો કે-આ કેવો ભયંકર ગોટાળો થયો. वृद्धौ-उत्तरा ફક્ત અગીયારસનાજ કેસને લાગુ પાડવાની હતી, તે દશમ કે જેની વૃદ્ધિ નથી તેને પણ લાગુ પડી ગઈ. પહેલી અગીયારસ કે જે આરાધના અને શુભ કાર્યો માટે વર્જ્ય છે, તે બીજી દશમના નામે આરાધ્ય થઈ ગઈ, દશમ કે જે વાસ્તવિક ઉદયતિથિ હતી, તે જન્મકલ્યાણક તરીકેની આરાધના માટે હક્કદાર છતાં પહેલી

દશમના નામે નકામી થઈ ગઇ. 'उदयंमि जा तिहि'–ઔદાયિક તિથિ હોય તેને નહિ છોડવાના નિયમનો આ પ્રમાણે ખુલ્લો વિરોધ થયો.

(પ્રશ્ન)–ભીંતીયાં પંચાંગોમાં આવો ગોટાળો થાય છે? આ તો જગલાને બદલે ભગલો પરણી આવે તેના જેવું થયું એને પ્રામાણિક માનવાં જોઇએ નહિ એમજ થયું ને ત્યારે?

(ઉત્તર)–મહાનુભાવ! 'બસ હવે ભીંતીયાં પંચાંગો બધાં માનવાં જ નહિ.' એવું કહેવાને પણ ઉતાવળા મા થાઓ. જે તિથિની ક્ષયવૃદ્ધિ હોય, તેને બદલે પૂર્વની તિથિની ક્ષયવૃદ્ધિ લખવામાં કાંઇક સારો આશય રહેલો હશે, એટલો એ ભીંતીયાં પંચાંગોની પ્રથાને તમારે જરા ન્યાય પણ આપવો જોઇએ.

## પૂર્વતિથિની ક્ષયવૃદ્ધિ લખવાનો આશય.

(પ્રશ્ન)–એમ? પૂર્વતિથિની ક્ષયવૃદ્ધિ લખવામાં શું સારો આશય હશે?

(ઉત્તર)–જો પર્વતિથિનો ક્ષય જણાવે તો અજ્ઞાન લોક એમ સમજે કે–આજે તો તિથિ છે નહિ, ત્યારે ધોવા કરવામાં શો વાંધો? આવું સમજીને તિથિને દિવસે જે આરંભો ન સેવાતા હોય તે પણ સેવવા માંડે. વળી પર્વતિથિ બે જણાવે તો નિર્વિવેકી લોક પહેલી તિથિએ આરંભ સેવતા સેવતા એવા નિદ્ધંસ પણ બની જાય કે–'પહેલી તિથિએ કરાય છે ને, તો બીજી તિથિએ કેમ ન કરાય!' યાવત્

તેઓ તિથિને દિવસે પણ ધોવા કરવાદિકના આરંભો બેધડક કરવા મંડી પડે.

(પ્રશ્ન)–આ તો તમે આમ વાઘ અને આમ નદી બતાવી કરવું શું ?

## પ્રમાણ–અપ્રમાણ શું માનવું ?

(ઉત્તર)–કરવું એજ કે–ભીંતીયાં પંચાંગોમાં જ્યાં શાસ્ત્રીય વસ્તુને બાધ આવતો હોય ત્યાં તેના ઉપર જ આધાર રાખીને આંધળા થવું નહિ. એ એક આશયપૂર્વકની પ્રથા છે, એટલું સમજીને મૂળ શાસ્ત્રીય વસ્તુને અન્યાય કરવો નહિ. સાથે આવેલી એક કરતાં વધુ કલ્યાણકાદિ પર્વતિથિઓના ક્ષયવૃદ્ધિ પ્રસંગે, તે ક્ષયવૃદ્ધિઓને જેમની તેમ રાખવા જેટલો સુધારો તો એ ભીંતીયાં પંચાંગોની પ્રથા માગે જ છે. હાલના ભીંતીયાં પંચાંગોએ તો વ્યાજનો લાભ કરવા જતાં મુડીનો સદંતર નાશ કરવા માંડયો છે. વ્યાજના લોભમાં મૂળ મુડી ન ચાલી જાય તે દરેક શાસ્ત્રાનુસારીએ જોવાની ફરજ છે. તેથી જ તેવા કોઇ પણ અસલી સુધારાપૂર્વક નીકળેલાં ભીંતીયાં પંચાંગો, જો તેમાં આરાધવાની તિથિઓ ઉલટસુલટ થયેલી નહિ હશે, તો તેને પ્રામાણિક માનવામાં હરકત નથી. મુખ્ય વસ્તુ આપણે ત્યાં ભગવદ્ભાષિત શાસ્ત્રસિદ્ધાંત છે. તેનો વિરોધ કરતા મોટા મોટા સંસ્કૃત–પ્રાકૃત ગ્રંથો હોય તો તે આપણે માટે અપ્રામાણિક છે, અને તેને અનુસારી હોય તો ગુજરાતી ભાષાની એક કડી પણ આપણે માટે પ્રામાણિક છે. કોઇની મરજી એમ થાય કે–'મારા મતને એક ગુજરાતી ચોપડીમાંથી ટેકો મળે છે તો

તેને હું આધાર તરીકે વળગી પડું, અને મૂળ ગ્રંથોમાંથી ટેકો નથી મળતો તો તેને હું ન માનું-ભંડારી રાખું,'-એ આ શાસનમાં ચાલી શકે તેવું નથી.

## પુનમના ક્ષયે તેરસ ન થાય તેની ચર્ચા.

(પ્રશ્ન)-એટલે હવે શું તમે એમ કહેવા માગો છો કે-'પુનમના ક્ષયે તેરસનો ક્ષય ન કરાય?'

(ઉત્તર)-અલબત્ત, એમ જ!

(પ્રશ્ન)-પુનમના ક્ષયે ચૌદશનો ક્ષય કરશો?

(ઉત્તર)-પાછા ભૂલ્યા. ઉપર આપણે આટલી બધી ચર્ચા કરી તે જાણવા અને સમજવા છતાં, 'ક્ષયને બદલે ક્ષય' કરવાનું પૂછો છો તે આશ્ચર્યજનક છે! અમે ચૌદશનો પણ ક્ષય નહિ કરીએ.

(પ્રશ્ન)-ત્યારે પુનમના ક્ષયે આપ શું કરશો?

(ઉત્તર)-પરગચ્છીને કહ્યું હતું તે જ.

(પ્રશ્ન)-તે શું કહ્યું હતું?

(ઉત્તર)-'ચૌદશને દિવસે ક્ષીણ પુર્ણિમા પણ વિદ્યમાન હોવાથી એકજ દિવસે બે તિથિનું આરાધન થઇ જાય છે.'

(પ્રશ્ન)-'ક્ષયે પૂર્વા' ના નિયમ પ્રમાણે ક્ષીણ તિથિએ ગ્રહણ કરેલી પૂર્વતિથિને દિવસે એકલી ક્ષીણતિથિનું જ આરાધન થવું જોઇએને?

(ઉત્તર)-એટલે તમે એમ કહેવા માગો છો કે-'ચૌદશે પુનમ કરવી?'

(પ્રશ્ન)-હા.

(ઉત્તર)-અને ચૌદશ?

(પ્રશ્ન)-ચૌદશ તેરસે કરવી.

(ઉત્તર)-ચૌદશના ક્ષય વિના?

(પ્રશ્ન)-એમ્!

(ઉત્તર)-તો ઔદાયિક આઠમને તમે સાતમે કેમ કરતા નથી?

(પ્રશ્ન)-અહીં પુનમનો ક્ષય છે માટે તેરસ લેવાનું હું જણાવું છું.

(ઉત્તર)-તે પુનમની વતી કે ચૌદશની વતી?

(પ્રશ્ન)-પુનમની વતી.

(ઉત્તર)-તેરસને દિવસે પુનમનો ભોગ છે?

## તિથિભોગ સંપૂર્ણ થતો જોઇએ.

(પ્રશ્ન)-ના. પણ તેરસે ચૌદશનો અને ચૌદશે પુનમનો ભોગ છે ને?

(ઉત્તર)-ઓહો! ત્યારે તો લોકવ્યવહારને અને ઔદયિક તિથિના નિયમને તમે તિલાંજલી આપી દો.

(પ્રશ્ન)-કેમ?

(ઉત્તર)-એકમમાં બીજનો ભોગ આવશે, ચોથમાં પાંચમનો ભોગ આવશે, સાતમમાં આઠમનો ભોગ આવશે, એટલે બધે તમારાથી 'આજે એકમ આદિ છે' એમ કહેવાશે નહિ અને બીજાદિ ઉદયતિથિને બીજાદિ દિવસે સ્વીકારી શકાશે નહિ.

(પ્રશ્ન)-ત્યારે ભોગ કેવો જોઇએ ?

(ઉત્તર)-ભોગ એવો જોઇએ કે જેની સમાપ્તિ એ જ દિવસે થતી હોય.

## પુનમના ક્ષયે તેરસ કરવામાં વાંધા.

(પ્રશ્ન)-ખેર, તો પણ પુનમના ક્ષયે તેરસ કરવામાં શું વાંધો છે ?

(ઉત્તર)-ક્ષયે પૂર્વા કરાય કે પૂર્વતરા-પૂર્વની પણ પૂર્વ-તિથિ કરાય ?

(પ્રશ્ન)-' ક્ષયે પૂર્વાજ કરવી ' એવું એ નિયમમાં અવ-ધારણ ક્યાં છે ?

(ઉત્તર)-' सर्वं वाक्यं सावधारणम् '-'સઘળાં વાક્ય અવધારણ સહિત હોય છે, એ શાસ્ત્રનીતિની તમને ખબર નથી ?

(પ્રશ્ન)-ખબર તો છે, પણ અહીં અવધારણ શી રીતે ઘટાવશો ?

## 'ક્ષયે પૂર્વા જ અને વૃદ્ધૌ ઉત્તરા જ' નું સ્પષ્ટીકરણ.

(ઉત્તર)-જૂઓ આ રીતે. ક્ષય એનું નામ છે કે-સૂર્યો-દયમાં આવેલી પૂર્વતિથિના દિવસે પોતે સંપૂર્ણ ભોગવાઈ જવું અને જુદા સૂર્યોદયમાં નહિ આવવું. વૃદ્ધિ તેનું નામ છે કે એકને બદલે જુદા જુદા બે સૂર્યોદયમાં આવવું. (જૂઓ ગાથા '૪' ની ટીકામાં) ' ક્ષીણતિથિ પૂર્વતિથિને દિવસે સંપૂર્ણ થાય છે માટે પૂર્વતિથિજ લેવી; અને વૃદ્ધિતિથિ બીજા દિવસના સૂર્યોદયમાં આવી ખતમ થાય છે માટે ઉત્તરતિથિજ લેવી'-

એવું શાસ્ત્રકાર મહારાજનું અવધારણ નિર્વિવાદ ઘટી જાય છે; કેમકે-જ્યાં તિથિ હોય ત્યાં જ તેનું આરાધન થઈ શકે. તિથિ વિના તિથિનું આરાધન ન જ થઇ શકે એ દેખીતું છે. આથી જ આ શાસ્ત્રમાં તિથિની હાનિવૃદ્ધિ તથા ઉદય અંગે સમાપ્તિવાળું સાધારણ લક્ષણ ( જૂઓ ગાથા ૧૭ ) કહેવાનું છે. પંરવાદિને સંમોહ નહિ કરવાનું આ શાસ્ત્રમાં કહેવામાં આવ્યું છે. અત્રે તમને પણ તે નહિ કરવાનું કહેવું અયોગ્ય નથી.

(પ્રશ્ન)-તમારી વાત તો સાચી છે, પૂર્વતરા તો ન જ થાય.

(ઉત્તર)-તમને બરાબર જચ્યું ?

(પ્રશ્ન)-હા, એમ ન માનીયે તો ઘણી અવ્યવસ્થા આવી જાય છે.

(ઉત્તર)-શી શી ?

## પૂર્વાને બદલે પૂર્વતરાથી આવતી અવ્યવસ્થા.

(પ્રશ્ન)-જૂઓ, પુનમક્ષયે ચૌદશતિથિ માનીને તેમાં પુનમ ન કરતાં તેરસે જઇએ, તો એવી અનવસ્થા આવી જાય છે કે ન પૂછો વાત. (૧) પહેલી તો એ અનવસ્થા આવે છે કે-પુનમને ચૌદશમાં માની, ચૌદશને તેરસમાં માની, અને એ રીતે જો પુનમના ક્ષયે તેરસ કરાય તો પાછળ ચાલ્યા જ જાઓ. તેરસ બારસમાં છે, બારસ અગીયારસમાં છે, અગીયારસ દશમમાં છે. પુનમના ક્ષયને કયાં ઉભો રાખશો ? કયાંય પત્તો નહિ લાગે. તિથિના સંપૂર્ણ ભોગ

વિના જો પૂર્વતર તિથિ લઈ શકાય તો તેની પણ પૂર્વતર તિથિ શા માટે ન લેવી? તે લો તો તેનીયે પૂર્વતર તિથિ શા માટે ન લેવી? એમ અનવસ્થાનો કોરડો જબરજસ્ત ફરી વળશે, કારણ કે-ન્યાય સરખો છે. (૨) બીજું પૂર્વની તિથિને પર્વતિથિ માનીને જો અમે આગળ દોઢીએ, તો વૈશાખ શુ. ૧૫ ના ક્ષયે અમારે છેક વૈશાખ શુદ ૬ સુધી દોડવું પડશે. કારણ? કારણ એ જ કે-વૈશાખ શુ. ૭ કલ્યાણકતિથિ છે. ૮ કલ્યાણક તથા પર્વતિથિ છે. ૯-૧૦ કલ્યાણકતિથિઓ છે. ૧૧ પર્વતિથિ છે. ૧૨-૧૩ કલ્યાણકતિથિ છે. ૧૪ પર્વતિથિ છે. કલ્યાણકતિથિઓ પણ બધી પર્વતિથિઓ છે. હવે પુનમના ક્ષયે ૧૪ પર્વતિથિ હોવાથી, તેને છોડીને જો તેરસનો ક્ષય કરીએ તો ૧૩ નો પણ નહિ કરાય. તે પણ પર્વતિથિ છે. બારસનો કરવા ધારીએ તો તે પણ નહિ કરાય. યાવત્ સાતમ સુધી એકે તિથિનો ક્ષય કરાશે નહિ, છેક છઠ્ઠે આવીને દમ ખેંચવો પડશે. આ કાંઈ ઓછી અવ્ય-વસ્થા થતી નથી, ઘણી થાય છે, સમ્યગ્યાદિ બધી ઉદયતિ-થિઓનો ભુક્કો થઈ જાય છે. પ્રભુ શ્રી વીરના શાસનમાં આવું થાય તે ધર્મ તથા લોક ઉભય વિરૂદ્ધ છે. સાફ બુદ્ધિથી વિચારતાં મને આ પ્રમાણે જણાયા વિના રહેતું નથી.

## આગ્રહીનું શરણ કુયુક્તિઓ.

(ઉત્તર)-ધન્ય છે તમને. જે અમારે કહેવાનું તે જ તમે બરાબર કહી દીધું. પણ તમે તો એમ કહો છો ને કે-" ક્ષય પ્રસંગે બે પર્વે બે દિવસ હઠાય તો પછી ત્રણ

પર્વે ત્રણ દિવસ હડવું થાય તે અસંભવિત નથી, જો તે ઉત્થાપક, આગ્રહી, અનુષ્ઠાનને લોપનાર ન હોય !"

(પ્રશ્ન)-હા, તેવું મેં કહ્યું હતું ખરૂં. પરંતુ તે બધું હવે શાસ્ત્રમાં જે કહ્યું છે કે-"[34]આગ્રહી માણસ પોતાની બુદ્ધિ જ્યાં બેઠી હોય ત્યાં યુક્તિને દોરી જાય છે." તેના જેવું મને લાગે છે, એટલે મારૂં તે કથન ઉલટું મને જ લાગુ પડે છે. મારૂં હવે એ પૂછવું છે કે-'આ બધું ખરૂં, પણ તમે પરગચ્છીને પુનમને દિવસે ચૌદશ કરવા સામે પ્રશ્ન પૂછયો છે કે-'પુનમને દિવસે કરાતા પાક્ષિક અનુષ્ઠાનને તમે પુનમનું અનુષ્ઠાન કહેશો કે ચતુર્દશીનું અનુષ્ઠાન કહેશો ?' આ પ્રશ્ન જ શું નથી સૂચવતો કે-આપને એક દિવસે એકજ અનુષ્ઠાન કરવું ઇષ્ટ છે ?'

## એક દિવસે એકજ તિથિના અનુષ્ઠાનની ગેરસમજ.

(ઉત્તર)-ભો મિત્ર ! પુર્ણિમામાં ચૌદશની ગંધ સરખીયે નથી, વાસ્તે પરગચ્છી સામે આપત્તિ આપવા માટે અમે એ પ્રશ્ન પૂછયો છે. તે અડધી વાત ઉપાડીને તમે જે આશય તારવો છો તેથી અજ્ઞાન લોકોને મુંઝવણ થાય એ

---

૩૪-"आग्रही बत निनीषति युक्तिं तत्र यत्र मतिरस्य निविष्टा। पक्षपातरहितस्य तु युक्तिर्यत्र तत्र मतिरेति निवेशम्"॥ ભાવાર્થ-પક્ષપાત રહિત માણસની બુદ્ધિ જ્યાં યુક્તિ હોય ત્યાં જાય છે, જ્યારે આગ્રહી માણસ પોતાની બુદ્ધિ જ્યાં બેઠી હોય ત્યાં યુક્તિને દોરી જાય છે. (श्री सूयगडांग अध्ययन १ उद्देश ३ गाथा १५, शिलांकसूरीटीका, मु. पृ. ४७)

સ્વાભાવિક છે, પણ તમારા જેવા વિદ્વાને તેમ કરવું જોઈએ નહિ. સદર પ્રશ્ન–વાક્યના ઉત્તરમાં પરગચ્છીને એવી આપત્તિ આપવામાં આવી છે કે–' જો તમે પુનમનું અનુષ્ઠાન કહેશો તો પાક્ષિક અનુષ્ઠાનનો લોપ થશે, અને જો ચૌદશનું અનુષ્ઠાન કહેશો તો ચોકખો મૃષાવાદ થશે. ' ( જૂઓ પાછળ પ્રસ્તુત ગાથાની ટીકા. ) આમાં ' એક દિવસે એક જ અનુષ્ઠાન કરાય.' તેવો ઈસારો સરખો પણ ક્યાં કર્યો છે ? ' પુનમમાં જો ચૌદશ પૂરી થતી હોત અને પુનમની જ પક્ખિ હોઈ ચૌદશનું અનુષ્ઠાન એમાં સમાતું હોત તો, પરગચ્છીને પુનમે ચૌદશ કરવામાં કશી આપત્તિ ન આવત,'–એટલો એ પ્રશ્ન અને ઉત્તરવાક્યનો ધ્વનિ છે. એ પ્રશ્નવાક્યથી ' એક દિવસે એક જ અનુષ્ઠાન કરાય '–એવું તમે જે સમજ્યા છો તે તમારૂં સમજવું શાસ્ત્રના સદર્થનો અનર્થ કરનારૂં છે. એ પ્રશ્નવાક્ય અને તેનાથી આપવામાં આવેલી આપત્તિ એ બન્નેનું ખરૂં તત્ત્વ એ છે કે—

' તિથિભોગ જેમાં સંપૂર્ણ થતો ન હોય તે દિવસે તે તિથિનું અનુષ્ઠાન કરાય જ નહિ. એક દિવસે જો એક તિથિભોગ પૂરો થતો હોય તો તે એકનું અનુષ્ઠાન કરાય, જો બે તિથિના ભોગ પૂરા થતા હોય તો તે બન્ને તિથિનું અનુષ્ઠાન કરી શકાય છે. તેમાં જે તિથિનું અનુષ્ઠાન પ્રબલ હોય તેને મુખ્ય પદ આપી બીજાનો તેમાં સમાવેશ કરાય છે.' આ જ વાતને શાસ્ત્રકારે ' અનુષ્ઠાન ભેગું સમાવો છો ત્યારે તેનો તપ કેમ જુદો કરી અપાય છે ? '–એ મતલબની પરવાદીની શંકાનું નિરાકરણ કરતાં તપ જુદો કરી આપવાનું

કારણ સમજાવીને ખૂબ મજબૂત બનાવી છે. ( જૂઓ પાછળ ' જુદો તપ કરાય છતાં તિથિ જુદી ન કરાય '–એ વિષે પ્રસ્તુત ગાથાની ટીકામાં. )

## આપત્તિનો તોડ.

(પ્રશ્ન)–આ રીતે જ્યારે તમે ચૌદશને દિવસે પુનમનું અનુષ્ઠાન ભેગું સમાવશો, ત્યારે પરવાદિને જેવો પ્રસંગ આપ્યો તેવો તમોને નહિ આવી પડે ? એટલે કે–'જો ચૌદશનું કહો તો પુનમના અનુષ્ઠાનનો લોપ થયો અને જો પુનમનું કહેશો તો મૃષાવાદ લાગ્યો ?'

(ઉત્તર)–એવો પ્રસંગ અમોને બીલ્કુલ નહિ આવે; કેમકે–ચૌદશનું અનુષ્ઠાન પાક્ષિક હોવાથી પુનમનું દૈવસિક અનુષ્ઠાન તે ભેગું આવી જ જાય છે. અને ચૌદશને દિવસે પૂર્ણિમાનો ભોગ સંપૂર્ણ વિદ્યમાન હોવાથી 'ચૌદશ ભેગી પૂર્ણિમા પણ થઈ' એવું કહેવામાં અમને મૃષાવાદ પણ લાગતો નથી.

(પ્રશ્ન)–એ દિવસને તમે કયા નામે ઓળખાવશો ?

(ઉત્તર)–ચૌદશના નામે.

(પ્રશ્ન)–ચૌદશના ક્ષયે તેરસમાં તમે તેરસ નામનો અસંભવ દેખાડ્યો હતો. અહીં પુનમના ક્ષયે તમે પુનમનું નામ ઉડાવી 'ચૌદશ' કેમ જણાવો છો ?

(ઉત્તર)–ત્યાં અમે કહ્યું છે કે–'ક્ષીણ તિથિયુક્ત પૂર્વ-તિથિ ક્ષીણતિથિના નામવાળી પણ થાય છે, અર્થાત્ તે દિવસને

બન્ને તિથિના નામ લાગુ પડે છે, પણ વ્યવહાર ગૌણ-મુખ્ય ન્યાયને અનુસરી કરાય છે.' (જૂઓ ગા. ૪ની ટીકા.) પ્રાયશ્ચિત્તાદિ વિધિમાં ચૌદશની મુખ્યતા હોવાથી તેના ક્ષયે કરાતી તેરશને ચૌદશનું નામ અપાય છે. જ્યારે પૂર્ણિમા એટલી મુખ્ય નહિ હોવાથી, તેનો ક્ષય ચૌદશમાં અંગીકાર કર્યા છતાં, તે દિવસને પૂર્ણિમાથી નહિ કહેતાં ચૌદશથી જ કહેવામાં આવે છે.

## શ્રીહીરપ્રશ્નનો પાઠ પણ પુનમના ક્ષયે તેરશનો અને પાંચમના ક્ષયે ત્રીજનો ક્ષય કરવાનું કહેતો નથી.

(પ્રશ્ન)-વારૂ, જ્યારે પુનમ ચૌદશમાં જ કરવી કબુલ છે, ત્યારે શ્રી હીરપ્રશ્નમાં 'એકજ સાથેના પાંચમ અને પુનમના ક્ષયના પ્રશ્નમાં પાંચમક્ષયે તેનું તપ પહેલી તિથિમાં કરવાનું જણાવી, પુનમના ક્ષયે તેનું તપ પૂર્વતિથિમાં કરવાનું ન જણાવતાં, 'त्रयोदशीचतुर्दश्योः એમ કહી તેરસ કેમ લે છે અને તેરસ ભૂલે તો, નહિ કે ચૌદશે ભૂલે તો, પડવે ક્ષીણ પુનમનું તપ કરવાનું' કેમ કહે છે? શું એ પ્રશ્નોત્તર એમ નથી કહેતો કે-'પુનમના ક્ષયે તેનું કાર્ય તેરસે કરવું?'

(ઉત્તર)-શ્રી હીરપ્રશ્નમાં એવો પ્રશ્ન છે કે-"[૩૫]પાંચમ-

૩૫-"प्रश्नः—पञ्चमितिथिस्त्रुटिता भवति तदा तत्तपः कस्यां तिथौ ? पूर्णिमायां च त्रुटितायां कुत्रेति ॥५॥"

उत्तरम्—अत्र पञ्चमी तिथिस्त्रुटिता भवति तदा तत्तपः पूर्वस्यां तिथौ क्रियते। पूर्णिमायां च त्रुटितायां त्रयोदशीचतुर्दश्योः क्रियते, त्रयोदश्यां तु विस्मृतौ प्रतिपद्यपीति ॥५॥"
(श्री हीरप्रश्न मु. पृ. ७८-७९)

તિથિ તુટી હોય તો તેનો તપ કઈ તિથિમાં કરવો ? અને પૂર્ણિમા તુટી હોય તો શામાં ?" આનો આચાર્ય મહારાજે ઉત્તર આપ્યો છે કે-"પાંચમતિથિનો ક્ષય હોય ત્યારે તેનો તપ પૂર્વતિથિમાં કરાય છે, પૂર્ણિમા તુટી હોય ત્યારે તેરસ-ચૌદશમાં કરવો, તેરસે ભૂલી જવાય તો પડવે પણ-અર્થાત્ ચૌદશ-પડવે કરવો." આ પ્રશ્નોત્તર પુનમના ક્ષયે તેનું કાર્ય તેરસે કરવાનું જરાયે કહેતો નથી. પુનમે તેરસ કરવાની દૃષ્ટિવાળા આ પાઠને તેની સાબીતીમાં ખેંચી જાય, એ તેમનું શાસ્ત્ર-અજ્ઞાન નહિ તો ખોટો દૃષ્ટિરાગ છે, એમ જરૂર કહેવું પડે. તકરાર ખાતર જો કદાચ આપણે માની લઇએ કે-'પુનમનો તપ તેરસે કરવાનો કહ્યો છે માટે પુનમના ક્ષયે તેરસનો ક્ષય કરવો જોઇએ,' તો શું એ જ પાઠમાં 'તેરસ ભૂલાય તો તેનો તપ પડવે પણ કરવાનું' નથી કહ્યું ? તપને જ જો કાર્યરૂપે ગણી લઈ પુનમના ક્ષયે તેરસ કરવી તમને ઘટિત જણાતી હોય, તો એજ ન્યાયે પાઠના અક્ષરો પ્રમાણે પુનમના ક્ષયે પડવો કરવો, એ પણ તમારે માટે ઘટિત જ જણાશે ? પછી બિચારી તેરસે શો ગુન્હો કર્યો કે-પુનમના ક્ષયે તેને ઉડાવો છો અને પડવાનો ક્ષય કરવાનું નામે લેતા નથી ?

## પ્રશ્ન-પુનમના ક્ષયે છઠને અંગેનો.

આ તો ચૌદશ-પુનમના છઠને અંગે પ્રશ્ન છે. પુનમનું અનુષ્ઠાન ચૌદશમાં સમાઇ જવા છતાં એક દિવસના ઉપવા-

સમાં કાંઇ બે ઉપવાસ કદાપિ આવી શકતા નથી. ચતુર્દશી ઉદયતિથિ હોવાથી, તેનો તપ તો તે દિવસે કરવો એ નિયત છે, ક્ષયે પૂર્વા જ કરવી એ પણ નિયત છે, પુનમ તુટી છે એ પણ નિશ્ચિત છે, વળી બે ઉપવાસ સાથે કરવા તેનું નામ છઠ ગણાય છે, એ પણ એટલું નિયત છે. ત્યારે શાસ્ત્રે એવી વ્યવસ્થા કરી કે-'તેરસ-ચૌદશે છઠ કરવો, જો તેરસ ભૂલો તો પડવો લ્યો, એટલે કે-ચૌદશ પડવે કરો.' જો આ પ્રસંગ છઠ માટેનો ન હોત, તો શાસ્ત્રકાર મહારાજ 'એકલી પુનમનો તપ કયારે કરવો' એવો પ્રશ્ન છે તેનો ઉત્તર 'તેરસ ચૌદશે કરવો' એમ આપીને દ્વિવચનથી એનો નિર્દેશ સાથે કરત નહિ, અને તેરસ ભૂલે પડવો જણાવત નહિ. પડવો ગ્રહણ કરીને શાસ્ત્રે એ પણ બતાવ્યું કે-પુનમનો ક્ષય છે અને તે ચૌદશમાં જ આવી ગયેલ છે. માટે ચૌદશ પછી પડવો જ આવે છે. જો તેરસે ચૌદશ અને ચૌદશે પુનમ કરીને પુનમને આખી જ રાખવાનું શાસ્ત્રકારને ઇષ્ટ હોત, તો ચૌદશ-પુનમ બે સાથે આવતી હોવાથી તેનો જ છઠ થઇ શકત. તેરસ કે પડવો ચૌદશની સાથે લેવાનું શું કામ હતું ? અથવા તેરસે ચૌદશ કરવાનું કહી ચૌદશ-પુનમનો છઠ કરવાનું કહેત, પણ તેરસ ભૂલે તો પડવો ગ્રહણ કરત જ નહિ. પાંચમના પ્રશ્ન અંગે તો આવી-છઠનો તપ કરવા જેવી-આવશ્યક પરિસ્થિતિ છે નહિ. તેનું અનુષ્ઠાન ક્ષયે પૂર્વાના નિયમ પ્રમાણે ચોથે કરવાનું છે, તે ભેગો તપ પણ તે દિવસે થઇ શકે છે, એટણે પાંચમ ત્રુટી હોય ત્યારે તેનો તપ પૂર્વતિથિએ કરવાનું કહ્યું છે.

## ગુંચવણ છે જ ક્યાં ?

આમાં ગુંચવણ જેવું કાંઇ છે જ નહિ. તપ તે તે તિથિએ સેવવા લાયક અનુષ્ઠાનનો એક ભાગ છે. તેની વ્યવસ્થા કારણસર જુદી કરવામાં આવે તેટલા ઉપરથી તિથિના સમગ્ર અનુષ્ઠાન માટે જુદો દિવસ લેવાનું ઠરતું નથી. એટલા જ માટે આ ગ્રન્થમાં સાથે આવેલી કલ્યાણકાદિ પર્વતિથિઓના ક્ષય પ્રસંગે 'અનુષ્ઠાન ભેગું થવા છતાં તપ જુદો કેમ કરી અપાય છે ?' આ પ્રશ્નના ઉત્તરમાં પરગચ્છીને કારણ આપવામાં આવ્યું છે કે-'તે તપ કરનારા કેટલાક નિરંતર કરી આપવાના નિયમવાળા હોય, કેટલાક આંતરે કરી આપવાના નિયમવાળા હોય, ઇત્યાદિ' (જૂઓ પાછળ પ્રસ્તુત ગાથાની ટીકા.) આવાં કેટલાંક અનિવાર્ય કારણોથી ક્ષીણતિથિનો તપ જુદો લેવો પડે તથાપિ તેનું અનુષ્ઠાન તો પૂર્વતિથિમાં ભેગું આવી જ જાય છે. તેને બદલે 'પૂર્વ તિથિનો ક્ષય કરવો પડે અને તે ન થઇ શકે એટલે તેનાથી પૂર્વની, વળી તે ન થઇ શકે તો તેનાથી પણ પૂર્વની-એમ પૂર્વ પૂર્વતર તિથિનો ક્ષય કરવો, એ શાસ્ત્રસિદ્ધાંતથી સર્વથા બરખિલાફ બાબત છે. ભો ભદ્ર ! પરગચ્છીની માફક તમે પણ 'તપ'ના નામથી સંમોહ ન પામો. બુદ્ધિ નિર્મળ કરીને આ બધા તત્વનો તમે વિચાર કરો.

## ડુબતા માણસને તરણું પકડવા જેવું

એક બીજી વાત. ઉપરોક્ત શ્રી હીરપ્રશ્નમાં પાંચમના ક્ષયે તેનો તપ તો પૂર્વતિથિમાં જ કરવાનો કહ્યો છે. હવે

એ પાઠથી જો તમે 'પુનમના ક્ષયે તેનો તપ તેરસે અથવા પડવાએ કરવાનો કહ્યો છે, માટે પુનમના ક્ષયે તેરસનો ક્ષય કરવો જોઈએ' એવો દાવો કરો, તો તમારા જ ન્યાયે ભાદરવા શુદ પાંચમના ક્ષયે ત્રીજનો ક્ષય તમારાથી નહિ કરાય. કેમકે-તેમાં ક્ષીણપાંચમનો તપ પૂર્વતિથિમાં કરવાનો કહ્યો છે, પણ ત્રીજ કે છઠને દિવસે કરવાનો કહ્યો નથી. જો આ પાઠ તમારા કહેવા મુજબ પુનમની તેરસ કરવાનું કહેતો હોય, તો પણ તે પાંચમની ત્રીજ કરવાનું તો કહેતો નથી જ. છતાં તમે તો તે કરવાના એક નવા આગ્રહને પણ જન્મ આપ્યો છે. આ રીતે તમારૂં શસ્ત્ર તમારા જ ગળે આવે છે. પુનમના ક્ષયે તેરસ કરવાની પુષ્ટિમાં આ પાઠ ઉપર આધાર રાખવો, એ ડુબતા માણસે તરણું પકડવા બરાબર છે. શાસ્ત્રાધારો જો બરાબર મળી આવતા હોય તો તે ધરવા ડહાપણ ભરેલું છે, નહિ તો મૌન રહેવું વધારે સારૂં છે. લોકમાં 'શાસ્ત્રનો પાઠ આપ્યો છે' એટલું માત્ર કહેવડાવવા ખાતર મનગઢંત અર્થો કલ્પીને ગમે તેવા શાસ્ત્રના પાઠો આપી દેવા, એ એક જાતનો રોગચાળો છે. કોઇ પણ ડાહ્યો મનુષ્ય એવા ચાળામાં ફસીને જ્ઞાનીસમાજમાં દયાપાત્ર બનવાનું, ન્યાયી સમાજમાં હાંસીપાત્ર થવાનું અને ધર્મીસમાજમાં અવિશ્વાસપાત્ર ઠરવાનું કદાપિ પસંદ ન જ કરે.

## પુનમના ક્ષયે તેરસ માનવામાં કોઇ શાસ્ત્રાધાર નથી.

(પ્રશ્ન)-તમે શ્રી હીરપ્રશ્નના પાઠનું રહસ્ય ખરૂં સમજાવ્યું. એ જાણ્યા પછી તે પાઠના નામે પથરાતો અંધાર-

પછેડો સર્વથા ચીરાઇ જાય છે. શાસ્ત્રનાં પાનાં ઉકેલી જવાં એ જુદી વાત છે, અને શાસ્ત્રનું રહસ્ય પામવું એ જુદી વાત છે. શાસ્ત્રનું રહસ્ય પામ્યા વિનાનો વિદ્વાન્ 'ભણ્યો કણબી કુટુંબ બોળે'ની કહેવતને ખરી પાડનારો નિવડે છે તેમાં જરાયે સંશય નથી. પુનમના ક્ષયે તેરસ કરવાની બાબતમાં એક તો આજ શાસ્ત્રમાં પરગચ્છીને તમોએ આપેલ આપત્તિનું પ્રશ્ન-વાક્ય મેં આધાર તરીકે ઉપાડયું હતું. તેનાથી તો ઉલટું એ સાબીત થયું કે-'તિથિભોગ જેમાં સંપૂર્ણ થતો ન હોય તે દિવસે તે તિથિનું અનુષ્ઠાન કરાય જ નહિ,' એટલે પુનમના ક્ષયે તેરસનો ક્ષય કરવો ગેરવ્યાજબી છે. બીજું શ્રી હીરપ્રશ્નના પાઠ ઉપર મેં મદાર રાખી હતી. ઉપરના ખુલાસાથી તે પણ અણસમજભરેલી હોવાની મને પ્રતીતિ થાય છે, એ સિવાય ત્રીજો શાસ્ત્રાધાર તો કોઇ કહેવા પુરતો યે બાકી રહેલો મને જણાતો નથી. ખરી રીતે પુનમના ક્ષયે તેરસ કરવામાં એકે શાસ્ત્રનો આધાર નથી.

(ઉત્તર)-કેમ ? આ શાસ્ત્રમાં[૩૬]'પુનમના ક્ષયે તમે શું કરશો ?' એવો પરવાદીએ પૂછેલા પ્રશ્નનો પાઠ 'પુનમના ક્ષયે તેરસ' કરવાના મતની સાબીતી માટે કહેવાતો હતો ને ?

(પ્રશ્ન)-છતાં 'કહિં કી ઇંટ કહીં કા રોડા' ગોઠવવા માફક સ્વમતલબ સાધવા સારૂ શાસ્ત્રપાઠના નામે વિપરીત પ્રસંગ આપનારાં અધુરાં વાક્યો ઉપાડી લેવાની પોલ લાંબો વખત નભતી નથી. એ પ્રશ્નના ઉત્તર-વાક્યને છોડી દઇને

---

૩૬-" नन्वेवं पौर्णमासीक्षये भवतामपि का गतिरिति " (पृ. ५)

એટલા વાકયથી 'શ્રી તત્ત્વતરંગિણી પુનમના ક્ષયે તેરસ કરવાનું કહે છે, એવો ભાસ પેદા કરી લોકને ભરમાવવાનો એ પ્રયત્ન હતો. પણ પાછળના પ્રશ્નોત્તરોમાં એ પ્રયત્નના ફુરચા ઉડી ગયા છે. પાંચમના ક્ષયે ત્રીજ કરવાના વિષયમાં પણ આ શાસ્ત્રના એક એવા જ પાઠનો દુરૂપયોગ થયો હતો.

## પાંચમના ક્ષયે ત્રીજના ક્ષયની અસત્યતા.

(ઉત્તર)–તે વળી શો ?

(પ્રશ્ન)–જૂઓ, ભાદરવા શુદ પાંચમના ક્ષયે ત્રીજનો ક્ષય માનવાની આધુનિક ગરબડ ઉભી કરી છે તેમાં મુખ્ય દલીલ એ છે કે–'પુનમના ક્ષયે તેરસનો ક્ષય માનો તો પાંચમના ક્ષયે ત્રીજનો ક્ષય કેમ ન માનો ?

(ઉત્તર)–સાચું કહો અંદરખાને શું લાગે છે ?

(પ્રશ્ન)–લાગે છે તો એમજ કે–'પુનમના ક્ષયે તેરસનો ક્ષય કરવો ખોટો છે'

(ઉત્તર)–ત્યારે ?

(પ્રશ્ન)–ત્યારે શું ? તેરસનો ક્ષય કરાય છે તે બધા સુધારે નહિ, તો પાંચમના ક્ષયે ત્રીજનો ક્ષય પણ માનવો જોઇએ.

(ઉત્તર)–તે સુધારવાની સર્વ ભેગી તમારી પણ ફરજ નહિ?

(પ્રશ્ન)–ખરી.

(ઉત્તર)–તો પછી 'એક ફોલ્લી છે, તે ન મટતી હોય તો સાથે બીજી પેદા કરવી એમ ?' એવું શા માટે કરવું જોઇએ ?

(પ્રશ્ન)-(મનથી) થાય છે તો એમ જ. (પ્રગટ) તથાપિ આ શાસ્ત્રમાં કહ્યું છે ને "[૩૭]પર્યુષણાની ચોથના ક્ષયે પાંચમનો સ્વીકાર કરીને તમારે વ્યાકુલ થવું પડશે."

## 'પંચમી સ્વીકાર પ્રસંગ' ના પાઠનો ઘટસ્ફોટ.

(ઉત્તર)-અરે વિવેકી ! શાસ્ત્રપાઠોનો આટલો બધો દુરૂપયોગ થાય એ તો બહુ ભયંકર વાત છે. પરગચ્છી ચૌદશના ક્ષયે પુનમે પક્ખિ કરવાનું માને છે, તેને આ પાઠમાં તો શાસ્ત્રે આપત્તિ આપી છે કે-'પર્યુષણાની ચોથના ક્ષયે પાંચમનો સ્વીકાર કરીને તમારે વ્યાકુલ થવું પડશે. અર્થાત્ ત્યાં તમે જેમ પાંચમ સ્વીકારતા નથી તેમ અહીં પણ પુનમ ન સ્વીકારો, અને ચોથના ક્ષયે જેમ ત્રીજને દિવસે તેનું કૃત્ય કરો છો તેમ ચૌદશના ક્ષયે તેરસને દિવસે જ તેનું કૃત્ય કરો,' (જૂઓ પાછળ આજ ગાથાની ટીકામાં) આમાં ચોથના ક્ષયે ત્રીજને દિવસે ચોથ આરાધવાનો મુદ્દો સમાયેલો છે, નહિ કે 'પાંચમના ક્ષયે ત્રીજનો ક્ષય કરી ત્રીજે ચોથ અને ચોથે પાંચમ કરવાનો !'

(પ્રશ્ન)-માટે તો હું ઉપર કહી ગયો કે-'પુનમના ક્ષયે તેરસનો ક્ષય કરવાની માન્યતા સોએ સો ટકા શાસ્ત્રના મૂલાધાર વિનાની છે.' અને એના જ પાયા ઉપર રચાયેલી પાંચમના ક્ષયે ત્રીજનો ક્ષય કરવાની માન્યતા સુતરાં નિરાધાર છે, એટલું હવે ચોક્કસ થઈ જાય છે. મ્હારૂં હવે એ પૂછવું

---

૩૭-" पर्युषणाचतुर्थ्याः क्षये पञ्चमीस्वीकारप्रसङ्गेन त्वं व्याकुलो भविष्यसि " ( पृ. ९)

છે કે-'પુનમનો ક્ષય હોય ત્યારે તો પૂર્વે ચૌદશ પર્વતિથિ હોવાથી, તેને મુખ્ય રાખીને ચૌદશ-પુનમની આરાધના એક જ દિવસે ભેગી થતી હોવાનો સિદ્ધાંત તમોએ જણાવ્યો પણ 'પાંચમ ત્રુટી હોય ત્યારે તેનો તપ પૂર્વની તિથિમાં કરવો '-એવા પાછળ જણાવેલા શ્રી હીરપ્રશ્નના પાઠ પ્રમાણે ભાદરવા શુદ પાંચમનો તપ જો ચોથે કરવાનો ઠરે, તો પછી ચોથને શું ત્રીજે કરવી ઠરતી નથી?'

## પાંચમનો ક્ષય ચોથમાં કેમ સમાવાય છે?

(ઉત્તર)-હજી તમે ભૂલો છો. એ પાઠમાં 'ક્ષીણપંચમીનો તપ પૂર્વતિથિમાં કરવો' એટલું કહ્યું છે. સ્વાભાવિક છે કે-સર્વ પ્રસંગે ચોથ પર્વતિથિ રૂપ નથી. અને ચોથમાં પંચમી તો આખી વિદ્યમાન છે જ. આથી ચોથને દિવસે પંચમીની પ્રધાનતા માનીને તપ કરી શકવામાં હરકત નથી, પણ ભાદરવા શુદ ૪ નો મહાન્ પર્વતિથિ છે.

**(પ્રશ્ન)**-ભાદરવા શુદ પાંચમ પર્વતિથિ નથી?

**(ઉત્તર)**-આવા તર્કોથી ચર્ચા આડી જતી રહે છે. શાસ્ત્રનો પાછળ જણાવેલો 'પંચમી પ્રસંગ'વાળો પાઠ પ્રથમ તમે 'પાંચમના ક્ષયે ત્રીજનો ક્ષય કરી શકાય' એ મતની પુષ્ટિ માટે સૂચવ્યો હતો. પછી એ પાઠને તમે પડખું ફેરવીને 'પાંચમ પણ પર્વતિથિ છે' એ મતની પુષ્ટિ માટે ધર્યો. એકની એક વાતમાં પરસ્પર વિરોધ આવે તેવી જૂદી જૂદી સેંકડો વાતો કરવી, એ વાદી કિંવા શાસ્ત્રજ્ઞાતાનું લક્ષણ ગણાય નહિ. 'પાંચમ પર્વતિથિ છે. ભાદરવા શુદ પાંચમની

સંવત્સરી પલટાવા છતાં તેનું પર્વતિથિપણું પલટાયું નથી !" આ વાતમાં કોણ ના પાડે છે? મુદ્દાની વાત એ છે કે- સંવત્સરી ભાદરવા શુદ ૪ ની તિથિએ નિયત થવાથી પંચમી કરતાં પણ ચોથ મ્હોટી પર્વતિથિ છે. તેની આગળ પાંચમ તો મરેલી માતા તુલ્ય છે, એવું આ શાસ્ત્રકારે શ્રી [૩૮]કલ્પ-કિરણાવલીમાં પણ કહ્યું છે.

(પ્રશ્ન)-તેથી શું?

(ઉત્તર)-તેથી એજ કે-જેમ પુનમનો ક્ષય ચૌદશને દિવસે માની લેવામાં આવે છે, તેમ પંચમીનો ક્ષય ચોથમાં સમાવી દેવાય છે. સામાન્ય કલ્યાણકતિથિઓના પ્રસંગમાં પણ જ્યારે આગલી ક્ષીણતિથિની આરાધના પૂર્વ-કલ્યાણક-તિથિની આરાધના ભેગી આવી જતી હોવાનો સિદ્ધાંત શાસ્ત્રમાં સાબીત કર્યો છે, (જૂઓ પાછળ) ત્યારે સંવત્સરીની ચોથ આગળ આવેલી પાંચમના ક્ષયને ચોથમાં જ અંગીકાર કરી લેવો પડે એમાં સંદેહને સ્થાન જ નથી. સાથે આવેલી એક કરતાં વધુ પર્વતિથિઓમાં જ્યારે આગલી તિથિનો ક્ષય આવ્યો હોય, ત્યારે આમજ કરવું પડે તેનો ખૂલાસો અમે પાછળ ખૂબ ખૂબ કરી ગયા છીએ. (જૂઓ પાછળ 'સાથે આવેલી પર્વતિથિઓ અંગે ખૂલાસો.') મતલબ એ છે કે-પાંચમનો ક્ષય હોવા છતાં ચોથને દિવસે તે સંપૂર્ણ વિદ્યમાન છે. એ કારણથી એક જ દિવસે

૩૮-"परित्यज तीर्थेनाद्दतत्वेन मृतमातृकल्पां पञ्चमीम्" -તીર્થે નહિ આદરવાથી મરેલી માતા તુલ્ય પાંચમને તું છોડી દે. (श्री कल्पकिरणावली पृ० १६)

ચોથ-પાંચમ બન્નેની આરાધના થાય છે. ચોથ સંવત્સરીની હોવાથી પાંચમને લીધે તેને ગૌણ પણ કરાય નહિ, તેમજ તે ઉદયમાં પણ હોવાથી તેને ત્રીજને દિવસે ખસેડાય પણ નહિ. પાછળ શ્રી 'રૂદ્રપલ્લીય સામાચારી' અને 'પૌષધવિધિ પ્રકરણ' ના પાઠોથી શાસ્ત્રકારે બતાવ્યું છે કે-'પખ્ખિના દિવસે જ પખ્ખિ કરાય અને સંવચ્છરીના દિવસે જ સંવચ્છરી કરાય.' ( જૂઓ પાછળ ) ત્રીજને દિવસે ચોથ તો છે જ નહિ, ચોથ બીજે દિવસે છે, કેમકે-બીજે જ દિવસે તે ઉદયમાં આવી સંપૂર્ણ થાય છે. લોકમાં પણ ઉદયતિથિના હિસાબે 'આજે અમુક તિથિ છે' એવો વ્યવહાર થાય છે. તો પછી ત્રીજને દિવસે ચોથ વિનાજ ચોથનું સંવત્સરી પ્રતિક્રમણ વિગેરે કૃત્ય શી રીતે બજાવી શકાય?

## એક બીજા વિદ્વાન્‌ની દલીલ.

અહીં વચમાં વળી એક બીજા વિદ્વાન્ દલીલ કરે છે કે—

(પ્રશ્ન)-પણ આપણે તિથિઓનો આગ્રહ શા માટે રાખવો જોઇએ? આપણે સિદ્ધાંત જોવો જોઇએ કે-'પંદર દિવસે પખ્ખિ થાય અને આષાઢ ચોમાસીથી પચાસ દિવસે સંવચ્છરી થાય.' તે જળવાય છે કે નહિ?

(ઉત્તર)-તમે એક તરફ કહો છો કે-'તિથિવાદનો આગ્રહ શા માટે રાખવો જોઇએ' અને બીજી તરફ કહો છો કે-'સિદ્ધાંત પંદર અને પચાસ દિવસનો જોવો જોઇએ'? તિથિ પકડાયા વિના તમે આ દિવસો શી રીતે પૂરા કરી શકશો?

## પર્વોની તિથિ સાથે નિયમિતતા.

સંવચ્છરી, ચોમાસી, પખ્ખિ આદિ પર્વો તિથિને અંગે છે, નહિ કે વારને અંગે. જે પર્વ જે તિથિનું હોય તે પર્વ તે તિથિનું જ મનાય, તેવું શું તમે પણ નથી માનતા? એ માન્યા વિના તમારે પણ ચાલે તેવું નથી. પછી તમે 'આગ્રહ' કહી દો તેનો કાંઈ અર્થ રહેતો જ નથી. હવે પંદર દિવસે પક્ખિ અને પચાસ દિવસે સંવચ્છરી કયાં મળી રહે છે તે જુઓ.

## પંદર, પચાસ અને સીત્તેર દિવસનો મેળ કોને મળે છે?

તમે પુનમને બદલે તેરસનો ક્ષય કરી તેરસે ચૌદશ માનશો અને પાંચમને બદલે ત્રીજનો ક્ષય કરી ત્રીજે ચોથની સંવત્સરી માનશો, તો તમારે ચૌદ અને ઓગણપચાસ દિવસો થયા, પણ પંદર અને પચાસ દિવસો થઈ શકયા નહિ. કારણ કે-તેરસે ચૌદશ અને ત્રીજે ચોથ પૂરી થઇ નથી. ચૌદશ અને ચોથ તો બીજે દિવસે ઉદયમાં આવીને પૂરી થવાની છે, તે પહેલાં તમે તેરસે ચૌદશ અને ત્રીજે ચોથનું કામ પતાવી દીધું છે. તેરસ કિંવા ત્રીજને દિવસે તમે કહો કે-'આજે ચૌદશ કિંવા ચોથ છે,' તે તો ઉપરના જ ઉત્તરમાં બતાવ્યા પ્રમાણે શાસ્ત્ર અને લોક ઉભય વિરૂદ્ધ છે. કોઈ આદમી કથીરને કંચન કહી નાખે તેથી કથીર કંચન થતું નથી. જેમ કંચનનો અપલાપ કરવો મિથ્યા છે, તેમ ઔદયિક ચૌદશ અને ચોથનો યે અપલાપ કરવો મિથ્યા છે. આથી તમારા મતે તો તેરસ અને ત્રીજ સુધીની જ તિથિઓ ગણાશે. એક

નાના બચ્ચાને પૂછો, તો તે પણ કહી આપશે કે-'. પાછલી ચૌદશનું પડિક્કમણું કર્યા પછી પુનમથી તેરસ સુધીના દિવસો ગણતાં ચૌદ જ દિવસો થાય છે. અને અષાઢ સુદ પુનમથી ભાદરવા શુદ ત્રીજ સુધીની તિથિઓ ગણતાં ઓગણપચાસ દિવસો જ થાય છે. આ રીતે તેરસ અથવા ત્રીજનો ક્ષય માનવામાં તમારે તિથિ ઉપરાંત પંદર-પચાસ દિવસના સિદ્ધાંતનો પણ બાધ આવે છે. વળી સંવચ્છરી પડિક્કમણું કર્યા પછી સીત્તેર દિવસે જ કાર્તિકી ચોમાસી પડિક્કમણું કરવું જોઇએ. ત્રીજનો ક્ષય કરવાના મતથી આ સિદ્ધાંતનો પણ ધરાર ભંગ થાય છે, કેમકે-તમે ત્રીજે ઓગણપચાસ દિવસ પૂરાતાં સંવચ્છરી પડિક્કમણું કર્યું. તે પછી કાર્તિકી ચોમાસી પડિક્કમણું કર્યાના દિવસો ચોથથીજ ગણાશે, કેમકે-ઉદયમાં તે બરાબર બેઠી છે, તેને ઉલ્લંઘી શકાશે નહિ. ચોથથી કાર્તક શુદ ચૌદશ સુધીના તિથિદિવસો ગણો, ઇકોતેર જ થશે, પરંતુ સીત્તેર તો નહિ જ થાય. બાપનું વચન નહિ માનનારો હઠીલો છોકરો જેમ ઘરનો અને બહારનો બે તરફનો માર ખાય છે, તેમ શાસ્ત્રકારનું સદ્વચન નહિ માનવાથી તમારે તો બેય તરફથી લુંટાવાનું થયું. અમે તો ઉદયતિથિ જે ચોથ છે તેને અંગીકાર કરતા હોવાથી, તિથિઓ ગણતાં પચાસ અને સીત્તેર દિવસો અમારે બરાબર મળી જ રહે છે. વાસ્તે 'પાંચમના ક્ષયે ત્રીજનો ક્ષય કરી ત્રીજે ચોથ અને ચોથે પાંચમ' પણ અંગીકાર કરી શકાય નહિ જ.

પુનઃ એજ મહાશય કહે છે કે-'આ દિવસો શું વારના હિસાબે ન ગણાય? હું તો એમ માનું છું કે-તે વારના

હિસાબે ગણવા જોઇએ અને તેથી જ પાંચમની ક્ષયવૃદ્ધિએ ચોથને આઘીપાછી કરી, જો પચાસ દિવસ પૂરા થતા હોય તો સિદ્ધાંતના પાલન માટે તે આઘી–પાછી કરવામાં મને બાધ જણાતો નથી. બાકી એમ ને એમ પચાસ દિવસો પૂરા ન થતા હોય તો ૪૯ દિવસોએ પણ સંવચ્છરી પડિક્કમણું કરવું પડે તેમાં કાંઈ હરકત નથી.'

આ એમની હાસ્યાસ્પદ વાત સાંભળીને મૂળવાદીથી રહેવાયું નહિ. તેઓ પોતાનું અસલ પ્રશ્નસ્થાન સંભાળી લઇને ઉપલી વાતનું સાચેસાચું નિરસન કરી નાખે છે. તે આપણે એમના પ્રશ્નમાંજ વાંચીએઃ—

## પંદર–પચાસ–સીત્તેર દિવસો તિથિઓથી જ ગણવા બાબત.

(પ્રશ્ન)–અરે મિત્ર ! નવો નિશાળીઓ જેમ 'બે દુ ચાર' કરવાને બદલે 'ચાર દુ બે' કરે તેવી આ વાત થાય છે. આ જાતનું સિદ્ધાંત પાલન તો "[૩૯]ગુરૂને પગનો સ્પર્શ

૩૯–"કોઇ એક ભીલ્લ હતો. તેણે ક્યાંકથી સાંભળ્યું–'તપસ્વીઓને પગથી અડવું મહા અનર્થકારી થાય છે.' તેને કોઇક વખતે મોરનાં પીછાંનું કામ પડ્યું. બીજે શોધવા જતાં જોવામાં એને ન મળ્યાં, તેવામાં તેના જાણવામાં આવ્યું કે–'બૌદ્ધસાધુ પાસે તે હોય છે.' તેણે તેમની પાસે માગ્યાં પરંતુ એકે પીછું મળ્યું નહિ ત્યારે તેણે દૂરથી તીર છોડીને તેમને મારી નાખ્યા અને પીછાં લઈ લીધાં. તે સાધુઓને પગથી અડવાનું તેણે આ રીતે વર્જ્યું." આ કથાસંબંધ શ્રી ઉપદેશપદ ગાથા ૬૭૭ ની ટીકા પૃ. ૩૧૪ માંથી ઉતાર્યો છે.

ન કરાય" એવું જાણનાર એક ભીલ્લે, ગુરૂએ મોરપીછાં ન આપ્યાં ત્યારે તીરકામઠાથી મારીને લીધાં પણ પગનો સ્પર્શ ન કર્યો તેના જેવું છે. એની દૃષ્ટિએ જેમ ગુરૂને મારવામાં વાંધો ન હતો પણ પગ લગાડવામાં વાંધો હતો, તેમ તમારી દૃષ્ટિએ પચાસ દિવસ પૂરા કરવા માટે મૂળ-તિથિ આઘી-પાછી થઈ મરી જાય તેનો વાંધો નથી જણાતો, કિન્તુ તિથિના હિસાબે મૂળતિથિને દિવસે જ પચાસ દિવસ પૂરા થતા હોવા છતાં તે અંગીકાર કરવામાં વાંધો જણાય છે! વળી તમે જે એમ જણાવો છો કે–'પચાસ દિવસ પૂરા ન થતા હોય ત્યાં ઓગણપચાસ દિવસે પણ સંવત્સરી પડિક્કમણું કરવું પડે તેમાં કાંઈ હરકત નથી.' તે ઉપરથી તમે તિથિ અને સિદ્ધાંત બન્ને વાદમાંથી બાતલ જાઓ છો. માટે ઉપર સિદ્ધાંતીએ જે કહ્યું છે તે સત્ય જ છે. પંદર, પચાસ કે સીત્તેર દિવસો પાછલી તિથિથી તે છેલ્લી તિથિના દિવસ સુધી તિથિઓ ગણીને જ સંપૂર્ણ કરવાના છે, પણ

---

અન્યત્ર તે આ પ્રમાણે પણ આવે છે. "એક બૌદ્ધ રાજા હતો. તેણે સાંભળ્યું હતું કે–'ગુરૂના શરીરે પગ ન લગાડાય.' એક દિવસ એની નગરીમાં એના આચાર્ય પધાર્યા. રાણી સહિત દર્શન કરવા ગયો. રાણીએ આચાર્યના માથે મોરપીછાંની સુંદર છત્રી જોઇ. મકાને આવીને તે પીછાં લાવવા માટે રાજાને કહ્યું. રાજાએ સમજાવી પણ હઠ ન છોડી. રાજાએ સિપાહીઓને મોકલ્યા. સૂચના આપી કે–'પ્રથમ વિનંતિ કરજો, ન આપે તો દૂરથી મારીને લાવજો; પણ પગ લગાડશો નહિ, શાસ્ત્રમાં મનાઈ છે.' સિપાઇઓએ તે પ્રમાણે કર્યું. આચાર્યે ન આપ્યાં ત્યારે છેટેથી તીર વડે તેને મારી નાખ્યો." ભાવ બન્નેનો એક જ છે.

વાર ગણવાના નથી જ. તમને શંકા થશે કે-'જો તિથિઓ ગણીશું તો જેટલી ક્ષયતિથિઓ આવી હશે તેટલી આપણે બાદ કરવી પડશે અને વૃદ્ધિતિથિઓ આવી હશે તેટલી બે વખત ગણવી પડશે. એમ કરવાથી દિવસોમાં વધઘટ થયા વિના રહેશે જ નહિ.' આ શંકાના સમાધાનમાં સમજવું જોઇએ કે-તિથિનો ક્ષય એટલે ટુંકી થવું તે છે, વૃદ્ધિ એટલે લાંબી થવું તે છે. કાંઈ ક્ષય થવાથી તિથિ ઉડી ગઈ નથી અને વૃદ્ધિ થવાથી નવી વધી ગઈ નથી. આ કારણથી ક્ષીણ-તિથિને ગણવામાંથી નાબુદ કરવાની નથી અને વૃદ્ધિતિથિને બે વખત ગણવાની નથી, કિન્તુ એક એક તિથિ તરીકે તેની પણ સંખ્યા ગણવાની છે. એટલે દિવસો પૂરેપૂરા મળી રહેવામાં લેશ માત્ર ગુંચવાડો નહિ રહે. શ્રી હીરપ્રશ્નનો નીચલો પ્રશ્નોત્તર જોવાથી પણ આપણને આ બાબતનો ખૂલાસો થઈ જ જાય છે.

[૪૦]તેમાં એવો પ્રશ્ન પૂછ્યો છે કે—" અષાઢ શુદ ચૌદશ ગ્રીષ્મચોમાસીનો છેલ્લો દિવસ ગણાય છે એવો સિદ્ધાંત છે,

---

૪૦-" प्रश्नः—आषाढसितचतुर्दशी ग्रीष्मचतुर्मासकावसर इति हि सिद्धान्तः, तथैवाग्रे पर्युषणाया दिनानां पञ्चाशत्व्यवस्थितेः। तथापि कल्पकिरणावल्यां आषाढसितचतुर्दश्या आरभ्य भाद्रपदचतुर्थीं यावदित्युक्तमस्ति तत् कथं घटते? दिनानामेकपञ्चाशतत्वप्राप्तेः ॥३॥

उत्तरम्—कल्पकिरणावल्यामाषाढसितचतुर्दश्या आरभ्य भाद्रपदसितचतुर्थीं यावदित्यत्र आषाढसितचतुर्दश्या अवधित्वेनोपादानात् सा मध्ये न गण्यतेऽतः पूर्णिमातो दिनगणना, तेषां पञ्चाशदेवेति बोध्यम् ॥३॥ ( श्री हीरप्रश्न पृ. २१ )

તેથીજ પર્યુષણાના પચાસ દિવસોની વ્યવસ્થા તેની આગળથી ગણાય છે. તો પણ કલ્પકિરણાવલીમાં 'આષાઢ શુદ ચૌદસથી આરંભીને ભાદરવા શુદ ચોથ સુધી કહી છે. તે ૫૧ દિવસો થઈ જતા હોવાથી શી રીતે ઘટે ?" એનો ઉત્તર આપ્યો છે કે—

"કલ્પકિરણાવલીમાં આષાઢ ૧૪ થી આરંભીને યાવદ્ ભાદરવા શુદ ૪ જે જણાવી છે, તે ચૌદશનું અવધિરૂપે ગ્રહણ કરેલું હોવાથી તે અંદર ગણાતી નથી. એટલે પુનમથી દિવસ ગણવાના છે. તે પચાસ જ થાય છે."

આ પ્રશ્ન તથા ઉત્તર બન્નેમાં તિથિગ્રહણ કરીને જ ૫૧ તથા ૫૦ દિવસની ગણના જણાવી છે, પણ વાર ગ્રહણ કરીને જણાવી નથી. જો વારથી જ દિવસ ગણવાના હોત, તો ચૌદશ-પૂર્ણિમા તિથિ જણાવવાને બદલે તેનો વાર જ જણાવત. આવા વિષયમાં વિદ્વત્સમાજ આપણને ફરીથી ભણવા બેસવાનું કહે તેવું કથન કરવું જોઇએ નહિ.

## અસમર્થ દલીલોની અનિચ્છનીયતા.

પાંચમના ક્ષયે ત્રીજે ચોથ કરવાની પુષ્ટિમાં એક એવી દલીલ પણ કરાતી હતી કે–'ગણેશ ચોથ પણ તે દિવસે છે માટે સંવત્સરીની ચોથ તે દિવસે જ થાય.' પણ પાંચમની વૃદ્ધિમાં પહેલી પાંચમે ચોથ કરતી વખતે માલુમ પડયું કે–'ગણેશ ચોથ તો તે દિવસે હતી નહિ પણ મૂળ ચોથને દિવસે જ હતી.' સિદ્ધાંતી સાથે ચર્ચા કરવામાં હવે શું એવી દલીલ થાય ? ન જ થાય. પણ એકે એની નકલ

કરીને કહી નાખ્યું કે-'સંવત્સરીને દિવસે જે વાર હોય તેજ વારે નવું વર્ષ બેસે,' એવો એક લૌકિક કોયડો છે! હવે આ દલીલનો વિચાર કરીયે તો તે પણ માથે જ પડે તેવો છે, કારણ કે-એવી પણ સંવત્સરીઓ આવે છે કે-જ્યારે પાંચમની ક્ષય કે વૃદ્ધિ જેવું કાંઈ હોય નહિ અને ચોથના વારે આગળનું નવું વર્ષ બેસતું પણ ન હોય. ત્યાં આ કોયડાનું આપણે શું કરવું? સિદ્ધાંતની બાબતમાં આવી અસમર્થ દલીલો થાય તે અનિચ્છનીય છે.

એક મહાનુભાવે વળી જ્યારે બીજી કોઇ દલીલ ન મળી ત્યારે 'ઝઘડા કરાવો છો' એવો આક્ષેપ કર્યો હતો. આ કાંઈ દલીલ છે? આપણે સાચા હોઈએ તો સાચા ઠરી શકીએ. પણ જો સાચા ન હોઈએ તો કોઇને માત્ર ઝઘડા કરાવનારનો ઈલ્કાબ આપી દઈને આપણે સાચા ઠરી શક્તા નથી. સત્યના વાહન અને પાલનને લીધે જ આપણે જો કોઇને ઝઘડા કરાવનાર તરીકે માની શકતા હોઈએ, તો ખુદ ભગવાન મહાવીરથી માંડીને ક્યા મહાપુરૂષને આપણે તેવા નહિ માનવા પડે? 'આપણા વિચારો સાથે મળતા નથી'-એ કારણથી જો કોઇને આપણે તેવા ન હોવા છતાં તેવા કહેવા સારૂ લલચાતા હોઇએ, તો આપણે ઉચ્છેદક દષ્ટિને જ અભિનંદવી રહી, કે જે આજે 'ધર્મ અને ધર્મગુરૂઓ ઝઘડા જ કરાવનાર છે'-એવું જણાવી તેનો સર્વતો નાશ ઈચ્છે છે. 'આપણી સાથે બીજા ગતાનુગતિકતા નથી કરતા' માટે આપણે જો કોઇના ઉપર તેવો આક્ષેપ કરતા હોઇએ, તો આપણે પણ ઈતર લોકો સાથે ગતાનુગતિક નહિ થતા

હોવાથી ઝઘડા કરાવનાર જ ગણાઈશું. આથી મારા સુજ્ઞ મિત્રોને મારી એટલી જ વિનંતિ છે કે–જો કોઈ પણ દલીલ કરો તો તે યોગ્ય અને સમજભરેલી કરો, નહિ તો ચુપચાપ સિદ્ધાંતના રહસ્યને સાંભળી સત્ય અંગીકાર કરો, નાહક આકળા કે ઉતાવળા ન થાઓ. હવે સિદ્ધાંતી આપણને 'પાંચમના તપ માટે શું સમજાવે છે' તે સાંભળો.

## પંચમીનો તપ પણ ચતુર્થીમાં.

(ઉત્તર)–શ્રી હીરપ્રશ્નના પાઠમાં પંચમીના ક્ષયે પાંચમનો તપ પૂર્વતિથિમાં કરવાનો કહ્યો છે. અહીં પૂર્વતિથિ ભાદરવા શુદ ચોથ સંવત્સરીની તિથિ છે. તે તિથિમાં પંચમી તિથિ વિદ્યમાન છતાં પંચમીને પ્રધાન પદ આપી શકાશે નહિ. આથી એનો તપ પંચમીના નામે નહિ થતાં ચોથના નામે થશે.

(પ્રશ્ન)–આની મતલબ તો એ થઈ કે–' પંચમીનો તપ સંવચ્છરીમાં આવી ગયો. જૂદો કરવાનો રહ્યો નહિ.'

(ઉત્તર)–એમાં શું વાંધો છે ?

(પ્રશ્ન)–'ક્ષીણ–પર્વતિથિનું અનુષ્ઠાન પૂર્વ–પર્વતિથિના અનુષ્ઠાન ભેગું સમાઇ જાય, છતાં તેનો તપ જૂદો કરાય' એમ તમે કહ્યું છે ને ?

(ઉત્તર)–એ કહેલું તમે ફરીથી વિચારો. એ કથનમાં 'સર્વ ઠેકાણે તપ જૂદોજ કરી આપવો જોઇએ' એવું પ્રતિપાદન કર્યું નથી.

(પ્રશ્ન)–ત્યારે ?

(ઉત્તર)-જ્યાં તપ પૂરો કરી આપવાની અનિવાર્ય આવશ્યક્તા હોય, ત્યાં તે તિથિનું અનુષ્ઠાન પૂર્વતિથિમાં ગણી લઇને તપ જૂદો કરી આપવો જોઇએ' એવું પ્રતિપાદન છે. પરંતુ જ્યાં તેવી આવશ્યકતા ન હોય, ત્યાં તે તિથિનો તપ અને અનુષ્ઠાન સર્વ કાંઈ પૂર્વ-પર્વતિથિ ભેગું આવીજ જાય છે. ક્ષય હોય ત્યારે પૂર્વતિથિ જ કરવી, એ એક અટલ અને અબાધિત સિદ્ધાંત છે.

## અનુષ્ઠાન માફક તપ પણ ભેગો આવી જવા બાબત.

(પ્રશ્ન)-પંચમીનો તપ શું જતો રહે ?

(ઉત્તર)-એમ ગભરાઓ છો શું કરવા ? જતો રહેતો કાંઈ નથી, પૂર્વના તપમાં એનો તપ આવી જાય છે. એવા તો કેટલાયે તપ શું તમે પણ ભેગા નથી કરી લેતા ? ધારો કે-ચૌદશ તિથિ છે. તે દિવસે રોહણ પણ છે અથવા રોહણતિથિનો ક્ષય પૂર્વ-પર્વતિથિમાં આવેલો છે, ત્યાં શું તમે બન્નેનો તપ જૂદો કરો છો ? ના, નથી જ કરતા. તમે આટલી બધી મુંઝવણ શું કામ કરો છો ? શ્રી સેનપ્રશ્નમાં ચોખ્ખો ખુલાસો છે કે—

## શ્રી સેનપ્રશ્ન હીરપ્રશ્નના પાઠો.

"[૪૧]રોહિણીનો ઉપવાસ અને પંચમ્યાદિનો ઉપવાસ, કારણ હોય તો જે તિથિમાં તે મળી જતી હોય તેમાં

---

૪૧-"रोहिण्युपवासः पञ्चम्याद्युपवासश्च कारणे सति मिलन्त्यां तिथौ क्रियते न वा इति प्रश्नः,-अत्रोत्तरम्-कारणे सति मिलन्त्यां तिथौ क्रियते कार्यते चेति प्रवृत्तिर्दृश्यते, कारणं

કરાય કે નહિ ? આ પ્રશ્ન છે. તેનો ઉત્તર એ છે કે-કારણ હોય તો મળતી હોય તો મળતી તિથિમાં તે કરાય અને કરાવાય એવી પ્રવૃત્તિ દેખાય છે. કારણ વિના તો ઉદય-તિથિએ જ કરાય"

આ પાઠથી એ સ્પષ્ટ સમજી જવાય તેવું છે કે-પંચમ્યાદિ તિથિનો ક્ષય પણ આવે, તેવા કારણે તેનો તપ પણ પૂર્વતિથિમાં ગણી લેવાય. તે પૂર્વતિથિ જો તેના કરતાં મોટી હોય તો પંચમીને ઉભી રાખવા સારૂ તેને ખસેડાય પણ નહિ હવે તમે પૂછેલા 'પંચમીનો તપ શું જતો રહે ?'-એ પ્રશ્નને સ્થાન જ ક્યાં રહે છે ? તેમજ પંચમીના ક્ષયે ભાદરવા શુદ ચોથ કિંવા ત્રીજનો ક્ષય કરવાની જરૂરત પણ ક્યાં રહે છે ? વળી ઉપધાનતપમાં ઉચ્ચરેલી જ્ઞાનપંચમ્યાદિ તિથિ આવી હોય તો તેનો તપ પણ ઉપધાનના તપમાં સરે છે એટલું જ નહિ પણ કલ્યાણક-તપ સુદ્ધાંયે ઉપધાનના તપ ભેગો આવી જાય છે, જૂદો કરવો પડતો નથી. એ માટે શ્રી હીરપ્રશ્નમાં પણ ખુલાસો કર્યો છે કે-

"[૪૨]ઉપધાન વહેનારને તપના દિવસે કલ્યાણકતિથિ

---

विना तूदयप्राप्तायामेवेति बोध्यम् ॥४७७॥ (सेनप्रश्न, त्रीजो उल्लास, पृ. ९८)

४२-"प्रश्नः-उपधानवाह्यमाने तपोदिने यदि कल्याणकतिथिरायाति तदा तेनैवोपवासेन सरति उताऽन्योऽधिकः कृतो विलोक्यते ? ॥१२॥ उत्तरम्-अत्र उपधानतपोदिनान्तः कल्याणकतिथ्यागमने नियन्त्रिततपस्तया तेनैवोपवासेन सरतीति ॥१२॥" (श्री हीरप्रश्न, पृ. ७२)

આવી હોય, તો તેજ ઉપવાસથી સરે કે અધિક કરવો જોઈએ ? આ પ્રશ્નના ઉત્તરમાં ફરમાવે છે કે-'ઉપધાન-તપના દિવસે કલ્યાણકતિથિ આવે તો નિયંત્રિત તપ હોવાથી તેજ ઉપવાસે સરે છે."

આ રીતે એવા પણ કેટલાક તપ હોય છે, કે જે ચોક્કસ સંયોગોમાં ચાલુ ભેગા આવીજ જાય છે.

## વધુ વિચારણા.

હજી તમને વિશેષ સમજાય તે માટે આગળ વિચારીએ. જ્યારે પાંચમની સંવત્સરી હતી, ત્યારે શું જ્ઞાનતપ જૂદો કરી અપાતો હતો ? નહિજ. સંવત્સરીના તપમાં એ તપ આવીજ જતો હતો, એજ પ્રમાણે પાંચમના ક્ષય પ્રસંગે તેનો તપ પૂર્વના સંવત્સરીતપમાં સમાઈ જાય, એમાં નવાઈ પામવા જેવું શું છે? અરે, પાંચમના ક્ષયની વાત આપણે છોડી દઈએ. જ્યાં ચોથ પછી પાંચમ ઉદયમાં છે ત્યાંની વાત વિચારીએ. શાસ્ત્ર શું કહે છે?

## આખી પાંચમનો તપ પણ ચતુર્થીમાં ગણાય છે કે નહિ ?

(પ્રશ્ન)-ત્યાં તો મને ખબર છે. શ્રી હીરપ્રશ્નમાં એવો પ્રશ્ન છે કે-"[૪૩]પર્યુષણાનો ઉપવાસ પાંચમમાં ગણાય કે નહિ ?" એનો ઉત્તર આપ્યો છે કે-"જો છઠ કરવાની

૪૩-"प्रश्नः-पर्युषणोपवासः पञ्चमीमध्ये गण्यते न वा?॥७॥
उत्तरम्-पर्युषणोपवासः षष्ठकरणसामर्थ्याभावे पञ्चमीमध्ये गण्यते नान्यथेति ॥७॥" (श्री हीरप्रश्न, पृ. १०)

શક્તિ ન હોય તો પાંચમમાં ગણાય, નહિ તો ન ગણાય.” ત્યાં બીજો એક પ્રશ્નોત્તર એવો પણ છે કે-“[૪૪]જેણે શુક્લ- પંચમી ઉચ્ચરેલી હોય તે જો પર્યુષણાનો અઠ્ઠમ બીજથી કરે, તો શું તેણે પાંચમનું એકાસણું અવશ્ય કરવું જોઇએ કે જેવી ઇચ્છા !” આ પ્રશ્નના જવાબમાં ફરમાવ્યું છે કે- “મુખ્યવૃત્તિથી તેણે ત્રીજથી અઠ્ઠમ કરવો જોઇએ. જો કદાચ તેણે બીજથી અઠ્ઠમ કર્યો હોય તો પાંચમનું એકાસણું કરવા માટે ખાસ આગ્રહ નથી, અર્થાત્ જેવી તેની ઈચ્છા, કરે તો સારૂં.” આ બન્ને પ્રશ્નોત્તરોનો વિચાર કરી જોતાં સ્પષ્ટ માલુમ પડે છે કે-“ પાંચમ જૂદી હોય તો પણ તેનો તપ પર્યુષણાના તપની અંદર આવી શકે છે. શાસ્ત્રકાર ‘પાંચમનો તપ જૂદોજ કરી આપવો જોઈએ’ એવું જણાવતા નથી. અઠ્ઠમ જો ત્રીજથી લીધો હોય તો પાંચમે તપશ્ચર્યા પૂરી થતાં પર્યુષણાનો અઠ્ઠમ પણ થયો અને ભેગો પાંચમનો ઉપવાસ પણ થઈ ગયો. જો કદાચ બીજથી અઠ્ઠમ ઉપાડયો હોય તો પાંચમે એકાસણું પણ કરવું હોય તો કરે, નહિ તો ફરજ નથી. પણ જેણે બીજ કે ત્રીજથી અઠ્ઠમ કર્યો ન હોય અને એકલો ચોથે ઉપવાસ કર્યો હોય, તેણે જો છઠ

---

૪૪-“प्रश्नः-येन शुक्लपञ्चमी उच्चरिता भवति स यदि पर्युषणायां द्वितीयातोऽष्टमं करोति तदैकान्तेन पञ्चम्यामेकाशनकं करोति उत यथारुच्येति? ॥१४॥

उत्तरम्-येन शुक्लपञ्चमी उच्चरिता भवति तेन मुख्यवृत्त्या तृतीयातोऽष्टमः कार्यः। अथ कदाचिद् द्वितीयातः करोति तदा पञ्चम्यामेकाशनकरणप्रतिबन्धो नास्ति, करोति तदा भव्यमिति ॥१४॥” (श्री हीरप्रश्न, पृ. ७३)

કરવાની શક્તિ હોય તો બીજે દિવસે એટલે પાંચમે ઉપવાસ કરવો જોઈએ; કરવાની શકિત ન હોય તો જૂદો કરવાની ફરજ નથી. શાસ્ત્રકાર મહારાજે આથી નિઃસંદેહ બતાવી આપ્યું કે–'ઉદયાત્ પંચમીનો તપ પર્યુષણાના તપ ભેગો કારણ પ્રસંગે વળી શકે છે. તેનો તપ જૂદો કરી આપવોજ જોઇએ એવું કાંઈ નથી.'

(ઉત્તર)-બસ, ત્યારે હવે ઉપર શ્રી સેનપ્રશ્નનો પાઠ આપ્યો તે અને આ પાઠોથી સમજી જાઓ. સ્વતંત્ર પંચમીનો તપ પણ જો ઉપરોક્ત રીતે સંવત્સરીના તપ ભેગો આવી શકે છે, તો ક્ષીણપંચમીનો તપ તેની પૂર્વતિથિના તપમાં અર્થાત્–સંવત્સરીના ઉપવાસમાં શાસ્ત્રકાર મહારાજાને સમાવી જ દેવો પડે, એ તદ્દન નિર્વિવાદ વાત છે.

## શ્રદ્ધા પણ વિધિને અનુકુળ જોઇએ.

(પ્રશ્ન)-પણ કોઈકની શ્રદ્ધા એવીજ હોય કે–'મારે પાંચમ જૂદી જ કરવી છે' તો ?

(ઉત્તર)-એવી શ્રદ્ધા અતિશ્રદ્ધા કહેવાય. વાસ્તવિક તે શ્રદ્ધા જ ન ગણાય. વિધિને માન આપવું એનું નામ શ્રદ્ધા છે. શાસ્ત્રકારે જ્યારે ક્ષીણપંચમીનો તપ પૂર્વતિથિમાં સમાવ્યો છે, ત્યારે તે જૂદો લેવાની હઠ શ્રદ્ધાળુ હોય તે તો ન જ રાખે, પાંચમના ક્ષયે ત્રીજનો ક્ષય કરીને પણ શું તમે પાંચમનો તપ જૂદો જ કરવાનું કહો છો ?

(પ્રશ્ન)-ના, એમ નથી કહેતા.

(ઉત્તર)–તો પછી પાંચમનો ક્ષય ચોથમાં રહી જાય અને ઔદયિક ચોથનું સંવત્સરી પર્વ આજ્ઞા મુજબ આરાધાય તેમાં તમને શું હરકત નડે છે?

(પ્રશ્ન)–ત્યારે શું પાંચમના ક્ષયે ત્રીજનો ક્ષય ન જ કરી શકાય?

## રૂપીઆમાં આનો સમાઈ જાય છે.

(ઉત્તર)–બેશક, ઉપરોક્ત પાઠોના આધારે ન જ કરી શકાય. ત્રીજનો તો ક્ષય ન થાય, પરંતુ ક્ષય કરવાના કલ્પિત રવૈયા પ્રમાણે સંવત્સરીની ચોથનોયે ક્ષય ન થાય, કિન્તુ ક્ષયે પૂર્વાનો શાસ્ત્રોક્ત નિયમ પ્રમાણે ચોથની આરાધનામાં જ પાંચમની આરાધના સમાઇ જાય અને એકજ દિવસે ચોથપાંચમ બે તિથિની આરાધના ગણાય. એ નિયમ છે કે–મોટામાં નાનું સમાઇ જાય. રૂપીઆમાં આનો જેમ આવી જાય છે, તેમ ક્ષીણપૂર્ણિમા અથવા ક્ષીણ ભાદરવા શુદી પંચમી તત્પૂર્વની ચતુર્દશીમાં તેમજ ભાદરવા શુદી ચોથમાં આવી જ જાય છે.

(પ્રશ્ન)–રૂપીઓ રહે અને આનો પણ રહે તેવું શું ન બને?

(ઉત્તર)–એવું બનતું હોય તો અમે જરૂર રાજી થાત. અમને કોઇ આગ્રહ નથી. અમારે તો તારક શ્રી તીર્થંકર પરમાત્માની આજ્ઞા ક્યાં રહે છે એટલું જ જોવાનું છે. જ્યાં એ આજ્ઞા રહેતી હોય ત્યાં બધું રહ્યું. જ્યાં એ ન રહેતી હોય ત્યાં બધું ગયું. આપણે જો એ આજ્ઞા જ માનવાની ન

હોય તો આ સંયમ વિગેરે ધર્માનુષ્ઠાન સઘળાં નિરર્થક છે. એટલુંજ નહિ પણ આત્મવિડંબના રૂપ છે. અમને દિલગીરી એટલી જ થાય છે કે–તમે પાંચમના ક્ષયે ત્રીજનો ક્ષય માનો એથી તમારા હાથમાં નથી રૂપીયો રહેતો કે નથી આનો રહેતો. વિચારશો તો તમને આમાં એક કાકિણી ખાતર આખી મુડી ગુમાવનાર ભીખારી જેવી દશા થતી માલુમ પડશે.

(પ્રશ્ન)–એ ભીખારી કોણ, અને તે મુડી તેમજ કાકિણી ઉભયથી ભ્રષ્ટ શી રીતે થયો ?

## કોડી ખાતર ક્રોડ ગુમાવનાર કમનસીબ.

(ઉત્તર)–"એક ગરીબ ભીખારી હતો. કોઈક ગામમાં તેણે મજુરી કરતાં એક હજાર રૂપીયા એકઠા કર્યા, પોતાને ઘેર આવવા માટે એક સાર્થ સાથે તે નીકળ્યો. એક રૂપીયાની એંશી કાકિણીઓ ખરીદીને તેમાંથી તે હંમેશાં પોતાનો ગુજારો કરતો હતો. એક વખતે રસ્તામાં કોઈ ઠેકાણે તે એક કાકિણી ભૂલી ગયો. સાર્થ સાથે આગળ ચાલતાં તે ગરીબડાને કાકિણી યાદ આવી. લેવા જવા માટે તે પાછો વળવા લાગ્યો. તેણે કોઈક એકાન્ત જગ્યાએ બધા રૂપીયા ગુપ્ત મૂકી દીધા. સાર્થ છોડીને કાકિણી લેવા ગયો. ભાઈની હાલત શું થઈ તે હવે જૂઓ. જ્યાં આગળ તેની કાકિણી પડી ગઇ હતી તે તો વગડાના કોઈ ચોરે ઉઠાવી લીધી હતી. ગરીબડાએ ત્યાં જઈ ફાંફાં માર્યાં. કાકિણી ક્યાંથી મળે ? નિરાશ થઈને પાછો ફર્યો. રૂપીયા મૂક્યા હતા ત્યાં લેવા ગયો. એના કમનસીબે તે મૂકતી વખતે જ કોઇએ જોઈ લીધા હતા. જ્યારે તે

કાકિણી લેવા ગયો ત્યારે તે ચાઉં થઈ ગયા હતા. ભીખારીની મુડી પણ ગઈ. સાર્થ તો જતો રહ્યો હતો. એક કાકિણી ખાતર ભીખારીની આ ભયંકર હાલત થઈ. ન રહી કાકિણી, ન રહી મુડી અને જંગલમાં જીવનના સંદેહ વચ્ચે રઝળી પડયો.[૪૫]"

## કથા ઉપનય.

ભાગ્યવાન્! આ કથાસંબંધ નાનકડો છે પણ બોધક ઘણો છે. તમે પાંચમ રાખવા માટે ત્રીજને દિવસે ચોથ કલ્પિત કરીને સંવત્સરી કરતા હોવાથી, અસલ ચોથરૂપી મુડીમાંથી ભ્રષ્ટ થાઓ છો; અને ચોથને દિવસે મુખ્ય ચોથ કરવી જોઈએ તેને બદલે તમે પાંચમ કરો છો, એથી વાસ્તવિક રીતે પાંચમથી પણ ભ્રષ્ટ થાઓ છો, 'ઔદયિક ચૌદશની માફક ઔદયિક ચોથ માન્ય રાખીને, તેમાં ક્ષીણપંચમીનો અંતર્ભાવ કરી લેવો'-એવી શાસ્ત્રની આજ્ઞા છે. પુનમના ક્ષયે તેરસના ક્ષયની માફક પાંચમના ક્ષયે ત્રીજનો કિંવા ચોથનો ક્ષય માનનારા આ આજ્ઞા પ્રમાણે વર્તતા નથી, તેથી તેઓ આજ્ઞારૂપી સાર્થથી પણ ભ્રષ્ટ થાય છે. ચોરશ્વાપદાદિના ભયવાળા જંગલ સમાન આ ભયંકર સંસાર છે. ભીખારી તુલ્ય આજ્ઞા છોડનારો જીવ છે. આ ઉપનય અમે હિતબુદ્ધિથી જણાવ્યો છે. આજ્ઞા આઘી મૂકવાથી વિચાર કરો કે—એ ગરીબ ભીખારીના જેવી ભયંકર દશા થાય છે કે નથી થતી? ભવભીરૂ આત્માઓનું કર્ત્તવ્ય છે કે—'પરમાત્માની આજ્ઞાના ચીલે

૪૫—આ કથાસંબંધ શ્રી અધ્યાત્મકલ્પદ્રુમ, મુ. પૃ. ૬૧, ગાથા ૧૩૭ની ટીકામાંથી લીધો છે.

આલીને પોતાના આત્માને ભૂલોની પરંપરામાં પડતો બચાવી લેવો જોઇએ.'

## સચિત્ત-ત્યાગ અને શીલપાલન.

(પ્રશ્ન)-શાસ્ત્રાધારે જો આપણે પુનમના ક્ષયે તેરસ ન કરીએ અને પાંચમના ક્ષયે ત્રીજ ન કરીએ, તો જે મુંઝવણ છે તે એ છે કે-તે દિવસના સચિત્ત-ત્યાગ તથા શીલપાલન આદિ નિયમો જેણે લીધા હોય તેનું શું થાય ? બ્રહ્મચર્યનું પાલન તથા સચિત્ત-ત્યાગ એક દિવસ ઓછો થાય તે શું ઇષ્ટ છે ? વળી દિનપ્રતિબદ્ધ પૌષધાદિ ક્રિયાનું પણ શું થશે? એક દિવસમાં બે પૌષધ તો નહિ ઉચ્ચરાયને ?

(ઉત્તર)-ઓ મહાનુભાવ ! તમારા જેવા ચકોર માણસ આવી મુંઝવણ ખડી કરે છે, તેથી બહુ ખેદ થાય છે. સચિત્ત-ત્યાગ તેમજ શીલપાલન પણ ભગવાનની આજ્ઞાથી કે આજ્ઞા વિના ?

(પ્રશ્ન)-આજ્ઞાથી.

(ઉત્તર)-જો આજ્ઞાથી એ બધું કરવાનું છે, તો પછી આજ્ઞા મોટી કે એ મોટાં ?

(પ્રશ્ન)-આજ્ઞા મોટી.

(ઉત્તર)-જ્યારે આજ્ઞા જ મોટી છે ત્યારે હવે પ્રશ્ન રહેતોજ નથી; ક્ષીણ-પર્વતિથિને પૂર્વની પર્વતિથિમાં સમાવી દેવાની શાસ્ત્રની આજ્ઞા છે. એ આજ્ઞાજ જ્યારે ક્ષીણ-પર્વતિથિના સચિત્ત-ત્યાગ તથા શીલપાલન આદિને પૂર્વ-પર્વ તિથિના સચિત્ત-ત્યાગ તથા શીલપાલન આદિ નિયમમાં

અંતર્ભૂત કરી લે છે, ત્યારે આપણે એ બાબતની શંકા ઉઠાવવી એ 'શેઠ કરતાં ગુમાસ્તા ડાહ્યા'ની કહેવત મુજબ વધારે ડહાપણ બતાવવા જેવું છે. તમને જો દિવસ જ ઓછો થઈ જવાની ફીકર થતી હોય તો તમારે તે ફીકર કરવાનું કાંઈ કારણ નથી, કેમકે જ્યાં ક્ષીણ-પર્વતિથિનો તપ જૂદો કરી આપવાનો હશે, ત્યાં આરાધક આત્મા તે દિવસે સચિત્ત-ત્યાગ અને શીલપાલનનો ઉપયોગ અવશ્ય રાખશે.

હવે તમે પૌષધને માટે જે તર્ક કરો છો તે પણ સારો નથી, કેમકે-પૌષધને માટે જેવું ચતુષ્પર્વીનું નિયત પણું છે તેવું પુનમ આદિનું નથી, તે આ ગ્રંથમાં જ ચાલુ ગાથા પાંચની ટીકાના પ્રારંભમાંજ શાસ્ત્રકારે કહી દીધેલું છે. અને આગળ પણ આ ગ્રન્થમાં 'ચતુષ્પર્વીએ પૌષધનું નિયતપણું છે અને શેષ તિથિએ અનિયતપણું છે'-એ ગાથા ૩૪માં કહેવાશે. એથી સમજાશે કે-પુનમ આદિના તપની માફક પૌષધને પણ દિનપ્રતિબદ્ધપણું નથી. એટલે છઠ્ઠ આદિના પ્રસંગમાં જેમ ચૌદશની સાથે તેરસ યા પડવો ગ્રહણ કરીને છઠ્ઠ કરી અપાય છે, તેજ પ્રમાણે પૌષધમાં પણ એક જ દિવસે બે પૌષધો ઉચ્ચરવાની જરૂર નહિ પડે, પણ તેરસ-ચૌદશે અથવા ચૌદશ-પડવે બે પૌષધો પણ કરી શકાશે. એક દિવસે બે પૌષધો તો ઉચ્ચરાતા નથી, એ તો જૈનધર્મ જાણનારા એક નાના બાળકને પણ ખબર છે.

## ત્રણ પખ્ખીઓ આખી ઓછી થઈ ગઇ તેનું શું ?

આજ્ઞાથી જ જે અનુષ્ઠાન ઓછું થતું હોય તે વધારે કરવાનો વ્યામોહ રાખવો ખોટો છે. દાખલા તરીકે ભગવાન્ શ્રી

કાલિકસૂરિજીએ જ્યારે પંચમીની સંવત્સરીનું ચતુર્થીએ પરિવર્તન કર્યું, ત્યારે આષાઢી, કાર્તિકી અને ફાલ્ગુની-એમ ત્રણ ચોમાસી પર્વો જે પુનમનાં હતાં તે ચૌદશે પરાવર્તન કર્યાં. આથી ત્રણ ચૌદશની પખ્ખીઓ ચોમાસીમાં પેસી ગઈ. તે પેસી જવાથી ત્રણ પખ્ખિઓનાં પડિક્કમણાં ઓછાં થયાં કે નહિ? એ ઓછાં થયેલાં પડિક્કમણાંને કોઇ જૂદાં કરવા ઇચ્છે, તો શું તે શાસ્ત્રાનુકૂલ ગણાશે? જેમ અહીં 'પડિક્કમણાં ઓછાં થઇ ગયાં તેનું શું થાય?'–એવા પ્રશ્નને સ્થાન રહેતું નથી, તેમ સચિત્ત-ત્યાગ અને શીલપાલન તથા પૌષધનો પ્રશ્ન પણ રહી શકતો નથી.

## નિયમ શો છે?

શાસ્ત્રમાં દેવસિ-રાઇ-પખ્ખિ-ચોમાસી-સંવચ્છરી પડિક્કમણાંનો નિયમ છે, પણ બાર મહિનાની પખ્ખિ, ચોમાસી અને સંવત્સરી મેળવી કુળ ૨૫ કે અઠ્ઠાવીસ પડિક્કમણાં કરવાનો નિયમ નથી. જૂઓ શ્રી હીરપ્રશ્નમાં-

"[૪૬]જ્યારે પૂર્ણિમાની ચોમાસી હતી ત્યારે પડિક્કમણાં ૨૫ કે ૨૮ હતાં!" આ પ્રશ્નના ઉત્તરમાં ફરમાવ્યું છે કે-

૪૬-"प्रश्नः-यदा चतुर्मासिकं पूर्णिमायामभूत्तदा प्रतिक्रमणानि पञ्चविंशतिरष्टाविंशतिर्वा बभूवुः? ॥१५॥

उत्तरम्-अत्र वर्षमध्ये प्रतिक्रमणानि पञ्चविंशतिरष्टाविंशतिर्वेति क्वापि ज्ञातं नास्ति, शास्त्रमध्ये तु दैवसिकरात्रिकपाक्षिकचातुर्मासिकसांवत्सरिकलक्षणानि पञ्च प्रतिक्रमणानि सन्तीति" ॥१५॥ (श्री हीरप्रश्न, पृ. ७२)

"એક વર્ષમાં ૨૫ અથવા ૨૮ જ પડિક્કમણાં હોય તેવું ક્યાંય જાણ્યું નથી. શાસ્ત્રમાં તો દિવસિ-રાઇ-પખ્ખિ-ચોમાસી અને સંવત્સરી રૂપ પાંચ પડિક્કમણાં કહેલાં છે." અર્થાત્ જો બાર મહિનાની ચોવીશ પખ્ખિ, ત્રણ ચોમાસી અને એક સંવત્સરી મળી જૂદાં જૂદાં ૨૮ પડિક્કમણાં કરવાનો નિયમ હોત, તો ચોમાસી ચૌદશના થતાં 'ત્રણ પખ્ખિ પડિક્કમણાં કેમ ઓછાં થયાં' તે સવાલ ઉભો થાત અથવા ૨૫ જ પડિક્કમણાંનો નિયમ હોત તો ચોમાસી જ્યારે પુનમની હતી ત્યારે '૨૮ પડિક્કમણાં કેમ થતાં હતાં' એ સવાલને સ્થાન મળત. પણ તેવો તો નિયમ છે જ નહિ. નિયમ એ છે કે-દેવસીને રોજ દેવસિ, રાઇના ટાઇમે રાઈ, પખ્ખિને દિવસે પખ્ખિ, ચોમાસીને દિવસે ચોમાસી અને સંવચ્છરીના દિવસે સંવચ્છરી પડિક્કમણું કરવું. ત્રણ પખ્ખિ ઓછી થવા છતાં આ નિયમને બાધ આવતો જ નથી. એજ પ્રમાણે સચિત્ત-ત્યાગ, શીલપાલન આદિ તે તે તિથિના નિયમો, તે તે તિથિઓ જે દિવસે હોય તે દિવસે પાળવા એટલો નિયમ છે: પરંતુ જે દિવસે તે તિથિ ન હોય અથવા નકામી થયેલી હોય, તે દિવસોએ પણ પાળવા જ એવો નિયમ નથી. આ ઉપરથી વિવેકી મનુષ્યો સમજી શકશે કે-તમોએ ઉઠાવેલા તર્કો તર્કો નથી પણ કુતર્કો છે, અને એથી કોઈ પણ આડે માર્ગે ન દોરાય એ ઇચ્છવા-યોગ્ય છે.

## સચિત્ત-ત્યાગાદિ નિયમથી મુંઝાવાની અનાવશ્યક્તા.

(પ્રશ્ન)-આ વાત બરાબર છે. જો આવું ન માનીએ તો મોટો વાંધો આવે. ધારો કે-એક માણસે ૨૪ ભગવાનના

કલ્યાણકદિવસોએ શીલ પાળવાનો નિયમ લીધો છે, તે ઉપરાંત મહિનાની બાર તિથિઓ પાળવાનો પણ નિયમ લીધો છે, અને એજ પ્રમાણે ધારો કે-પૌષધનો પણ નિયમ લીધેલો હોય હવે ચોવીસે ભગવાનનાં એકસો ને વીસ કલ્યાણકો થાય અને બાર માસની તિથિઓ ૧૪૪ થાય. તેના દિવસોની દૃષ્ટિએ વિચારીએ, તો એક વર્ષમાં ૧૨૦ અને ૧૪૪ મળી ૨૬૪ દિવસનું શીલપાલન વિગેરે તેણે કરવું જોઇએ. પરંતુ એ સુવિદિત છે કે-૧૪૪ દિવસોએ તિથિઓ અને ૧૨૦ સ્વતંત્ર દિવસોએ કલ્યાણકો જૂદાં જૂદાં આવતાંજ નથી. ક્યાંક બે-ત્રણ કલ્યાણકો ભેગાં આવી જાય છે, તો ક્યાંક બીજાદિ પર્વતિથિઓ ભેગાં આવી જાય છે. આ સ્થિતિમાં તે સુશ્રાવક ૧૨૦ અને ૧૪૪ દિવસ સ્વતંત્ર પૂરા શી રીતે કરી શકશે ? જ્યારે નહિ કરી શકે ત્યારે શું તેના નિયમોનો ભંગ થશે ? નહિ જ. જ્યારે આમ બાબત છે, ત્યારે એ સિદ્ધાંત સ્વીકારવો જ રહ્યો કે-'એક દિવસમાં એક કરતાં વધુ પર્વતિથિ આવે અથવા કલ્યાણકો આવે અથવા બન્ને આવે, તો તે તમામનું નિયમપાલન તે દિવસમાં ભેગું થઈ જાય છે.'

(ઉત્તર)-બીજું પણ આપણે વિચારીએ, માનો કે-'એક મહાનુભાવે એક પખવાડિઉં અથવા એક મહિનો અથવા એક વર્ષ સુધી શીલ પાળવા વિગેરેનો નિયમ લીધો છે. પખવાડિઆ વિગેરેમાં તિથિના ક્ષયને લીધે પૂરા પંદર આદિ દિવસો નથી થતા, એ આપણને સુપ્રસિદ્ધ જ છે. ૧૫, ૩૦ કે ૩૬૦ દિવસો કરતાં ઓછા દિવસોનું શીલપાલન વિગેરે

એ મહાનુભાવને થયું. ત્યાં હવે આપણે શું કરવું ? એટલા દિવસો ઓછા થાય, તે ન થાય એ માટે આપણે શું આખા પક્ષ, મહિના કે વર્ષ ફેરવી નાખવા ? પણ આકાશમાં થતું સૂર્યાદિ ગ્રહોનું પરિભ્રમણ આપણા કબજામાં નહિ હોવાથી, આપણે ફેરવવા ધારીએ તો પણ ફેરવી શકાય તેમ નથી. એટલે હવે 'ક્ષીણતિથિના સચિત્ત-ત્યાગ, શીલપાલન આદિ નિયમોનું શું થશે ?' એ દલીલમાં વજુદ કશું રહેતુંજ નથી. ઉપર સિદ્ધ કર્યા પ્રમાણે પૂર્વ પર્વતિથિના નિયમભેગો એ નિયમ કાં તો આવી જશે અથવા ક્ષીણતિથિનો તપ જે દિવસે જૂદો કરવાનો હશે તે દિવસે એ નિયમો સેવી લેવાશે, પણ એથી તિથિ જૂદી પાડવાની એક તલ માત્ર જરૂર પડશે નહિ અને સચિત્ત-ત્યાગ તથા શીલપાલન આદિ નિયમમાં પણ કશી ખોટ જશે નહિ.

## પરંપરાનો સવાલ.

(પ્રશ્ન)-ખરેખર, એક પણ એવો શાસ્ત્રાધાર નથી, કે જેથી પુનમના ક્ષયે તેરસનો ક્ષય કરવો સાબીત કરી શકાય. એક પણ એવી યુક્તિ નથી, કે જેથી તે વ્યાજબી ઠરાવી શકાય. પણ તે કરવાની હાલમાં પરંપરા ચાલે છે, તે આપણે માન્ય રાખવી જોઇએ ને ? ન રાખીએ તો પરંપરાનો લોપ કર્યાનું પાપ ન લાગે ? જેમ પુનમના ક્ષયે તેરસનો ક્ષય કરવાની પ્રવૃત્તિ ચાલે છે, તેમ ભાદરવા શુદ પાંચમના ક્ષયે ભાદરવા શુદ ત્રીજનો ક્ષય પણ થવા દો. પુનમક્ષયે તેરસ કરીને ઔદયિક ચૌદશની વિરાધના ચલાવાય છે ને, ? તે જ

પ્રમાણે ઔદયિક ચોથની વિરાધના ચલાવી લેવાશે. એથી શું કામ ડરો છો ?

## પરંપરા કેવી માનવી?

(ઉત્તર)-જે વસ્તુ શાસ્ત્રાધારથી દૂષિત છે, તે વસ્તુની પરંપરા એ વાસ્તવિક પરંપરા જ નથી. અશઠ ગીતાર્થ પુરૂષોથી આચરાયેલી, સ્વઅજ્ઞાનાદિ દોષોથી જેમાં સિદ્ધાંતનો લેશ પણ વિરોધ આવતો ન હોય, તેવી શાસ્ત્રાધારવાળી પરંપરા તીર્થંકર મહારાજની આજ્ઞાવત્ માન્ય કરવા યોગ્ય છે. જેમ પંચમીની ચોથ વિગેરે.

કેટલીક પરંપરા એવી પણ હોય છે કે-જે કાળે કરીને કારણિક ઠરાવી હોય, છતાં તેમાં શાસ્ત્રનો બાધ ન હોય. તેવી પરંપરા કારણ દૂર થતાં દૂર થઇ જાય છે. એમાં પરંપરાનો કશો ભંગ થતો નથી. જેમ હાલમાં કપડાં પીળાંને બદલે ધોળાં રખાય છે તેમ.

કેટલીક એવી હોય છે કે-જે શાસ્ત્રાધારથી દૂષિત હોવા ઉપરાંત કાળે કરીને નવા દોષોને જન્મ આપવામાં કારણભૂત થનારી હોય છે. તેવી મૂળ વસ્તુને જ હાનિ પહોંચાડનારી પરંપરાઓ તો રોગની માફક જ્યારે જાગો ત્યારે તુરતજ કાઢવા યોગ્ય હોય છે. જેમકે-હાલમાં ચાલતી પુનમના ક્ષયે તેરસનો ક્ષય કરવાની પ્રથા.

આ પ્રથા સ્વયં દૂષિત છે અને પાંચમના ક્ષયે ત્રીજનો ક્ષય કરવા રૂપ નવા દોષોને જન્મ આપવામાં કારણભૂત બને છે, એવી પરંપરાઓનો લોપ કરવામાં પાપ નથી. પણ

એના ઉપર ઈરાદાપૂર્વક જીવવામાં પાપ છે, અને એના આધારે નવી ખોટી પ્રવૃત્તિ પાડવામાં તો વળી એથી યે વિશેષ મહા પાપ છે. જિનવચનથી વિરૂદ્ધ જાણવા છતાં પ્રવૃત્તિના નામે નહિ છોડનારા મહાભાગોને આજ શાસ્ત્રની ગાથા ૩૬ આદિમાં (इत्थं जिणवयणेहिं...इत्यादि) શાસ્ત્રના કર્ત્તા પોતે જ શિખામણ આપવાના છે. અહીં અમો તેનું વધુ વિવેચન કરતા નથી. 'ગમે તેવી પરંપરાઓ માનવી જ' -એવો જો આપણો સુદ્રાલેખ હોત, તો આપણા આચાર્યો ચૈત્યવાસ અને શ્રીપૂજની પરંપરાને કદી તજી શકયા ન હોત. અને તે જ પ્રમાણે તેઓ ઇતર ગચ્છની પરંપરાઓને પણ માન્ય કર્યા વિના રહી શકયા યે ન હોત.

## પોકળ પરંપરા.

વળી આ કહેવાતી પરંપરા શું પરાપૂર્વની છે ? બીલકુલ નહિ. જગદ્‌ગુરૂ શ્રી વિજયહીરસૂરિ મહારાજના સમય સુધી તો તે નહોતી જ, એટલું આ તેમજ શ્રી હીરપ્રશ્નાદિ શાસ્ત્રોના ઉલ્લેખો ઉપરથી સાફ કંચન જેવું તરી આવે છે. પરગચ્છીની માફક જો કોઈ એકદેશીય પણ શેષપર્વતિથિના ક્ષયમાં પૂર્વા અને પુનમના ક્ષયમાં પૂર્વતરા તિથિ ગ્રહણ કરીને વિચિત્ર પ્રકારનો "અર્ધજરતી" ન્યાય અંગીકાર કરતા હોત, તો આ શાસ્ત્રકાર કે જેઓ કોઈ પણ પુનમના ક્ષયે તેરસનો ક્ષય કરવાની ધસીને ના પાડે છે અને ચૌદશમાં જ પુનમ કરતા હોવાનો ઉલ્લેખ કરે છે, તેઓ તેમની ખબર લીધા વિના રહેત જ નહિ. ત્યારે આ પ્રવૃત્તિ જન્મી કયાંથી ?

'સંવત્ ૧૮૬૯ થી જન્મી'–એમ જો તમારૂં કહેવું હોય, તો સંવત્ ૧૮૬૯ માં સુરત મુકામે જેઠ વદ ૧૩ શનિવારને રોજ તેર બેસણાએ કરેલા લેખમાં તો એવા અક્ષરો છે કે–

" ३६ पलनी उदयात् तिथि मांनवी. जे त्रण चोमासीनी पूनम क्षय होय तो वारस तेरस एकठां करवां. वीजा मासनी पूनमनो क्षय होवे तो पडवानो क्षय करवो. 'ए लिखितथी फरे ते पंचनो धर्मनो गुनेगार. जे न फरे ते एम करे. उपलुं लख्युं सही. लास पंचगोतार्थनी छे. सही श्री सुरतबंदर मध्ये संवत १८६९ वर्षे ज्येष्ठ वद १३ वार शनौ तपगच्छना तेर बेसणा समस्त लिखितं । पं-उत्तमविजयसुमतासत्क । पं-रंगविजय अनूतसत्क" (हस्तलिखितपत्रमांथी. )

આમાં ત્રણ વાત નક્કી કરી છે.

(૧) ઓછામાં ઓછી ૩૬ પળ પણ જે તિથિ ઉદયમાં હોય તેને પ્રમાણ માનવી.

(૨) ત્રણ ચોમાસી એટલે અષાડ, કાર્તિક અને ફાગણ માસની પૂર્ણિમાનો ક્ષય આવે ત્યારે બારસ–તેરસ ભેગાં કરવાં.

(૩) પણ આ સિવાય બીજા માસની પૂર્ણિમાનો ક્ષય આવે ત્યારે પડવાનો ક્ષય કરવો. આ શિવાય અમાવાસ્યા અને શેષતિથિઓના ક્ષયને અંગે તેમજ તમામ તિથિઓની વૃદ્ધિને અંગે આ તેર બેસણાએ કશો ફેરફાર કર્યો નથી.

## હાલની પ્રવૃત્તિ અને પરંપરાને કાંઇ મેળ નથી.

હવે આપણે વિચારીએ કે-શું વર્તમાનકાળમાં ચાલતી પ્રવૃત્તિ આ લેખને બંધબેસતી છે ? કહેવું પડશે કે-નથી જ, કારણ કે હાલમાં—

(૧) એકલી ચોમાસી પુનમના જ નહિ પરંતુ સર્વ પુનમના ક્ષયે તેરસનો ક્ષય કરાય છે, જે ઉપલા લેખથી વિરૂદ્ધ છે.

(૨) બીજા માસની પુનમના ક્ષયે જે પડવાનો ક્ષય કરવો જોઇએ, તે હાલમાં કરાતો જ નથી. એ પણ ઉપરોક્ત લેખથી વિરૂદ્ધ છે.

(૩) અમાવાસ્યાના ક્ષયે પણ તેરસનો ક્ષય કરાય છે, તે પણ એ લેખથી વિરૂદ્ધ છે,

(૪) પુનમ અથવા અમાસની વૃદ્ધિ હોય ત્યારે બે તેરસો કરીને ૩૬ પળ કરતાં પણ વધુ ટાઇમ સુધી ઉદયમાં રહેલી ચૌદશને વિરાધાય છે, એ પણ વિરૂદ્ધ છે.

(૫) ભાદરવા શુદ પાંચમની ક્ષય કે વૃદ્ધિએ ભાદરવા શુદ ૩ કે ચોથનો ક્ષય તેમજ ભાદરવા શુદ ૩ ની અથવા ભાદરવા શુદ ૪ ની વૃદ્ધિ કરવાનું આ લેખમાં કહ્યું નથી, છતાં તેમ પણ કેટલાકે કરવા માંડયું છે. તેઓ એ પ્રમાણે કરીને ઉદયાત્ સંવત્સરી ચોથની સરીયામ કતલ કરી નાખે છે, તે પણ આ લેખથી વિરૂદ્ધ છે.

આટલી બધી રીતે હાલની પ્રવૃત્તિ એ તેર બેસણાના લેખ સાથે પણ મળતી નથી. ત્યારે હાલની પ્રવૃત્તિને

એ તેર બેસણાના લેખનો સિક્કો મારવો, એ કેટલી ઘડી ટકી શકે તેવો છે? જો એ લેખ ત્રણ પુનમના ક્ષયે તેરસનો ક્ષય અને બાકીની પુનમના ક્ષયે પડવાનો ક્ષય કરવાનું કહેતો હોવાથી શાસ્ત્રવિરોધી છે, તો હાલમાં સઘળી પુનમ અને અમાસના ક્ષયે કરાતો તેરસનો ક્ષય તથા તેની વૃદ્ધિએ કરાતી તેરસની વૃદ્ધિ તેમજ ભાદરવા શુદ પાંચમની ક્ષયવૃદ્ધિએ કરાતો ભાદરવા શુદ ૩ નો ક્ષય અને ભાદરવા શુદ ૩ અથવા ચોથની કરાતી વૃદ્ધિ પણ એટલી જ શાસ્ત્રવિરોધી છે, એમાં કોનાથી ના પાડી શકાય તેમ છે?

## નિરાધાર અને અપ્રમાણિક પ્રવૃત્તિ પોષવામાં પ્રાયશ્ચિત્ત

સંવત્ ૧૮૬૯ નો નિયમ 'શાસ્ત્રવિરુદ્ધ હોવા સાથે અસંબદ્ધ અને અનિયત છે'—એમ તો તમારે પણ કહેવું પડ્યું છે. તેના ઉપર તેર બેસણાની સહીઓ પણ નથી. તેમાં જે પ્રમાણો મૂકવામાં આવ્યાં છે તે શાસ્ત્રથી વિરુદ્ધ છે. તેણે જે ઠરાવ કર્યો છે તે શાસ્ત્રસિદ્ધ ચાલતી પરંપરાનો ઉચ્છેદક છે. આવાં કારણોથી 'એ લેખ અપ્રમાણિક છે' —તે કબુલ રાખ્યા વિના કોઈનો છૂટકો જ નથી. જેમ એ અપ્રમાણિક હોવાથી માનવા યોગ્ય નથી તેમ પુનમક્ષયે તેરસક્ષય કરવાની હાલની પ્રવૃત્તિ પણ શાસ્ત્ર અને શાસ્ત્ર-સિદ્ધ-પરંપરા સાથે મળતી નહિ હોવાથી અપ્રામાણિક જ છે, તેથી તે પણ માનવાયોગ્ય નથી.

'છેલ્લાં કેટલાંક વર્ષોથી આપણે એમ કરતા આવ્યા

છીએ માટે એ પરંપરા કહેવાય, પછી ભલે એમાં કોઈ શાસ્ત્રનો આધાર મળતો ન હોય, કે પરંપરાના પ્રામાણિક ઉત્પાદકનો યે આધાર મળતો ન હોય' એમ કહેવું, એ તો કેવળ અજ્ઞાની તેમજ દુરાગ્રહીને જ શોભે. સંવત્ ૧૮૬૯ નો લેખ એટલું તો બતાવી આપે છે કે-ત્યાં સુધી પુનમ વા અમાસની ક્ષયવૃદ્ધિએ તેરસની ક્ષયવૃદ્ધિ કરાતી નહોતી જ. એ લેખથી સ્થાપિત થતી પ્રવૃત્તિ અને હાલમાં ચાલતી પ્રવૃત્તિ વચ્ચે જમીન આસમાનનું અંતર છે,તે આપણે ઉપર બતાવી ગયા છીએ. આ સંયોગોમાં હાલની પ્રવૃત્તિ ક્યાંથી ફુટી નીકળી છે તે શોધી કાઢવું તમારે માટે પણ ગુંચવણભરેલું છે. હાલની પ્રવૃત્તિમાં નથી શાસ્ત્રનો આધાર કે નથી શુદ્ધ પરંપરાનો આધાર. એવી મ્હોં-માથા વિનાની શાસ્ત્રવિરોધી પ્રવૃત્તિને પરંપરાના નામે પોષવા તૈયાર થવું એ કોઈ પણ શાસ્ત્રાનુસારી ભદ્રાત્માને છાજે તેવું નથી. શાસ્ત્રાનુસારી વિદ્વાન્ થઈને તે સુધારવાને બદલે, જ્યારે તમો એમ પૂછો છો કે-'હાલની પરંપરા ચાલે છે તે આપણે માન્ય રાખવી જોઈએ ને? ન રાખીએ તો પરંપરાનો લોપ કર્યાનું પાપ ન લાગે?' ત્યારે અમોને '[૪૭]શ્રી બૃહત્કલ્પ બૃહદ્ભાષ્યમાં

---

૪૭–णिग्गंथ (लिंगत्थ) मातियाणं, सेसाणं छण्ह णिज्जतू मूलं।
गुरु माह तुज्झ गुरुगा, वततू दोसा इमेसु वहू ॥
(वृ० क० वृ० भा०, १ उद्देशो)

**ભાવાર્થ**–શિષ્ય આચાર્યને પ્રશ્ન કરે છે કે-'ગ્લાનને માટે લિંગધારી આદિ છ માંના કોઈ પણ વૈદ્યને ઉપાશ્રયે બોલાવવાથી અધિકરણ તથા કાયવધાદિ અનેક દોષો થશે, માટે બીમાર સાધુનેજ વૈદ્યની પાસે લઈ જાઓ.' આવા દોષભીરુને આચાર્ય કહે છે કે–

અભાવિત પ્રશ્ન પૂછવા માટે શિષ્યને આચાર્યે દંડ ફરમાવ્યો છે' તે યાદ આવ્યા વિના રહેતું નથી. શાસ્ત્રની નીતિ મુજબ જે પ્રવૃત્તિ સેવવામાં પાપ છે, તે પ્રવૃત્તિને 'પરંપરાના નામે સેવવી અને છોડીએ તો પાપ ન લાગે ?'–એમ ઉલટું પૂછવુ, એ પ્રશ્નથી જ પાપ લાગે છે અને આચાર્યો તો દંડ ફરમાવે છે; કારણુ કે–આવા પ્રશ્નો ઉંધા રૂપના હોવાથી જનતાની સદ્બુદ્ધિને સાચા માર્ગથી દૂર રાખી મિથ્યા માર્ગમાં મસ્ત બનાવનાર છે.

## નિઃશુક પરિણામ.

આગળ વધીને તમોએ–'જેમ' પુનમના ક્ષયે તેરસનો ક્ષય કરવાની પ્રવૃત્તિ ચાલે છે તેમ ભાદરવા શુદ પાંચમના ક્ષયે ત્રીજનો ક્ષય પણ થવા દો, પુનમના ક્ષયે તેરસ કરીને ઔદયિક ચૌદશની વિરાધના ચલાવાય છે ને? તેજ પ્રમાણે ઔદયિક ચોથની વિરાધના ચલાવી લેવાશે! એથી શું કામ ડરો છો ?' એમ પૂછ્યું છે. આ પ્રશ્નો તો હૃદયની પૂરેપૂરી નિઃશુકતા બતાવનારા છે. ભવના ભયવાળો અને શાસ્ત્રની

'આવું બોલવાથી તેને ચતુર્ગુરૂ પ્રાયશ્ચિત મળે છે, કારણ કે–ગ્લાનને ત્યાં લઈ જવાથી જે શાસ્ત્રોક્ત–દોષો થાય તેનો તું વિચાર કરતો નથી અને તારા કલ્પિત દોષો તું આગળ ધરે છે. વૈદ્યને ત્યાં બીમાર સાધુને લઈ જવાથી ઘણા દોષો છે, તે તું આ પ્રમાણે સાંભળ.'

શ્રી નિશીથભાષ્ય–ચૂર્ણિમાં પણ આવા ઉલ્લેખો મળી આવે છે. આથી એ પૂરવાર થાય છે કે–'પોતાના કલ્પિત દોષો ખડા કરીને મૂળ વસ્તુ સામે કહો કે વાસ્તવિક દોષો સામે આંખમીંચામણાં કરવાં તે અભાવિતપણું છે, અને તેવું અભાવિતપણું ખાસ દંડપાત્ર છે.'

શ્રદ્ધાના લેશવાળો તો એક વિરાધના જાણ્યા પછી તેના આલંબને બીજી વિરાધના કરવાને કદી પણ તૈયાર ન થઈ શકે. એક નાનું બચ્ચું હોય, તેણે નોકારસાનું પચ્ચખ્ખાણ કર્યું હોય, ભૂલથી મોંઢામાં કાંઈ નાખી દીધું હોય, તમે જાણો છો કે-એવું નાનું બાળક પણ 'મોંઢામાં નાખ્યું તો છે ને ત્યારે ફરી નાખી લ્યો, એમાં શું હરકત છે?' એવી દલીલ કરીને પચ્ચખ્ખાણને પગ નીચે કચડવા જેટલું નિષ્ઠુર બની શકતું નથી. વળી ભૂલથી એકાદ પચ્ચખ્ખાણનો ભંગ થયો હોય અથવા એકાદ વ્રતમાં અતિચાર સેવાતો હોય, એ ઉપરથી ધર્મની બુદ્ધિવાળો કોઇ પણ જૈન 'એકનો તો ભંગ થયો છે ત્યારે બીજાનો થશે તેમાં યે શું હરકત છે?' અથવા 'આ એકમાં અતિચાર ક્યાં નથી સેવાતો? બીજા વ્રતોમાં પણ સેવીશું તો શું બગડી જવાનું છે?' આવી અધાર્મિક દલીલો કરીને પચ્ચખ્ખાણ કે વ્રતોને ભાગવાના અથવા મલિન કરવાના કનિષ્ઠ મનોરથો સેવી શકતો નથી. જેઓ એ દશા ઉપર જાય છે તેમને શાસ્ત્રકારે ભારેમાં ભારે તપના છેદના અને છેવટ મૂલ વિગેરે પ્રાયશ્ચિતના અધિકારી ઠરાવ્યા છે. 'પુનમના ક્ષયે તેરસ કરવામાં ઔદયિક ચૌદશ ક્યાં પળાય છે? માટે ભાદરવા શુદ ચોથ કે જે ઉદયમાં હોય તેને પણ ન પાળવી'–આ એક સાધારણ જૈન પણ ન સેવી શકે એવી બદતર ભાવના છે. ભવ્યાત્માઓ એવી ભાવના આવે તેનાથી પણ જ્યાં ડરે, ત્યાં 'શું કામ ડરો છો?'–એમ પૂછીને તમે તેનો અમલ કરવાની હિમાયત કરો છો, એ ભારે નવાઇ ઉપજાવે તેવું છે. ચૌદશની વિરાધના થાય છે, તે તો તમે પણ કબૂલ કરો છો. તમારે એમ કહેવું જોઇએ કે-'શ્રી સંઘે

હવે પુનમના ક્ષયે તેરસનો ક્ષય કરવાની પ્રથા બંધ કરી દેવી જોઈએ, જેથી ચૌદશની પખ્ખી ચૌદશને દિવસે જ આરાધાય.' આવું કહેવાને બદલે તમે ઉદયમાં રહેલી ભાદરવા શુદ ૪નું યે ખંડન કરવા તૈયાર થાઓ છો, તે શ્રીસંઘ જરાયે માની શકે તેમ નથી.

## ગાથા પાંચમીનો ઉપસંહાર.

ચોથી ગાથામાં શાસ્ત્રકાર મહારાજે 'તિથિ પડી હોય ત્યારે તેની પૂર્વની જ તિથિ ગ્રહણ કરવી અને વધી હોય ત્યારે તેના બીજે દિવસે આવતી બીજી જ તિથિ અંગીકાર કરવી' –એવો ક્ષયવૃદ્ધિ અંગે નિરપવાદ નિયમ દર્શાવ્યો છે. અને એ નિયમથી ચૌદશના ક્ષયે તેરસને બદલે પુનમે પખ્ખી કરનાર વાદીના મતનો નિષેધ કર્યો છે.

આ ગાથામાં એજ વાતને પ્રમાણો આપીને ખૂબ પુષ્ટ કરી છે, જેમાં આપણે જોઈ ગયા છીએ કે–

(૧) ચૌદશનો ક્ષય થયેલો હોય ત્યારે આગળ પૂર્ણિમા પર્વતિથિ છે, માટે તે દિવસે પખ્ખી કરવાનું જે કોઇ કહે છે તે ખોટું છે.

(૨) પુનમનો ક્ષય હોય ત્યારે તેનો તપ કદાચિત્ જુદે દિવસે કરવાનો હોય, ત્યારે પણ ક્ષયે પૂર્વાના નિયમ અનુસાર તેની આરાધના તો ચૌદશને દિવસે ચૌદશ ભેગી જ આવી જાય છે. પરંતુ 'ચૌદશનો ક્ષય કરવો અથવા ચૌદશ પર્વતિથિ હોવાથી તેનાથી યે પૂર્વે રહેલી તેરસનો ક્ષય કરવો, અને તેમ કરીને ઉદયમાં રહેલી

ચૌદશને વિરાધવી' તે શાસ્ત્રવિરૂદ્ધ છે. એમ કરવાથી આજ્ઞાભંગ, અનવસ્થા, મિથ્યાત્વ અને વિરાધના દોષો લાગે છે.

(૩) એજ પ્રમાણે ભાદરવા શુદ ૫ ના ક્ષયે ભાદરવા શુદ ત્રીજનો ક્ષય કરવાનું જે કોઇ કહે છે તે પણ શાસ્ત્ર વિરૂદ્ધ છે.

(૪) આરાધનીય પર્વતિથિ ઉદયમાં હોય તેને કદી તરછોડાય નહિ.

(૫) સાથે આવેલી પર્વતિથિઓસાં જો આગલી તિથિનો ક્ષય હોય, તો એકજ દિવસે બે તિથિઓનું આરાધન કરાય છે. તેમાં જે મૂખ્ય પર્વ હોય તેની પ્રધાનતામાં બીજુ અન્તર્ભાવ થાય છે.

(૬) અન્તભૂંત થયેલી ક્ષીણતિથિનો તપ જૂદો કરવાની આવશ્કતા હોય તો જૂદો કરી શકાય છે, પરંતુ તેને બદલે પૂર્વ કે પૂર્વતર કોઈ પણ તિથિનો ક્ષય કરી શકાતો નથી.

(૭) ચૌદશનો ક્ષય હોય ત્યારે તેરસે ચૌદશતિથિનું પાલન કરાય છે. તે સિવાય તેરસે ચૌદશ કરવી શાસ્ત્રવિરૂદ્ધ છે.

(૮) એજ પ્રમાણે સંવત્સરીની ભાદરવા શુદ ૪ નો જ્યારે ક્ષય હોય, ત્યારે જ ભાદરવા શુદ ત્રીજને દિવસે ચોથનું આરાધન કરી શકાય છે. તે સિવાય ત્રીજે ચોથ કરવી, એ શ્રી જિનેશ્વર મહારાજના માર્ગની ઘોર આશાતના કરનારૂં કૃત્ય છે.

(૯) જે દિવસે જે તિથિનું કાર્ય તમે કરવા ચાહો, તે દિવસે તે તિથિનો ભોગવટો જો સંપૂર્ણ થતો હોય તો જ તમારાથી તે દિવસે તે તિથિ માનીને આરાધી શકાય. જે દિવસે ચોથ કે ચૌદશ હોય નહિ, તે દિવસે સંવત્સરી કે પક્ખિ કરી શકાય જ નહિ.

(૧૦) હાલમાં પુનમના ક્ષયે ચાલતી તેરસના ક્ષયની પ્રવૃત્તિ અને ભાદરવા શુદ પાંચમના ક્ષયે ત્રીજનો ક્ષય કરવાનું જે કોઈ કહે છે, તે તદ્દન અસત્ય છે. તેમાં નથી એકકે શાસ્ત્રનું પ્રમાણ કે નથી કોઈ મૂલ પ્રામાણિક પુરૂષ પરંપરાનું પ્રમાણ.

(૧૧) ક્ષીણ અથવા વૃદ્ધતિથિને બદલે ભીંતીયાં પંચાંગોમાં પૂર્વતિથિની ક્ષય અને વૃદ્ધિ લખી દેવાની રીત પણ એટલીજ ભૂલભરેલી છે.

આ પ્રમાણે પાંચમી ગાથાનો અર્થ થયો. ॥૫॥

ગાથા ૬ ઠ્ઠી : <u>તિથિયુક્ત તિથિ લેવા માટે યુક્તિઓ.</u>

ઉપલી ગાથામાં ગ્રંથકાર મહારાજે તિથિ રહિત તિથિ લેવાના દોષને દૂર કરવા માટે વાદીને ખૂબ દવા આપી છે. તે દવા નીકળી ન જાય અને સર્વને ગુણ કરે તે સારૂ, હવે નીચલી ગાથામાં 'તિથિયુક્ત તિથિ' લેવાના ઉપદેશ રૂપ રસાયણની સિદ્ધિ યુક્તિ દ્વારા કરે છે—

**ाह अन्नसंगि रयणं, रयणत्थी गिण्हइ य न कणगाई।**
**ा य पुण तंचाईणं, हेउविसेसं विणा मुल्लं ॥६॥**

(પ્ર૦)–રત્નનો અર્થિ પુરૂષ જો છુટું રત્ન ન મળે તો અન્
વસ્તુ સાથે રહેલા રત્નને ગ્રહણ કરે છે, પણ રત્નશૂન્ય સુવર્ણા
વસ્તુઓને ગ્રહણ કરતો નથી.

એકલું રત્ન નષ્ટ ન થઈ જાય, તે હેતુથી કોઇએ તે રત્નને તાંબામાં મઢી દીધેલું હોય અથવા કપડામાં બાંધી લીધેલું હોય, તે રત્ન 'અન્યસંગિ' રત્ન કહેવાય છે. રત્ન મેળવવાનો જેને અભિલાષ હોય, તે આદમી જો છુટું રત્ન ન મળે તો આવી વસ્તુ ગ્રહણ કરીને પોતાની ઇચ્છા પાર પાડી શકે છે. કારણ કે–તામ્રાદિમાં તે લપેટાયેલું હોવા છતાં, તે રત્ને પોતાના સ્વરૂપનો પરિત્યાગ કર્યો નથી, તેથી તે પોતાનું કાર્ય કરવા માટે સમર્થ જ છે. પણ જેમાં રત્ન ન હોય તેવી સુવર્ણાદિ પ્રિય ધાતુને પણ તે ગ્રહણ કરતો નથી, કેમકે–તેનાથી રત્નનું કાર્ય થઈ શકતું નથી.

**એવી જ રીતે જો ચોકખી પર્વતિથિ ન મળે, તો તે જેમાં રહેલી છે તે પૂર્વની પર્વતિથિ ગ્રહણ કરી શકાય; કિન્તુ તે જેમાં ન હોય તેવી પર્વ કે અપર્વતિથિ ગ્રહણ કરી શકાતી નથી જ.**

કારણવિશેષ વિના 'તેરસ વિગેરે છે' એવી શંકા પણ નહિ કરવી. એ બતાવવા સારૂ ગાથાના ઉત્તરાર્ધમાં ફરમાવે છે કે–

'હેતુવિશેષ વિના તામ્રાદિનું મૂલ્ય કોઈ આપતું લેતું નથી. અલ્પ મૂલ્યનું હોવાથી રત્નના મૂલ્યમાં તેનો અન્તર્ભાવ થઇ જાય છે. તોલ આદિ વિશેષ હેતુ પ્રસંગે તે પણ જુદું ગણાય છે. એ રીતે ક્ષીણતિથિ યુક્તતિથિ કારણવિશેષે ઉપયોગી થવા છતાં, બલવાન કાર્યને છોડીને તે પોતાના કાર્ય માટે જ ઉપયોગી થતી હોય તેમ બનતુ નથી.'

આ વચનથી શાસ્ત્રકાર મહારાજે એ સાફ બતાવી આપ્યું કે ક્ષીણતિથિયુક્ત તિથિ જતી રહેતી નથી, પરંતુ જો ક્ષીણતિથિ બલવાન હોય તો પોતે તેમાં સમાઇ જાય છે, અને જો પોતે જ બલવાન હોય તો ક્ષીણતિથિને પોતામાં સમાવી દે છે. ક્ષયને બદલે જો એ તિથિનો ક્ષય જ થઇ જતો હોત તો બલવત્તાએ કરીને તે પોતાના કાર્ય માટે જરા યે સમર્થ થઈ શકત નહિ. ક્ષયને બદલે ક્ષય માનનારાઓનો મત કપોલ કલ્પિત છે, અને તેથી તેઓ આલોચના આદિના જે વિકલ્પો ઉઠાવે છે તે તદ્દન અસિદ્ધ છે.

અપરીક્ષક અથવા ચોરાદિ મનુષ્યોના હાથમાં રહેલી રત્નસંયુક્ત તામ્રાદિ વસ્તુઓ કેવળ તામ્રાદિની કિંમતે મળી જાય છે, પણ બીજાના હાથમાં રહેલી મળતી નથી. શ્રી લલિતવિસ્તરાટિપ્પનકમાં કહ્યું છે કે–[૪૮]"જે દેશમાં પરીક્ષકો હોતા નથી, તે દેશમાં સમુદ્રમાં ઉત્પન્ન થયેલાં રત્નોની કાંઇ કિંમત અંકાતી નથી. ભરવાડોની પલ્લીમાં ગોવાળીયાઓ ચંદ્રકાન્ત જેવા મણીનું મૂલ્ય ફક્ત ત્રણ કોડી જ કહે છે."

મતલબ એ છે કે–જો અપર્વતિથિ પર્વતિથિ યુક્ત હોય તો તેને કેવળ અપર્વતિથિની નજરે જોવી એ અયોગ્ય છે. ॥૬॥

## ગાથા ૭ મી : વિશેષ સમર્થન.

પૂર્વે કહેલી યુક્તિના સામાન્ય ન્યાયને અનુસરતી બીજી ગાથા કહે છે—

૪૮–" नार्घन्ति रत्नानि समुद्रजानि, परीक्षका यत्र न सन्ति देशे।
आभीरघोषे किल चन्द्रकान्तं, त्रिभिर्वराटैः प्रवदन्ति गोपाः॥"
(પૃ. ૭)

**जो जस्सऽट्ठी सो तं, अविणासयसंजुअं पि गिण्हेइ।**
**न य पुण तओऽवि अन्नं, तक्कज्जपसाहणाभावा ॥७॥**

(પ્ર૦)—જે પુરૂષ જેનો અર્થિ હોય તે પુરૂષ જેવી રીતે તે વસ્તુને ગ્રહણ કરે છે, તેવી રીતે વિનાશ નહિ કરનારી બીજી વસ્તુ સાથે તે સંયુત હોય તો તેને પણ ગ્રહણ કરે છે, પણ એ શિવાયની અન્ય વસ્તુને ગ્રહણ કરતો નથી; કેમકે–તે સ્વ-ઇચ્છિત [૪૯]રત્નાદિનું કાર્ય કરવા માટે સમર્થ નથી. અહીં 'વિનાશ નહિ કરનારી બીજી વસ્તુ' જે કહી છે, તેનું અવિનાશકપણું એટલે ઇચ્છિત વસ્તુના સ્વરૂપને નહિ રોકનારૂં અથવા ઇચ્છિત વસ્તુથી સાધવા લાયક કાર્યને જે ન અટકાવે તે જાણવું. તેથી મરણાદિ અવસરે કોઈ મનુષ્ય ઝેરવાળો દુધનો કટોરો પી લે અને બીજો ન પીવે તેની સાથે વિરોધ આવતો નથી. ॥૭॥

ગાથા ૮ મી : <u>શંકાનું સમાધાન.</u>

'ઘીનો અર્થિ દુધ વિગેરે ગ્રહણ કરે છે, માટે તત્સંયુક્ત વસ્તુ જ ગ્રહણ કરે છે એવો નિયમ નથી' એ શંકા દૂર કરવા માટે જણાવે છે—

**जं दुद्धाइग्गहणे, घयाभिलासेण तत्थ न हु दोसो।**
**तद्दारेण तयट्ठी, अहवा कज्जोवयारेण ॥८॥**

---

૪૯—અહીં મુદ્રિત પ્રતમાં " तत्कार्यप्रसाधनाभावात्–तत्कार्यकरणासामर्थ्यादिति " એવો પાઠ છે, જ્યારે બીજી લિખિત પ્રતમાં " तत्कार्यप्रसाधनाभावात्–रत्नकार्यकरणासामर्थ्यादिति " એવો પાઠ છે. (પૃ. ૭)

(પ્ર૦)—ઘીની ઇચ્છાથી જે દુધ પૈસા આદિનું પણ ગ્રહણ કરાય છે, તેથી ઉપરોક્ત નિયમના ભંગનો દોષ આવતો નથી. કારણ કે–ઘીની ઇચ્છા દ્વારા તે દુધ વિગેરે ગ્રહણ કરે છે, તેથી દુધ વિગેરે લેવામાં પણ તે ઘીનો જ અર્થિ કહેવાશે. કોઇ એને પૂછે કે–'આ દુધ અથવા પૈસા શા માટે લીધા ?' એ તુરત કહેશે કે–'ઘી માટે.' ઘીની ઇચ્છા હોવાથી એ પુરૂષ તેવીજ વસ્તુ ગ્રહણ કરે છે કે જેનાથી પોતાની ઇચ્છા સિદ્ધ થાય. અથવા વ્યવહારથી કારણમાં કાર્યનો ઉપચાર કરાય છે. દુધ, પૈસા વિગેરે ઘીનું કારણ છે. તેનું ગ્રહણ તે કરે છે, છતાં ઉપચારથી ઘીનું જ ગ્રહણ કરે છે એમ કહેવામાં જરાયે બાધ નથી. ॥૮॥

## ગાથા ૯ મી : સ્પષ્ટીકરણ.

ઉપરોક્ત ગાથામાં જે દ્વાર અને ઉપચાર આવ્યા તેનું દૃષ્ટાન્ત આપીને સ્પષ્ટીકરણ કરે છે–

**जह सिद्धट्ठी दिक्खं, गिण्हंतो तह य पत्थओ दारुं ।**
**न य तं कारणभावं, मोत्तूणं संभवइ उभयं ॥९॥**

(પ્ર૦)—જેવી રીતે મોક્ષની ઇચ્છા દ્વારા દીક્ષાને ગ્રહણ કરતો મોક્ષાર્થિ દીક્ષાર્થિ પણ કહેવાય છે, કેમકે કાર્યની ઇચ્છાવાળા કારણ સેવવાની ઇચ્છાવાળા પણ હોય જ. તેવીજ રીતે ઘીની ઇચ્છા દ્વારા ગ્રહણ કરાતા દુધ વિગેરેમાં પણ તેનું અર્થિપણું જાણવું. આ 'દ્વારથી' અર્થિપણું સમજાવ્યું. ઉપચારથી અર્થિપણું આ પ્રમાણે છે–

જેવી રીતે પાલીનો અર્થિ લાકડું ગ્રહણ કરે છે, તે લાકડું પાલી બનાવવાનું સાધન છે, ઉપચારથી લોકો એ લાકડાવાળા માણસને પાલીવાળો પણ કહે છે; એ રીતે દુધ વિગેરે ઘીનાં સાધનો છે, તેને ગ્રહણ કરતો પુરૂષ ઘીને ગ્રહણ કરે છે એમ કહી શકાય છે.

આ બન્ને વસ્તુનો અભાવ ક્યાં હોય છે તે ગાથાના ઉત્તરાર્ધમાં જણાવે છે—

'દ્વાર' તેમજ 'ઉપચાર' જ્યાં કાર્યકારણ-ભાવ હોય ત્યાંજ ઘટી શકે છે. જે પદાર્થોમાં પરસ્પર કાર્યકારણ-ભાવ ન હોય, એટલે એક કાર્ય અને બીજું તેનું કારણ બની શકતું ન હોય; તેમાં કોઇનું 'દ્વાર' કે 'ઉપચાર' લાગી શકતો નથી ॥૯॥

ગાથા ૧૦ મી : કાલની કારણતા.

હવે 'કાલ એ કાર્ય માત્ર પ્રત્યે કારણ હોવાથી પૂનમના દિવસે પણ ચૌદશના કાર્યનો ઉપચાર કેમ ન થાય' એવી શંકા દૂર કરે છે—

**जइ बि हु जिणसमयम्मि अ,**
**कालो सव्वस्स कारणं भणिओ ।**
**तह वि अ चउद्दसीए,**
**नो जुज्जइ पुन्निमा हेउ ॥१०॥**

(પ્ર૦)-જો કે શ્રી જિનેશ્વર મહારાજના શાસનમાં એ નિશ્ચિત છે કે-'સ્વભાવ' આદિ ચાર કારણો સાથે કાલ પણ સઘળાં કાર્યોનું કારણ છે, તો પણ ચૌદશના ક્ષયે પુર્ણિમા તેના કાર્યમાં કારણ બની શકતી નથી, કેમકે કારણ-સ્વરૂપનો તેનામાં અભાવ છે.

એવી જ રીતે પુનમ અથવા પાંચમના ક્ષયે તેરસ અથવા ત્રીજ પણ કારણભૂત થઈ શકતાં નથી. ॥૧૦॥

ગાથા ૧૧ મી : કારણ-સ્વરૂપનો વિચાર.

કારણતાનું સ્વરૂપ કેમ નથી તેજ દેખાડે છે—

**कज्जस्स पुव्वभावी, नियमेणं कारणं जओ भणियं ।**
**तल्लक्खणरहिया वि य, भणाहि कह पुण्णिमा हेऊ ।।**

(પ્ર૦)-કાર્યથી આંતરા રહિત અવશ્ય પૂર્વ હોવું, એ કારણ-સ્વરૂપ કહેલું છે. જે કારણથી કાર્યનું કારણ અવશ્ય પહેલાં હોય છે, તે કારણથી પૂર્ણિમા, કે જે ચૌદશથી પહેલાં નથી પણ પછી થાય છે, તે ચૌદશનું કારણ શી રીતે થઈ શકે? તે તમે જ અમોને કહો.

તેજ પ્રમાણે કારણ-સ્વરૂપના અભાવવાળી તેરસ અને ત્રીજ અનુક્રમે પૂનમ અને પાંચમનું કારણ પણ શી રીતે બની શકે? કારણ કે-તેઓ પૂર્વવર્તિ છે છતાં આંતરા રહિત નથી, વચમાં ચૌદશ અને ચોથનું અંતર પડે છે.

જો 'કાર્ય નાશ પામી જાય અને કારણ પછી થાય' એવો તમારો અભિપ્રાય હોય, તો તમારી એક પૂનમની કારણતા ખાતર આખી જગત્-વ્યવસ્થાનો ભંગ થઇ જશે પુત્રોના પેદા થયા પછી પિતાઓને પેદા થવું પડશે.

વળી 'કાર્ય હાલ પેદા થાય અને તેની પૂર્વે ગમે ત્યારે પેદા થયેલું કારણ ગણાય' એવો જો તમારો અભિપ્રાય હોય, તો તમારી તેરસ અને ત્રીજની ખાતર પણ જગત્-વ્યવસ્થાને રૂખસદ આપવી પડશે. ગર્ભાધાન કર્યા વિના પણ મરી ગયેલા પિતાઓથી પુત્રોને પેદા થવું પડશે. 'પુત્રને જે પેદા કરે તે એનો પિતા' એમ તમારાથી નહિ કહેવાય. તમારા મતે તેની પૂર્વેના બધા એના પિતા કહેવાશે. છોકરો એક અને જનકપણાએ બાપ ઘણા થશે. તેના કબજાની જો

તકરાર પડે તો કોને સોંપવો, એનો નિર્ણય કાયદાથી થઇ શકશે નહિ. એજ પ્રમાણે સ્ત્રી એક અને તેના પતિ ઘણા ગણવા પડશે. ઘડામાં જેમ કુંભાર કારણ છે, તેમ કુંભારના બાપને પણ તમારે કારણ કહેવું પડશે, જેમ માટી કારણ છે તેમ માટી લાવનાર ગધેડાને પણ કારણ કહેવું પડશે, જે બધુંયે ન્યાયશાસ્ત્રથી વિરૂદ્ધ છે. માટે કારણ પોતાના કાર્યથી આંતરા રહિત પૂર્વે આવેલું હોવું જોઈએ. તેવું પૂનમ અને તેરશ તેમજ ત્રીજમાં નથી, એટલે કારણ-યુક્તિમાં પણ તેઓ દાખલ થઇ શકતાં નથી. ॥૧૧॥

ગાથા ૧૨ મી: ન્યાય યોજના.

આ પ્રમાણે સામાન્ય ન્યાયનું સમર્થન કરીને હવે તે પ્રસ્તુતમાં યોજે છે—

**एवं हीणचउद्दसि, तेरसजुत्ता न दोसमावहइ ।**
**सरणं गओ वि राया, लोआणं होइ जह पुज्जो ॥१२॥**

(પ્ર૦)-ઉપલી યુક્તિથી ચતુર્દશી પ્રત્યે તેરસ કારણ થઈ શકે છે, તેથી ચૌદશના ક્ષયે તેરસમાં મળેલી ચૌદશ ગ્રહણ કરવી એમાં બીલકુલ દોષ નથી.

દ્રષ્ટાન્તથી આ વાતનું સમર્થન કર્યું છે, તથાપિ "[૫૦] બે વાર બાંધેલું સારૂં બાંધેલું થાય છે' એ ન્યાયે ફરીથી દ્રષ્ટાન્તો બતાવવા સારૂ ઉત્તરાર્ધમાં કહે છે—

"જે રીતે શરણે ગયેલો રાજા પણ લોકોને પૂજ્ય થાય છે."

૫૦-"द्विर्बद्धं सुबद्धं भवति"-इति न्यायः (पृ. ९)

મોટા માણસોને પણ આપત્તિઓ તો આવે છે. કેવળ સભાસ્થાનમાં જ શોભતો રાજા પૂજ્ય છે એમ નહિ, પરંતુ કોઈક વખતે એ રાજા જ્યારે આપત્તિમાં ફસી ગયેલો હોય ત્યારે તેનું શરણ ઘર અથવા કિલ્લો વિગેરે હોય છે. એવા સ્થાને પણ રહેલો રાજા લોકોને સેવવા યોગ્ય છે. તે સ્થાન પણ પ્રયત્ન પૂર્વક રક્ષણ કરવા યોગ્ય બને છે, પરંતુ રાજાવાળા તે સ્થાનનો મૂળમાંથી નાશ કરીને, જ્યાં રાજા નથી રહ્યો તેવા પ્રધાનના ઘરમાં કે અરણ્યમાં અથવા બીજે ગમે ત્યાં, પોતાની મતિકલ્પનાથી રાજાનું આરોપણ કરીને આરાધના કરવી કદાપી યોગ્ય નથી. આ લોકસિદ્ધ દૃષ્ટાન્તોનો [૫૧]ઉપનય એવો છે કે—

'રાજાના સ્થાને ચતુર્દશી છે. ક્ષય આપત્તિને સ્થાને છે. તેરસ શરણભૂત થયેલ કિલ્લા અથવા ઘરના સ્થાને શોભે છે. ચતુર્દશી રૂપ રાજા જે દિવસને આશ્રી રહ્યો હોય, તે જ દિવસ તે તિથિ તરીકે પ્રમાણ રાખવો જોઇએ.'

એ જ ન્યાયે ભાદરવા શુદ ચોથનો ક્ષય હોય તો ત્રીજમાં રહેલી ચોથ પૂજવા યોગ્ય છે. પણ પૂનમ અથવા પાંચમના ક્ષયે તેરસ અથવા ત્રીજનો ક્ષય કરી, તે દિવસે ચૌદશ અને ચોથના ક્ષય વિના તેની આરાધના કરવી તેમજ ચૌદશના ક્ષયે પૂનમે પક્ખી કરવી, એ સભાસ્થાનમાંથી રાજાને ઉઠાડી

---

૫૧-મુદ્રિત પ્રતમાં "लोकप्रसिद्धो दृष्टान्तः सूत्रैकदेशेनैव बुद्ध्या गम्य इति" એવો પાઠ છે. (पृ. ९) લિખિત પ્રતમાં તે પાઠ આવો પણ છે—

"लोकसिद्धो दृष्टान्तः। दार्ष्टान्तिकयोजना त्वेवं-चतुर्दशी राजा यस्मिन् दिने वर्त्तते स एव दिवसस्तत्तिथित्वेन प्रमाणमित्यादि बुद्ध्या कार्येति।"

મૂકવા અને રાજા વિનાના અરણ્યાદિ સ્થાનને વળગવા બરાબર છે. ॥૧૨॥

ગાથા ૧૩ મીઃ અથવા.

ફરીથી પણ એ જ દૃષ્ટાન્ત બીજા પ્રકારે ઘટાવે છે:—

**अहवा जत्थ वि राया, चिट्ठइऽमच्चाइसंजुओ ससुहं।**
**तत्थेव रायपरिसा, ठिय त्ति वुच्चइ न अन्नत्थ ॥१३॥**

(પ્ર૦)-અથવા પ્રધાનાદિ પરિવાર યુક્ત રાજા સુખપૂર્વક જ્યાં રહ્યો હોય, ત્યાં જ રાજપર્ષદા રહેલી છે એમ લોકોથી કહેવાય છે. '[૫૨]જ્યાં રામ ત્યાં અયોધ્યા' એવી લોકોક્તિ પણ છે. પરંતુ બીજાં સ્થાનો કે જ્યાં રાજા ન હોય તેવા પ્રધાદિના ઘરે પણ 'અહીં રાજસભા છે'-એમ કદી કહેવાતું નથી. ॥૧૩॥

ગાથા ૧૪મીઃ ચૌદશની પક્ખી સનાતન છે.

કોઇકને એવી ભ્રાન્તિ થાય કે-' પહેલાં પૂર્ણિમાને દિવસે પાક્ષિક કૃત્ય કરાતું હતું, કાલિકાચાર્યના આદેશથી ચૌદશે થવા માંડયું છે. માટે તેના ક્ષયે પૂનમે જ તેનું કાર્ય કરવું યુક્તિ યુક્ત છે.' તે દૂર કરવા માટે આ ગાથા કહે છે:—

**नेवं कयाइ भूयं, भवइ भविस्सं च पुण्णिमादिवसे।**
**पक्खिअकिच्चं आणाजुत्ताणं मोहमुत्ताणं ॥१४॥**

---

૫૨-મુદ્રિત પ્રતમાં "राजलोकैरिति गम्यम्, न पुनर्-" પાઠ છે. લિખિત પ્રતમાં "लोकैरिति गम्यम्, यत्र रामस्तत्रैवायोध्येति लोकोक्तिरपि, न पुनर्-" એ પ્રમાણે પાઠાંતર છે (પૃ. ૧૦)

(પ્ર૦)–અભિનિવેશિક મિથ્યાત્વ મોહરૂપી ગ્રહથી રહિત જેઓ તીર્થંકર મહારાજની આજ્ઞાયુક્ત છે, તેઓને માટે પાક્ષિક કૃત્ય પૂનમને દિવસે કદી હતું નહિ, છે નહિ અને થશે પણ નહિ.

અહીં [૫૩]આજ્ઞા તીર્થંકર ભગવાનની જ ગ્રહણ કરવી, નહિ તો પ્રથમ સૂત્રવિરૂદ્ધ પ્રવૃત્તિ કરનારના શિષ્યો પણ તેની આજ્ઞામાં રહેલા હોય છે.

આ ગાથામાં મૂલકારે ત્રણે કાલનો નિષેધ બતાવ્યો છે, તેથી એમ શંકા નહિ કરવી કે–'આ ત્રણે કાલનું નિષેધવચન તો પોતાના ઘરમાં જ કહેલું સુંદર છે, વિદ્વાનોને હૃદયંગમ નહિ થઇ શકે.' કારણ કે–ઉપવાસ, ચૈત્યપરિપાટી સાધુવન્દન આદિ પાક્ષિક કૃત્યો ચૌદશે જ કરવાનાં કહ્યાં છે, તે આ ગ્રન્થની બીજી ગાથાની ટીકામાં બીજા ગ્રન્થોની સંમતિ વિગેરેથી પણ અમો બતાવી ગયા છીએ. અને આ પછીની ગાથામાં પણ અમો તે સમજાવવાના છીએ.

માટે અમોએ કહેલું ત્રિકાળનિષેધ વચન સર્વતઃ સુંદર છે, એથી જ તે વિદ્વાનોને અવશ્ય રૂચે તેવું છે.

## ચોથ–ચૌદશ ફરે નહિ.

એ જ પ્રમાણે સંવત્સરી પણ પૂર્વે જ્યારે ભાદરવા શુદ પાંચમની હતી ત્યારે જેમ છઠની કદી થતી નહોતી, તેમ યુગપ્રધાન શ્રી કાલિકસૂરિજીના આદેશથી અત્યારે જે

૫૩–મુદ્રિત પ્રતમાં "आज्ञायुक्तानां, आज्ञायुक्तता चात्र तीर्थकृतामिति" એવો પાઠ છે. (પૃ. ૧૦) લિખિત પ્રતમાં "आज्ञायुक्तानां, आज्ञा चात्र तीर्थकृतामेव ग्राह्या, अन्यथा प्रथमोत्सूत्रप्रवर्तकातिरिक्तास्तद्विनेयास्तदाज्ञावर्तिन एव भवन्ति" એ પ્રમાણે પાઠાંતર છે.

ભાદરવા શુદ ૪ ની છે તે હવે પાંચમની પણ કદી બને નહિ.

આ ઉપરથી શાસ્ત્રકાર મહારાજ એ પણ બતાવી દે છે કે–ચૌદશનો જ્યારે ક્ષય હોય ત્યારે તેરસને દિવસે ચૌદશ સંપૂર્ણ હોવાથી પકિખ થાય, પરંતુ તે શિવાય તેરસને દિવસે પણ ચૌદશની પકિખ કોઇ કાળે થઇ શકે નહિ. અને ભાદરવા શુદ ચોથનો જ્યારે ક્ષય હોય ત્યારે ત્રીજને દિવસે ચોથ સંપૂર્ણ હોવાથી સંવત્સરી કરાય, પરંતુ તે શિવાય ત્રીજને દિવસે પણ ચોથની સંવત્સરી કદાપિ કરી શકાય નહિ જ ॥૧૪॥

ગાથા ૧૫-૧૬ મી: આગમની સાક્ષી.

ઉપર કહેલા ત્રણે કાળના નિષેધની સાબીતીમાં વિધિ તથા નિષેધ બતાવનારા હેતુગર્ભિત બીજા ગ્રન્થોની સાક્ષીવાળી બે ગાથાઓ ફરમાવે છે:—

**जेणं चउद्दसीए, तवचेइअसाहुवंदणाऽकरणे ।**
**पच्छित्तं जिणकहियं, महानिसीहाइगंथेसु ॥१५॥**
**न हु तह पन्नरसीए, पक्खियकज्जं जिणेण उवइट्ठं।**
**किं तु पुणो बीअंगे, चउमासितिपुण्णिमा गहिया ॥**

(પ્ર૦)–જે કારણથી શ્રી મહાનિશીથાદિ આગમોમાં ચૌદશને દિવસે જ તપ, મંદિરોમાં જિનવન્દન, અન્ય વસતિઓમાં રહેલા સાધુઓનું વંદન ન કરે તો શ્રી જિનેશ્વર મહારાજે પ્રાયશ્ચિત્ત કહ્યું છે, તેવી રીતે પૂનમને દિવસે પાક્ષિક કાર્ય કરવાનો ભગવાને ઉપદેશ

કર્યો નથી, નહિ તો એ દિવસે જો તપ વિગેરે ન કરે, તો તેનું પણ પ્રાયશ્ચિત્ત ફરમાવત. વળી તે બન્ને દિવસે જો તપ વિગેરેનો નિયમ હોત તો ચૌમાસીની માફક છઠ તપનું જ વિધાન કરેલું હોત, પણ તેવું કાંઇ કરેલું નથી. આગમ-યુક્તિથી વિધિ-નિષેધદ્વારા ચૌદશેજ સિદ્ધ થતા પાક્ષિક કૃત્યને પૂનમને દિવસે સિદ્ધ કરવા મથવું તે તો સોગનથી મનાવવા જેવું છે.

આ વિષે સૂત્રની વધુ સંમતિ દેખાડવા માટે બીજી ગાથાનું ઉત્તરાર્ધ કહે છે—

'પુનમને દિવસે પાક્ષિક કૃત્ય કરવાનું કહ્યું નથી, કિન્તુ 'સુયગડાંગ' નામના બીજા અંગમાં ચોમાસી તરીકે ત્રણજ પૂર્ણિમા આરાધ્ય રૂપે ગ્રહણ કરેલી છે. તે [૫૪]સૂત્ર તેની વૃત્તિ સાથે નીચે ફુટનોટમાં મૂક્યું છે. તેમાં કહ્યું છે કે—

"લેપ નામનો ગાથાપતિ શ્રાવક ચૌદશ-આઠમ-અમાવાસ્યા-ચોમાસાની ત્રણ પૂર્ણિમાઓ આદિ ધર્મદિવસોમાં અતિશયે કરીને આહાર-શરીર-બ્રહ્મચર્ય તથા વ્યાપાર-વર્જન રૂપ સંપૂર્ણ પૌષધ વ્રતને સેવતો સંપૂર્ણ શ્રાવકધર્મનું અનુપાલન કરતો હતો."

---

૫૪-"से णं लेवे गाहावई समणोवासए...चाउद्दसट्ठमुद्दिट्ठपुण्णमासीसु पडिपुण्णं पोसहं सम्मं अणुपालेमाणे...विहरइ त्ति" -एतत्सूत्रदेशस्य वृत्तिर्यथा-'चतुर्दश्यष्टम्यादिषु तिथिषु, उद्दिष्टासु महाकल्याणकसंबंधितया पुण्यतिथित्वेन प्रख्यातासु, तथा पौर्णमासीषु च तिसृष्वपि चतुर्मासिकतिथिष्वित्यर्थः, एवम्भूतेषु धर्मदिवसेषु सुष्ठु अतिशयेन प्रतिपूर्णो यः पौषधो व्रताभिग्रहविशेषस्तं प्रतिपूर्ण-आहारशरीरब्रह्मचर्याव्यापाररूपं पौषधमनुपालयन् सम्पूर्णश्रावकधर्ममनुचरति ।" इति सूत्रकृताङ्गद्वितीयश्रुतस्कन्धे लेपश्रावकवर्णके, (पृ. ११)

આમાં ચૌદશ જુદી ગ્રહણ કરી છે અને ત્રણ પૂર્ણિમાએ ચોમાસીની ગ્રહણ કરી છે. વિચાર કરો કે—જો પૂનમે પક્ખિ થતી હોત, તો શાસ્ત્રકારે ત્રણ ચોમાસી પુનમોનું જ ગ્રહણ શા માટે કર્યું ? શ્રી શત્રુંજય માહાત્મ્યના ત્રીજા સર્ગમાં પણ કહ્યું છે કે—

"[५५]રાજા આદિત્યયશા આઠમ-ચૌદશને પૌષધ-પચ્ચખ્ખાણાદિથી વિશેષ પ્રકારે જીંદગી સુધી આરાધતા હતા. આઠમ-ચૌદશે તપ કરવાના નિયમમાંથી મોટા દેવતાઓ પણ તેમને ચલાયમાન કરી શકતા ન હતા." ઇત્યાદિ.

## અમૃતાંજન.

આમાં પણ પૌષધાદિ સેવન ચૌદશપર્વનું જણાવ્યું છે. જો ભગવાન્ આદિદેવે પૂનમની પક્ખિ ફરમાવી હોત, તો તે સમયે ભગવાન્ આદિદેવના પૌત્ર અને ભરત મહારાજાના પુત્ર શ્રી આદિત્ય-યશા પુનમે પૌષધ કરત, અને શ્રી શત્રુંજય માહાત્મ્યમાં પણ તેનો જ ઉલ્લેખ કરત.

[५६]તેથી ચૌદશે જ પક્ખિનું કરવું આગમથી અવિરુદ્ધ છે. શાસ્ત્રોમાં જ્યાં 'પાક્ષિક' શબ્દ આવે છે ત્યાં 'ચૌદશ' શબ્દ નથી

---

૫૫-"तथा चोक्तं श्रीशत्रुञ्जयमाहात्म्ये तृतीयसर्गाष्टमनवमशतयोः

"यावज्जीवं विशेषेण, सोऽष्टमी च चतुर्दशीम् ।
प्रत्याख्यानपौषधादितपसाऽऽराधयत्यलम् ॥८६५॥
स चाष्टमीचतुर्दश्योः, पर्वणस्तपसः क्वचित् ।
चाल्यते निश्चयान्नैष, कृतयत्नैः सुरैरपि ॥८७६॥

इत्यादि (पृ. ११)

૫૬-મુદ્રિત પ્રતમાં "ततश्चतुर्दश्यां पाक्षिककृत्यमागमाविरोधात् दृश्यते, न तु पञ्चदश्यामित्येतद्वचनं तवान्तरलोचनमेवास्तीति किमिति मादृक्सुहृद्वचसा नालङ्करोष्यान्तरलोचन-

આવતો અને જ્યાં 'ચૌદશ' શબ્દ આવે છે ત્યાં 'પાક્ષિક' શબ્દ આવતો નથી, એ ઉપરથી એ બન્ને શબ્દો પરસ્પર એકજ અર્થ કહેનારા છે.

જેમ પાક્ષિક–કૃત્ય અપાક્ષિક દિવસોએ કરાય નહિ, તેમ સંવત્સરી કૃત્ય પણ તેની આગળ—પાછળ બીજા સંવત્સરી દિવસોએ ન જ કરી શકાય, તે સ્વયં સમજી શકાય તેવું છે.

ગ્રન્થકાર મહારાજ વાદીને કહે છે—

'આ સઘળાનો વિચાર કરવો એજ તમારે માટે આંતરચક્ષુ ઉઘાડનાર અમૃત–અંજન છે, ચર્ચાનો વિશેષ વિસ્તાર કરવો નિષ્પ્રયોજન સમજી અમો નથી કરતા.' ॥૧૫–૧૬॥

## ગાથા ૧૭ મી : વૃદ્ધિ હોય ત્યારે શું કરવું ?

હવે વૃદ્ધિમાં કઈ તિથિ આરાધવી તે કહે છે—

**संपुण्ण त्ति अ काउं, वुड्ढीए घिप्पई न पुव्वतिही।**
**जं जा जम्मि हु दिवसे, समप्पई सा पमाणं ति ॥१७॥**

(પ્ર૦)–કોઈક વાદી એમ માને છે કે 'જ્યારે તિથિની વૃદ્ધિ હોય ત્યારે પહેલે દિવસે આખો દિવસ એ તિથિ ભોગવાતી હોવાથી તેનું કાર્ય તેજ દિવસે કરવું પરંતુ બીજે

---

मनेनेत्यलमतिपल्लवेनेति " એ પ્રમાણે પાઠ છે. (પૃ, ૧૨) લિખિત પ્રતમાં–" इत्येवं यत्र पाक्षिकस्तत्र चतुर्दशीशब्दो नास्ति यत्र च चतुर्दशीशब्दस्तत्र पाक्षिकशब्दो नास्त्यतश्चतुर्दशीशब्दपाक्षिकशब्दयोरन्योन्यपर्यायतेति पर्यालोचनमान्तरलोचनस्यामृताञ्जनमिति " એ પ્રમાણે પાઠાંતર છે.

દિવસે કે જ્યારે તિથિનો ભોગ બહુ અલ્પ બાકી રહેલો હોય ત્યારે કરવું જોઇએ નહિ.

**વાદીની પૂનમે પક્ખિ કરવાની માન્યતા જેમ ખોટી હતી, તેમ આ માન્યતા પણ ખોટી છે. તે માટે ગ્રન્થકાર મહારાજ પૂર્વાર્ધમાં ફરમાવે છે કે–**

'વૃદ્ધિમાં આજે તિથિ સંપૂર્ણ છે એવી ભ્રાન્તિ સેવીને પૂર્વ-તિથિ ગ્રહણ કરવી જોઇએ નહિ, પરંતુ ઉત્તરતિથિ એટલે બીજે દિવસે જ્યાં એ સમાપ્ત થાય છે તે જ ગ્રહણ કરવી જોઇએ.'

## ઉત્તર તિથિની સિદ્ધિ.

કારણ કે–'તિથિનું વધવું એટલે શું?'

'બેવડું સ્વરૂપ પામવું' એમ તમારૂં કહેવું છે? કે 'અધિક સૂર્યોદયને પામવું' એમ તમારૂં કહેવું છે? કે 'બે સૂર્યોદયને પામવું' એમ તમારૂં કહેવું છે? કે 'બીજા સૂર્યોદયને પામી તેનું સમાપ્ત થવું' એમ કહેવું છે?

આ ચારમાંથી જો તમો પહેલો ઉત્તર આપશો તો તેમ હોવું અસંભવિત છે, કેમકે–'બેવડું સ્વરૂપ પામવું' એટલે બે દિવસની જે ૧૨૦ ઘડી થાય તેટલી ઘડીપ્રમાણ તે તિથિનું થવું તે છે. આટલી મોટી તિથિ કોઈ કાળે બની શકતી જ નથી. તિથિનું ઘડીપ્રમાણ વધી–વધીને લગભગ ૬૫ ઘડી સુધી વધે છે, એથી વધારે જ્યોતિ-ષના હિસાબે પણ વધી શકતું નથી, આથી તમે જો બાકીના ત્રણ ઉત્તરો કહેશો, તો તે ત્રણેનો ભાવ એ છે કે–'બીજી તિથિઓ કરતાં આ તિથિનું એકાદિ ઘડી અધિક હોવું.'

મતલબ–'તિથિની વૃદ્ધિ એટલે બીજું કાંઈ નહિ પણ બાકીની તિથિઓ કરતાં તેનું ઘડીપ્રમાણ અધિક હોવું તે. તે એટલું અધિક હોય કે–બીજે દિવસે પણ સૂર્યોદયમાં ડોકીયું કર્યા વિના તેનાથી રહી

શક્ય નહિ.' અને એથી જ તે તિથિ બે દિવસ કહેવાય છે. જ્યારે આમ છે, ત્યારે 'પહેલે દિવસે તેને પ્રમાણ માનવી કે બીજે દિવસે?' તેનો વિચાર કરો.

## શ્રીમંતની દીકરી.

પ્રમાણ નક્કી કરવાનો ગજ જે બીજી તિથિઓને લાગુ પડે છે તે જ એને લગાડવાનો છે. એને માટે કાંઈ નવો ગજ આપણે લેવા જવો પડે તેમ નથી. બીજી તિથિઓમાં તમે જે દિવસે જે તિથિ ઉદયમાં આવેલી હોય તેને તે દિવસે પ્રમાણ ગણો છો. શું તે દિવસે તે તિથિની સમાપ્તિ થયેલી નથી હોતી? હોય છે જ. ત્યારે તમે એકલો ઉદય અંગીકાર કરીને બેસી જતા નથી પણ સમાપ્તિ સહિત ઉદય અંગીકાર કરો છો. બસ, આજ તમારો તિથિપ્રમાણ માનવાનો ગજ છે. વૃદ્ધિમાં પણ તમે એનાથી માપો. ઝટ પત્તો લાગશે. પહેલે દિવસે ઉદય છે, આખો દિવસ તિથિભોગ છે, પણ સમાપ્તિ નથી. એ દિવસે એ તિથિ શું કામની? કન્યા રૂડી છે, રૂપાળી છે, શ્રીમંતની દીકરી છે, પણ પગ મૂકે ત્યાં આગ લગાડે તેવી છે, એવી અમંગલિક કન્યાને લઈને તમે શું કરવાના? માટે એ છોડી દઈને આપણને બીજા દિવસ ઉપર ગયા વિના છૂટકો જ નથી. ત્યાં ઉદય છે અને સમાપ્તિ પણ છે. યદ્યપિ પહેલા દિવસ કરતાં બીજે દિવસે તિથિભોગ ઓછો છે, તથાપિ ઉદય સમાપ્તિવાળો હોવાથી તમારો ગજ અહીં બરાબર લાગુ પડી ગયો. એટલે એજ તિથિ પ્રમાણ ગણાશે. કન્યા રૂડી હોય, રૂપાળી હોય અને પગેપગે નિધાનવાળી મંગલિક પણ હોય,

તો પછી 'એ શ્રીમંત માબાપની દીકરી નથી'–એ કારણથી કોઈ બુદ્ધિમાન એનો અનાદર કરી શકશે નહિ. તિથિભોગ વધારે હોવો એ શ્રીમંતના ઠઠારા જેવો છે, જ્યારે તે અલ્પ છતાં સમાપ્તિવાળો હોવો એ તેની અસલ મંગલિકતા સ્વરૂપ છે.

## ન્યાયની ભાષામાં.

આ પ્રમાણે આપણે ન્યાયની ભાષામાં સમજાવવું હોય, તો ઉપર આપણે જે વિચાર કરી ગયા તે અનુસાર તેનું સિદ્ધ–સ્વરૂપ આ પ્રમાણે સમજાવી શકાય—

'જે સૂર્યોદયને પામીને જે તિથિ સમાપ્ત થતી હોય, તે તિથિને માટે તેજ સૂર્યોદય પ્રમાણભૂત થાય છે પણ બીજો નહિ. બીજી તિથિઓમાં પણ એજ પ્રમાણે હોય છે. તેથી જ બે સૂર્યોદયને પામેલી તિથિનો જે ઉદય સમાપ્તિસૂચક હોય તેજ પ્રમાણભૂત છે, કેમકે–તે ઇચ્છિત વસ્તુની સમાપ્તિ સૂચવે છે. બીજી તિથિઓનો ઉદય સમાપ્તિસૂચક હોવાથી જેમ પ્રમાણ મનાય છે, તેમ વૃદ્ધિમાં પણ જે ઉદય સમાપ્તિસૂચક હોય તે પ્રમાણ મનાય છે. આકાશનું ફૂલ જેમ પ્રમાણભૂત વસ્તુ નથી, તેમ જે ઉદય સમાપ્તિસૂચક ન હોય તે પણ પ્રમાણભૂત નથી.'

## સમાપ્તિસૂચક ઉદયની પ્રમાણતા.

શ્રી શાસ્ત્રકાર મહારાજા ખૂલ્લા અક્ષરોમાં તે ઉદયને પ્રમાણભૂત ઠરાવે છે, કે જે સમાપ્તિ સહિત હોય. આપણે બીજા શાસ્ત્રોનાં પ્રમાણ જો તપાસીએ, તો તેમાંથી પણ આપણને એ મળી આવે છે કે–'જે ઉદય તેજ દિવસે સમાપ્તિસૂચક ન હોય તે પ્રમાણભૂત નથી.' જેમકે–શ્રી સેનપ્રશ્નના

ત્રીજા ઉલ્લાસમાં એવો પ્રશ્ન છે કે-"[૫૭]અષ્ટમ્યાદિ તિથિની વૃદ્ધિ હોય ત્યારે બીજે દિવસે તિથિનું આરાધન કરાય છે. પણ તે દિવસે પચ્ચખ્ખાણ વખતે તિથિ થોડી હોય છે, પછી તો નવમ્યાદિ લાગુ પડી જાયછે. પહેલે દિવસે જો કરવામાં આવે તો પચ્ચખ્ખાણ વખતે અને આખો દિવસ પણ તિથિ એજ રહે છે. માટે પહેલે દિવસે કરાય તો ઠીક.' આચાર્ય મહારાજ એનો ઉત્તર આપે છે કે-" ક્ષયમાં પૂર્વ-તિથિ કરવી જોઇએ, વૃદ્ધિમાં ઉત્તરતિથિ કરવી જોઈએ'-એવા શ્રી ઉમાસ્વાતિ મહારાજના વચન પ્રમાણે વૃદ્ધિ હોય, ત્યારે થોડી પણ આગલી એટલે બીજીજ તિથિ પ્રમાણભૂત છે."

આ પાઠમાં શાસ્ત્રકાર મહારાજે આપણને સ્પષ્ટ કરી આપ્યું છે કે-(૧) તિથિની વૃદ્ધિ પણ થાય છે. (૨) તે પહેલી અને બીજી તરીકે ઓળખાય છે. (૩) પચ્ચખ્ખાણ વખતે ઉદયમાં હોય તે તિથિ પ્રમાણ લેવાય છે. (૪) એમાં

---

૫૭-अष्टम्यादितिथिवृद्धौ अग्रेतन्या आराधनं क्रियते। यतस्तद्दिने प्रत्याख्यानवेलायां घटिका द्वि घटिका वा भवति, तावत्या एवाराधनं भवति, तदुपरि नवम्यादीनां भवनात् सम्पूर्णायास्तु विराधनं जातं, पूर्वदिने भवनात्। अथ यदि प्रत्याख्यानवेलायां विलोक्यते तदा तु पूर्वदिने द्वितयमप्यस्ति, प्रत्याख्यानवेलायां समग्रदिनेऽपीति सुष्ठु आराधनं भवतीति प्रश्नोऽत्रोत्तरम्-'क्षये पूर्वा तिथिः कार्या, वृद्धौ कार्या तथोत्तरा' इति उमास्वातिवाचकवचनप्रामाण्याद् वृद्धौ सत्यां स्वल्पाऽप्यग्रेतना तिथिः प्रमाणमिति ॥१८५॥ (श्री सेनप्रश्न, त्रीजो उल्लास, पृ. ६७)

ઉદય જે સમાપ્તિસૂચક હોય તે પ્રમાણ મનાય છે. (૫) વૃદ્ધિ પ્રસંગે પહેલે દિવસે તિથિ આખો દિવસ ઉદયમાં હોવા છતાં તે ઉદય પ્રમાણભૂત નથી, કારણ કે-તે દિવસે તેની સમાપ્તિ થતી નથી. (૬) બીજે દિવસે તે તિથિનો ઉદય પ્રમાણભૂત છે, કેમકે-તે દિવસે તેની સમાપ્તિ થાય છે.

અહીં જો તિથિનો ખાલી ઉદય જ લેવો શાસ્ત્રકાર મહારાજને ઇષ્ટ હોત, તો પહેલે દિવસે આખો દિવસ તિથિ-ઉદયમાં છે તેને જ આરાધવાનું જણાવત. પણ પ્રશ્નોત્તરમાં તે આરાધવાનો નિષેધ કરીને બીજા દિવસના ઉદયને લેવાનું જે ફરમાવ્યું છે, તે ઉપરોક્ત હકીકતને ખૂબ મજબુત કરે છે. આથી જ વૃદ્ધિતિથિમાં 'ઔદયિકી' તિથિ તરીકે બીજી જ તિથિનું ગ્રહણ શાસ્ત્રકાર મહારાજે ઠામઠામ કરેલું છે. જૂઓ શ્રી સેનપ્રશ્નના ત્રીજા ઉલ્લાસમાં-[૫૮] "અગીયારસ બે હોય, ત્યારે શ્રી હીરસૂરિમહારાજનો નિર્વાણ-પૌષધ વિગેરે પહેલી અગીયારસે કરવો કે બીજી અગીયારસે કરવો ? એ પ્રશ્ન છે. એનો ઉત્તર-'ઔદયિકી' અર્થાત્ બીજી અગીયારસે કરવો" એમ કહ્યું છે. આથી બીજી એક વાત એ પણ નિઃસંદેહ થઈ જાય છે કે- (૧) તિથિ ડબલ હોય ત્યારે તેમાંની પહેલી 'ફલ્ગુ' રહે છે. (૨) બીજી તિથિ આરાધનામાં લેવાય છે.

---

૫૮-"एकादशीवृद्धौ श्रीहीरविजयसूरीणां निर्वाणमहिमपौषधोपवासादिकृत्यं पूर्वस्यामपरस्यां वा किं विधेयमिति प्रश्नोऽत्रोत्तरम्—औदयिक्येकादश्यां श्रीहीरविजयसूरिनिर्वाणपौषधादिविधेयमिति" ॥ ३६३ ॥ (श्री सेनप्रश्न, त्रीजा उल्लास, पृ. ८७)

આમ કરવાથી વૃદ્ધિતિથિને બદલે તેની પૂર્વની અવૃદ્ધ તિથિને વૃદ્ધિનો કલ્પિત સંસ્કાર કરવાની જરૂર પડતી નથી, અને આરાધના બેવડાઈ જવાનો ખોટો ભય પણ રહેતો નથી. જો વૃદ્ધ તિથિને બદલે અવૃદ્ધ તિથિની વૃદ્ધિ થતી હોત તો પહેલી કે બીજીનો પ્રશ્ન જ ઉઠી શકત નહિ.

અહીં કોઈક વાદી શંકા કરે છે–

(પ્રશ્ન)–આપણે ત્યાં પર્વતિથિની વૃદ્ધિ થતી નથી.

(ઉત્તર)–તમારૂં તે ધારવું ખોટું છે. શ્રી સૂર્યપ્રજ્ઞપ્ત્યાદિ શાસ્ત્રોના આધારે પર્વતિથિઓના ક્ષયની માફક વૃદ્ધિ પણ થાય છે જ. તે વસ્તુ અમે પાછળ વિસ્તારથી (ચોથી ગાથાની ટીકામાં) સિદ્ધ કરી ગયા છીએ.

(પ્રશ્ન)–તપગચ્છની સમાચારી એવી છે ને કે–" વૃદ્ધિ થતી હોય તો પણ મનાય નહિ ?"

(ઉત્તર)–ના, એવું કાંઈ નથી. જો એવી જ સમાચારી હોત, તો ઉપર કહેલા શ્રી સેનપ્રશ્નના પાઠોમાં અષ્ટમ્યાદિ તિથિવૃદ્ધિનો ઉલ્લેખ આવત નહિ. વળી શ્રી હીરપ્રશ્નમાં તિથિવૃદ્ધિ આદિ અંગે છઠ્ઠો જે પ્રશ્ન થયો છે તે પણ થાત નહિ. શ્રી નગર્ષિગણીએ જગદ્‌ગુરૂ શ્રી વિજયહીરસૂરિ મહારાજને પ્રશ્ન કર્યો છે કે–

છઠ્ઠો પ્રશ્ન.

"[૫૯]જ્યારે ચૌદશે કલ્પ વંચાય અથવા અમાવાસ્યાદિ

---

૫૯–" प्रश्नः–यदा चतुर्दश्यां कल्पो वाच्यते, अमावास्यादिवृद्धौ वा अमावास्यायां प्रतिपदि वा कल्पो वाच्यते तदा

તિથિની વૃદ્ધિમાં અમાવાસ્યાએ અથવા પ્રતિપદાએ કલ્પ વંચાય, ત્યારે છઠ્ઠનો તપ કયે દિવસે કરવો ?"

આચાર્યદેવે ઉત્તર આપ્યો છે કે-

"જ્યારે ચૌદશે કે અમાવાસ્યાદિએ કલ્પ વંચાય ત્યારે છઠ્ઠનો તપ અમુક દિવસે જ કરવો, એવું દિવસનું નિયતપણું નથી. ઠીક પડે તેમ કરવો. એમાં આગ્રહ શો ? અર્થાત્ મુખ્ય તિથિ ખાધાવારમાં ન આવે તેમ કરવું."

અહીં વિચાર કરો કે-શ્રી તપગચ્છની સમાચારી પ્રમાણે જો તિથિની ક્ષય-વૃદ્ધિ મનાતી ન હોત તો પ્રશ્નકારને પર્યુષણા અઠ્ઠાઈની ચૌદશે અને અમાસ આદિની વૃદ્ધિમાં અમાસ આદિએ કલ્પવાંચન થતાં છઠ્ઠનો પ્રશ્ન કરવો પડત જ નહિ. કારણ કે-ચૌદશે કલ્પવાંચનનો પ્રસંગ ક્યારે આવે ?

(પ્રશ્ન)-કોઈક કહે છે કે-'ચૌદશની વૃદ્ધિ હોય ત્યારે ચૌદશે કલ્પવાચનનો પ્રસંગ આવે.' તેણે એમ ઘટાવ્યું છે કે-'ચૌદશ બે હોય અને તેથી પ્રથમ તેરસે અઠ્ઠાઈધર થઈ, પહેલી ચૌદશની જગો પર મનાયેલી બીજી તેરસે પારણું થાય ત્યારે ચતુર્દશી-કલ્પવાંચન થાય.'

## ચૌદશનું કલ્પવાંચન.

(ઉત્તર)-એનું આ કહેવું તદ્દન અજ્ઞાનતા ભરેલું છે. એ કહે છે તે રીતે ચૌદશની વૃદ્ધિ હોય, ત્યારે તો ચૌદશે કલ્પ-

---

षष्ठतपः क्व विधेयम् ? ॥७॥ उत्तरम्-'यदा चतुर्दश्यां कल्पो वाच्यते' इत्यत्र षष्ठतपोविधाने दिननैयत्यं नास्तीति यथारुचि तद्विधीयतामिति कोऽत्राग्रहः" ॥७॥ (श्री हीरप्रश्न, पृ. ४५)

વાંચન કદી પણ આવી શકે નહિ. તેના જ કહેવા પ્રમાણે તમે જૂઓ–"પહેલી તેરસે અઠ્ઠાઈધર બેસે; બીજી તેરસ કે જે પહેલી ચૌદશની જગા પર મનાયેલી છે તે દિવસે પારણુ થાય. તે પછી ચૌદશ કે જે વાસ્તવિક ચૌદશ છે, તે તો પર્યુષણા અઠ્ઠાઈના ત્રીજા દિવસ તરીકે આવે છે. તે દિવસે કલ્પ-વાંચન થાય જ શી રીતે? કલ્પવાંચન તો તે દિવસે થઈ શકે છે, કે જે દિવસથી ગણતાં પાંચમે દિવસે સંવત્સરી આવે, પાંચ દિવસ પહેલાં શ્રી કલ્પવાંચન કરવું કદી કલ્પી શકતું નથી. શ્રી કલ્પસૂત્રસુબોધિકામાં ફરમાવ્યું છે કે–"[૬૦]પાંચ દિવસો અને નવ વ્યાખ્યાનોએ કરીને કલ્પસૂત્ર વાંચવામાં આવે છે." શ્રીનિશીથચુર્ણિ અને આવશ્યકાદિ શાસ્રોમાં પણ [૬૧]પાંચ દિવસોએ કરીને જ કલ્પસૂત્ર વાંચવાનો વિધિ ફરમાવ્યો છે. બીજી ચૌદશ કે જે અઠ્ઠાઈનો ત્રીજો દિવસ છે, ત્યાંથી સંવ-ત્સરી તો છઠ્ઠે દિવસે રહી. એ દિવસે કલ્પવાંચન ન જ થઇ શકે અને થતું પણ નથી. કલ્પવાંચન અઠ્ઠાઈના ચોથે દિવસે જ થઈ શકે અને થાય છે. એટલે તેણે જેમ બતાવ્યું છે તેમ ચૌદશની વૃદ્ધિ હોય ત્યારે તો ચૌદશે કલ્પવાંચન કદી આવી શકે જ નહિ.

(પ્રશ્ન)–ત્યારે?

---

૬૦–" पञ्चभिर्दिवसैर्नवभिः क्षणैः श्री कल्पसूत्रं वाचयन्ति। (श्री कल्पसूत्रसुबोधिका, पृ. १)

૬૧–"आणागयं पंचरत्तं कड्ढिज्जइ" (श्री निशीथचूर्णि दशमो उद्देश)

## અમાસઆદિના ક્ષયે ચૌદશે કલ્પવાંચન.

(ઉત્તર)-જ્યારે ચૌદશ પછી અમાસથી લઈને ચોથ સુધીમાં કોઈ પણ તિથિનો ક્ષય આવેલો હોય ત્યારે ચૌદશે કલ્પવાંચનનો પ્રસંગ આવે, તે આ રીતે-અગીયારસે અટ્ઠાઈધર, બારસે પારણું, તેરસ ત્રીજો દિવસ, ચૌદશ ચોથો દિવસ, એટલે તે દિવસે કલ્પધર. એ પછી કાં તો અમાસનો ક્ષય હોય તો એકમ આદિથી ચાર દિવસે સંવત્સરી આવશે. એકમ આદિનો ક્ષય હશે તો અમાસથી ચાર દિવસે સંવત્સરી આવશે. આવું હોવાથી શ્રી હીરપ્રશ્નના પાઠમાં પ્રશ્નકારે એકલી ચૌદશનું કથન કરેલું છે. અમાસ આદિને અંગે જેમ વૃદ્ધિ લીધી છે તેમ ચૌદશને અંગે લીધી નથી.

(પ્રશ્ન)-અમાવાસ્યા આદિની વૃદ્ધિએ અમાવાસ્યા તથા પ્રતિપદાએ કલ્પવાંચન શી રીતે આવે ?

## અમાસ-એકમનું કલ્પધર.

(ઉત્તર)-જો અમાસની વૃદ્ધિ હોય તો તેરસે અટ્ઠાઈધર, ચૌદશે બીજો દિવસ, પહેલી અમાસે ત્રીજો દિવસ, બીજી અમાસે ચોથો દિવસ એટલે કલ્પધર, અને પ્રતિપદાદિ ચાર દિવસોએ જન્માદિ થાય. જો પ્રતિપદાદિથી ચોથ સુધીમાં વૃદ્ધિ હોય તો તેરસે અટ્ઠાઈધર બેસે, ચૌદશ બીજો દિવસ, અમાસ ત્રીજો દિવસ, અને એકમની વૃદ્ધિએ પહેલી એકમે તથા બીજ, ત્રીજ કે ચોથની વૃદ્ધિ હોય, તો શુદ્ધ એકમે કલ્પધર આવે. શેષ દિવસોએ જન્માદિ થાય.

(પ્રશ્ન) પણ અમાસની ક્ષય-વૃદ્ધિએ તેરસની ક્ષય-વૃદ્ધિ માની લઇએ, તો પણ તે દિવસે કલ્પધર આવી શકશે ને ?

(ઉત્તર)-જો તમે તેરસની ક્ષય-વૃદ્ધિ માની લો, તો કલ્પધરના છઠને અંગે પ્રશ્ન ઉપસ્થિત થઈ શકતો નથી.

(પ્રશ્ન)-કેમ ?

## તેરસનો ક્ષય કરવાથી બાધ.

(ઉત્તર)-કારણ કે-અમાસના ક્ષયે તમે તેરસનો ક્ષય કરી લેશો, એટલે ચૌદશે કલ્પધર આવી શકશે નહિ. અગીયારસે અઠ્ઠાઈનો પહેલો દિવસ, બારસ બીજો દિવસ, તેરસનો તમે ક્ષય કર્યો છે એટલે ચૌદશે ત્રીજો દિવસ થયો અને અમાસનો ક્ષય છતાં તમે આખી રાખી છે, તેથી અમાસે જ કલ્પધર આવ્યું.

(પ્રશ્ન)-આ પ્રમાણે ભલે ચૌદશે કલ્પધર ન આવે તેથી શું વાંધો ?

(ઉત્તર)-વાંધો એ જ કે-'છઠ્ઠનો પ્રશ્ન જે થયો છે તે ચૌદશ-અમાસ ખાધાવાર આવી જાય અથવા અમાસ ઉઠી જાય ત્યારે છઠ્ઠ શી રીતે લેવો, છઠ્ઠમાં અમાસ લેવી આવશ્યક છે કે નહિ' એ શંકાને લીધે થયો છે. તમે તો તિથિને ઉભી રાખી, બદલે બીજી તિથિનું કાસળ કાઢ્યું, ચૌદશ-અમાસ બેને સાથે લાવ્યા. હવે છઠ્ઠના પ્રશ્નને અવકાશ જ ક્યાં છે ? સાધારણ પ્રસંગે ચૌદશ-અમાસનો છઠ્ઠ જેમ થાય છે તેમ અહીં પણ થઇ શકશે.

(પ્રશ્ન)–આ ઉપરથી તો એમ જણાય છે કે–‘ અમાસના ક્ષયે તેરસનો ક્ષય કરવો એ આપણી સમાચારી નથી. અમાસનો ક્ષય ચૌદશમાં અન્તર્ભૂત થયો છે. ચૌદશે કલ્પધર છે. તો હવે જેની સમજ એવી જ છે કે–‘ કલ્પધરનો છઠ્ઠ ચૌદશ–અમાસે થાય અને અમાસ તો ક્ષય હોવાથી ચૌદશમાં આવી ગઈ છે, ત્યારે છઠ્ઠ શી રીતે કરવો ?’ તેને માટે ખૂલાસો પૂછવો પડ્યો છે. અને આચાર્ય મહારાજશ્રીએ ખૂલાસો કર્યો છે કે–‘ કલ્પધરના છઠ્ઠ માટે દિવસનું નિયતપણું નથી, ઠીક પડે તેમ કરી લેવો.’

## એકમ આદિના ક્ષયે.

(ઉત્તર)–આ તમે બરાબર સમજ્યા છો. એમ જ છે. હવે માનો કે-અમાસ શિવાય ચોથ સુધીમાં બીજી કોઈ તિથિનો ક્ષય હોય, ત્યારે પણ ઉપર પ્રમાણે અગીયારસથી પર્યુષણ શરૂ થઇ ચૌદશે જ કલ્પધર આવે અને અમાસે જન્મદિવસ આવે. અહીં ચૌદશ સાથે અમાસ આવી ખરી, પણ ખાધાવારમાં આવી. આથી પણ ખૂલાસો પૂછવાની જરૂર પડી કે–‘ છઠ્ઠનું શું કરવું ?’ આચાર્યશ્રીએ ફરમાવ્યું કે–“ દિવસનું કાંઈ નિયતપણું નથી.” જે કોઈ એમ કહે છે કે–“ પડવાદિના ક્ષયે પણ પડવો જવાથી અમાવાસ્યાનું કલ્પધર થાય, પણ તેમાં પાક્ષિક અને અમાવાસ્યાદિનો છઠ્ઠ થવાથી ક્ષયની અપેક્ષાએ ચતુર્દશીના કલ્પમાં છઠનો પ્રશ્ન નથી” એ તદ્દન અયુક્ત અને સમજ વિનાનું છે. આપણે ઉપર જોઈ ગયા છીએ તેમ પડવાદિના ક્ષયે પર્યુષણા અગીયારસથી બેસે છે અને તેથી ચૌદશે જ કલ્પવાંચન આવે

છે અને અમાસ ખાધાવારમાં જવાથી છઠ્ઠને અંગે પ્રશ્ન થઈ જ શકે છે.

## અમાસની વૃદ્ધિ હોય ત્યારે.

(પ્રશ્ન)-આ વસ્તુ તો બરાબર સમજાઇ. અમાવાસ્યાદિની વૃદ્ધિમાં શી રીતે છે ?

(ઉત્તર)-પર્યુષણાઅઠ્ઠાઈમાં જો અમાસની વૃદ્ધિ આવે તો પાછળ બતાવી ગયા પ્રમાણે તેરસે પર્યુષણા બેસે, ચૌદશે ખાધાવાર આવે, પહેલી અમાસ વચમાં ખાલી રહે અને બીજી અમાસે કલ્પધર આવે. અહીં છઠ્ઠની શંકા થવાનું કારણ એ છે કે-જો કલ્પધરનો છઠ્ઠ બે અમાસને દિવસે કરવામાં આવે, તો તેરસ પછી ચૌદશ જે પક્ખિ આવે છે તેનું શું થાય ? પહેલે દિવસે ઉપવાસ કરીને ચૌદશ જેવા પાક્ષિક પર્વને દિવસે ખાય એ તો ઠીક ન ગણાય. તે દિવસે પણ ઉપવાસ કરીને પાછો જો કલ્પધરનો છઠ્ઠ બે અમાસે કરવાનો હોય, તો સીધા ચારજ ઉપવાસ કરવાના આવી પડ્યા. આ માટે ખૂલાસો પૂછવો પડ્યો. આચાર્યદેવે ફરમાવ્યું કે-'દિવસનું કોઈ નિયતપણું નથી.' અર્થાત્ તેરસ-ચૌદશનો પહેલો છઠ્ઠ કરી લો અને પછી બીજી અમાસે એકલો કલ્પધરનો ઉપવાસ કરો, તો તે પણ વ્યાજબી છે. 'કલ્પધર સાથે જ છઠ્ઠ કરવો' એવો આગ્રહ નથી.

## તેરસની વૃદ્ધિ કરવી અનિષ્ટ છે.

(પ્રશ્ન)-પણ અમાસને બદલે તેરસની વૃદ્ધિ કરીએ તો ?

(ઉત્તર)-હવે જો અમાસને બદલે તેરસની વૃદ્ધિ કરી નાખો તો બે અમાસોને બદલે બે તેરસો થઇ ગઇ, અમાસ એક બની ગઇ. છઠ્ઠને માટે પ્રશ્ન કે ઉત્તરની કશી જરૂર રહેતી જ નથી, કેમકે-પહેલી તેરસે પજુસણ બેસાડી દેવાય, બીજી તેરસે પારણાં કરાય અને ચૌદશ-અમાસ બે સાથેજ આવી જતા હોવાથી સીધો છઠ્ઠ કરી દેવાય. એમાં ગુંચવણ જેવું હતું જ ક્યાં ? પણ બડી દિલગીરીની વાત છે કે-છઠ્ઠના ઉપલા પ્રશ્નોત્તરથી એ વાત ખૂલ્લી પડી જાય છે કે-**'અમાસની ક્ષય-વૃદ્ધિએ તેરસની ક્ષય-વૃદ્ધિ કરવી એ શ્રી તપગચ્છ-સમાચારીથી વિરૂદ્ધ છે. શ્રી હીરસૂરિજી વિગેરે સુવિહિત આચાર્યોની અવિચ્છિન્ન પરંપરા તેમ કરતી ન હતી. તે તિથિની ક્ષય-વૃદ્ધિને માન્ય રાખતી જ હતી.'**

(પ્રશ્ન)-એકમ આદિની વૃદ્ધિથી છઠ્ઠનો પ્રશ્ન શાથી ઉભો થયો ?

(ઉત્તર)-તે પણ એટલા જ માટે ઉભો થયો છે કે-જ્યારે એકમ આદિની વૃદ્ધિ હોય ત્યારે પણ પર્યુષણ તેરસે બેસે, ચૌદશ ખાધાવાર આવે છે, અમાસ પછી એકમે કલ્પધર આવે છે. હવે જો કલ્પધરનો છઠ્ઠ અમાસ-એકમનો જ લેવાનો હોય, તો દેખીતું છે કે-વચમાં ચૌદશ પાક્ષિકે પારણુ કરવું પડતું હોવાથી વિરાધાય છે. અમાસ કરતાં પણ પાક્ષિક પર્વ મોટું છે. આ કારણથી પ્રશ્ન ઉઠયો. આચાર્ય મહારાજશ્રીએ જણાવેલો 'દિવસનું નિયતપણું નથી' એ ખૂલાસો અહીં પણ બંધબેસતો થઇ ગયો. અને તદનુસાર તેરસ-ચૌદસે છઠ્ઠ કરીને એકમને દિવસે કલ્પધરનો એકલો ઉપવાસ કરવામાં કાંઈ પણ બાધક નથી, એ નિશ્ચિત થઇ ગયું.

## લેને ગઈ પુત.

(પ્રશ્ન)-મને એમ લાગે છે કે-'અમાવાસ્યાદિ વૃદ્ધિએ અમાવાસ્યાને દિવસે જે કલ્પવાંચનનું કહ્યું છે, તેમાં અમાવાસ્યાને 'ઔદયિક' અથવા 'બીજી' એવું વિશેષણ આપ્યું નથી, એ કારણથી તિથિની વૃદ્ધિ મનાતી નહિ હોય?'

(ઉત્તર)-તમારા કહેવા પ્રમાણે વિશેષણ નથી આપ્યું, એટલા જ કારણથી જો 'તિથિની વૃદ્ધિ મનાતી નથી' એમ ઠરાવી દેવાય, તો પછી 'એકમ વિગેરેની વૃદ્ધિ પણ મનાય નહિ' એમ તમારે ઠરાવવું પડશે. કારણ કે-'આદિ' શબ્દથી એકમાદિની વૃદ્ધિમાં એકમને દિવસે કલ્પવાંચન આવે એમ કહ્યું છે. તેમાં પણ એકમને 'અનૌદયિકી' કે 'પહેલી' એવું વિશેષણ આપ્યું નથી. જ્યારે વૃદ્ધિ નહિ મનાય ત્યારે ક્ષય પણ નહિ મનાય. એટલે તમારી કલ્પના પ્રમાણે તો એમ થયું કે-પર્વતિથિ કે સાદી તિથિ કોઈની પણ ક્ષય-વૃદ્ધિ માની શકાશે નહિ! આ તો એના જેવું થયું કે-'પુત્ર લેવા ગઇ, પણ હુશિયાર એવી કે આખો પતિ જ ગુમાવી આવી!'

(પ્રશ્ન)-વાત પણ સાચી છે. આ બધું જો યથાસ્થિત વિચારવામાં આવે તો કુકલ્પનાઓનું સામ્રાજ્ય કદી પણ ચાલી શકે તેવું નથી. શાસ્ત્રોના આધારે શ્રી તપગચ્છની સમાચારી તો ઉપર પ્રમાણે પર્વતિથિની પણ ક્ષય કે વૃદ્ધિ કબૂલ રાખે છે, એટલું જ નહિ પણ તેને બદલે પૂર્વતિથિનો ક્ષય કે વૃદ્ધિ કરી નાખવાનો જે હાલ સંસ્કાર કહેવાય છે તેને મનસ્વી ઠરાવે છે.

## ભ્રમ શાથી?

(ઉત્તર)-તો પછી શું બાકી રહે છે?

(પ્રશ્ન)-હાલમાં એમ કેમ મનાઇ ગયું છે કે-'તિથિની ક્ષય-વૃદ્ધિ મનાય નહિ?'

(ઉત્તર)-એનું કારણ ભીંતીયાં પંચાંગોથી છેલ્લાં થોડાં વર્ષોમાં જે ભ્રમ પેસી ગયો છે તે છે. અમો આ વાતને પાછળ સારી પેઠે સમજાવી ગયા છીએ. ( જૂઓ ગાથા ૫ ની ટીકા. ) અજ્ઞાન મનુષ્યો તો એના ભોગ થઇ પડે એમાં આશ્ચર્ય નથી, પણ જેઓ એક શાસ્ત્રરૂપી ચક્ષુવાળા છે, શાસ્ત્રજ્ઞાતા છે અને અજ્ઞાન જનતાના ઉદ્ધારકો છે, તેઓમાંના પણ કેટલાક જ્યારે તે આંખો મીંચી દઈને જાણે-અજાણ્યે ભ્રમના ભોગ પોતે થઈ પડે છે અને પોતાના વિશ્વાસે રહેલી જનતાને પણ પાડે છે ત્યારે તેના જેવું શોચનીય બીજું એકે નથી.

(પ્રશ્ન)-જે તિથિની ક્ષય-વૃદ્ધિ હોય, તેને બદલે ભીંતીયાં પંચાંગોમાં પૂર્વતિથિની ક્ષય-વૃદ્ધિ લખાય છે, તેનો આશય તો તમોએ સારો બતાવ્યો છે ને?

(ઉત્તર)-પણ તેનાથી 'વ્યાજનો લાભ લેવા જતાં મૂડી ગુમાવી નખાય છે, એ પણ અમે કહ્યું છે ને?

## વ્યાજ અને મૂડી.

(પ્રશ્ન)-વ્યાજ શું અને મૂડી શું?

(ઉત્તર)-કલ્પના પ્રમાણે એકાદ દિવસ ધોવા કરવાના આરંભો વધારે બચે તે વ્યાજ સમાન છે, અને શ્રી તીર્થંકર

મહારાજની આજ્ઞા મુજબ 'તિથિ જે દિવસે સંપૂર્ણ થતી હોય તેજ દિવસે તેનું આરાધન કરવું' તે મૂડી સમાન છે. ભીંતીયાં પંચાંગોની પ્રથા મુજબ વ્યાજનો લાભ કરવા જતાં, મૂડીનો કેવી રીતે નાશ થાય છે તે અમે પાછળ બતાવી ગયા છીએ. (જૂઓ પાછળ)

## ફેરફાર કેવો થવો જોઇએ?

(પ્રશ્ન)-ભીંતીયાં પંચાંગની આ પ્રથા તો હાનિકર્તા છે.

(ઉત્તર)-માટે જ તેમાં હવે ફેરફાર થવો જોઈએ. ક્ષય કે વૃદ્ધિ જે તિથિની હોય તે તેજ પ્રમાણે જણાવીને તેનું જે દિવસે આરાધન કરવાનું હોય તે દિવસ પ્રત્યે લોકોનું ધ્યાન ખેંચાય તેમ કરવું જોઇએ.

(પ્રશ્ન)-પણ આપણા ગચ્છમાં તિથિની ક્ષય-વૃદ્ધિ જો મનાવા માંડે, તો આપણે ઈતર ગચ્છની સમાચારી અંગીકાર કરી એમ નહિ કહેવાય?

## કોઈની આંખો ઉઘાડી હોય તો આપણે ફોડી નાખવી જોઇએ નહિ.

(ઉત્તર)-ના, એમ શાથી કહેવાય?

(પ્રશ્ન)-તેઓ ક્ષય-વૃદ્ધિ માને છે અને આપણે પણ માનીએ એથી?

(ઉત્તર)-છતાં તેઓ જે તિથિની ક્ષય-વૃદ્ધિ હોય તે જ તિથિની માને છે કે બીજી કોઇની?

(પ્રશ્ન)-માને છે તો તે જ તિથિની.

(ઉત્તર)-ત્યારે એમ થયું કે-'સામો આંખો ઉઘાડીને ચાલે છે અને આપણે પણ આંખો ઉઘાડીને ચાલીએ તો તેનામાં અને આપણામાં ફરક રહે નહિ, એટલે આપણે આપણી આંખો ફોડી નાખવી ?'

(પ્રશ્ન)-ના, ના, એમ નહિ, પણ ફરક તો રહેવો જોઇએ ને?

(ઉત્તર)-ફરક રહેવો જોઇએ એનો અર્થ એવો નથી કે-સત્યનો જેટલો અંશ તેમણે સ્વીકારેલો હોય તેની આપણે આપણામાંથી બાદબાકી કરી નાખવી અને અસત્યનું એક થીગડું મારવું ? એ તો નાક કાપીને અપશુકન કરવા બરાબર છે.

(પ્રશ્ન)-મિથ્યાત્વ ન લાગે ?

## મિથ્યાત્વનો ભય ખોટો છે.

ઉત્તર)-વાહ! આવું તમને કોને ભણાવ્યું ? મિથ્યાત્વ તો ઉલટું 'તેઓએ સત્ય માન્યું છે માટે આપણે જૂઠું માનવું, પછી ભલે તે સાચું ન હોય' એવી વૃત્તિથી લાગે છે. આવી વૃત્તિને શાસ્ત્રકાર મહર્ષિઓ દ્રષ્ટિસંમોહ અને તેથી પણ આગળ વધીને 'અપ્રશસ્ત દ્વેષ વૃત્તિ' ના નામે ઓળખાવે છે. પરતીર્થિઓ પ્રત્યે પણ આવી વૃત્તિઓ રાખવાનો શાસ્ત્રકારો સાફ નિષેધ કરે છે. તેમનામાં જેટલું સારૂં કે સત્ય હોય છે તે તેમના ઘરનું નથી પણ શ્રી જિનેશ્વર મહારાજના ઘરનું છે. 'તે પરતીર્થિ આદિએ કહેલું છે' માટે જ એના ઉપર સુગ રાખવી, એ શ્રી જિનેશ્વર મહા-

રાજના શાસન ઉપર સુગ રાખવા સમાન છે. જૂઓ શ્રી ઉપદેશપદમાં આચાર્ય શ્રી હરિભદ્રસૂરિ મહારાજે ફરમાવ્યું છે કે—

"[૬૨]જે અર્થથી અભિન્ન છે અને અન્વર્થપણાએ શબ્દથી પણ અભિન્ન છે, તે માત્ર પરતીર્થિ આદિએ કહ્યું છે એટલા કારણથી તેના ઉપર દ્વેષ રાખવો તે બૌદ્ધાદિ ઈતર ધર્મીઓ માટે તો ઈર્ષ્યારૂપ છે, પણ શ્રી જિનમતમાં રહેલા સાધુ-શ્રાવકો માટે ય વિશેષે કરીને મૂઢતા રૂપ છે.

" સર્વ દર્શનોના તત્ત્વ-પ્રતિપાદનનું મૂળ શ્રી જિનેશ્વર ભગવાનની દ્વાદશાંગી છે. તે ખરેખર રત્નાકર સમાન છે. ઈતર મતોમાં પણ જેટલું સુંદર હોય તેટલું તેને ફાળે જવા લાયક છે. તેની અવજ્ઞા કરવી તે ખુદ ભગવાન ત્રિલોકનાથની અવજ્ઞા કરવા બરાબર છે, કે જે સકળ દુઃખનું મૂળ કારણ છે અને જેનાથી કાંઈ પણ કલ્યાણસિદ્ધિ થતી નથી. "

શ્રી ષોડશકમાં પણ તે જ સૂરિપુરંદરે કહ્યું છે કે—

---

–६२"जं अत्थओ अभिण्णं, अण्णत्था सद्दओ वि तह चेव।
तम्मि पओसो मोहो, विसेसओ जिणमयठियाणं ॥६९३॥
सव्वप्पवायमूलं, दुवालसंगं जओ समक्खायं ।
रयणायरतुल्लं खलु, तो सव्वं सुंदरं तम्मि ॥६९४॥

वृत्तिलेशः-" परसमयप्रज्ञापनेयमितीर्ष्यारूपो मोहो-मूढभावलक्षणो वर्तते बौद्धादिसामान्यधार्मिकजनस्यापि विशेषतो जिनमतस्थितानां साधु-श्रावकाणाम् । तस्मात् सर्वमपरिशेषं सुन्दरं यत् किञ्चित् प्रवादान्तरेषु समुपलभ्यते तत् तत्र सम-

"[૬૩]દ્રષ્ટિસંમોહ નામનો અધમ દોષ તે છે કે જેને લીધે આદમી આગમના વિષયમાં તત્ત્વ સરખું હોય ત્યાં પણ ફક્ત નામ જૂદાં જૂદાં છે તેટલા કારણથી વિપરીત દ્રષ્ટિ-વાળો બને છે."

ભગવદ્ભાષિત સત્યને આપણે અનુસરવું તેમાં 'બીજા અનુસરે છે માટે આપણને મિથ્યાત્વ લાગે, એવો ભય રાખવો નકામો છે.'

## 'ઔદયિકી' શું કહે છે ?

(પ્રશ્ન)–એ વાત ખરી છે. આપણે ઋષભાદિ ચોવીસ તીર્થંકર માનીએ છીએ અને તેઓ પણ માને છે, તેથી તેમની સાથે આપણી સમાચારી કાંઈ એક થઈ જતી નથી કિંવા આપણને મિથ્યાત્વ પણ લાગતું નથી. અને 'તેઓ માને છે માટે આપણે ન માનવા જોઈએ' અથવા 'તેઓ માને છે માટે ભગવાન જ ખોટા છે,' એવું પણ આપણાથી બોલી શકાય નહિ. અસ્તુ.

હવે તમોએ પાછળ શ્રી સેનપ્રશ્નના જે પાઠો આપ્યા છે તેમાં વૃદ્ધિ પ્રસંગે ઔદયિક તિથિનું ગ્રહણ કરવા

---

वतारणीयम्...तेषामवज्ञाकरणे सकलदुःखमूलभूताया भगवद्-वज्ञायाः प्रसङ्गाद् न काचित् कल्याणसिद्धिरिति" ॥६९३-६९४॥" (उपदेशपद, पृ, ३१८)

६३–"गुणतस्तुल्ये तत्त्वे, संज्ञाभेदागमान्यथादृष्टिः ।
भवति यतोऽसावधमो, दोषः खलु द्रष्टिसम्मोहः" ॥११॥
(इति श्रीषोडशक चोथुं, पृ. २२)

લખેલું છે. તેથી જ શું એ નથી સાબીત થતું કે-'આરાધવાની તિથિને સીધી ઔદયિક લાવવા માટે પૂર્વતિથિને ડબલ બનાવી દેવી ?'

(ઉત્તર)-તિથિનો સમાપ્તિસૂચક ઉદય જ પ્રમાણભૂત હોવાથી 'ઔદયિક' તિથિનું ગ્રહણ કરીને શાસ્ત્રકારે વૃદ્ધિમાં બીજી તિથિને પ્રમાણભૂત ઠરાવી છે અને પહેલી તિથિને 'ફલ્ગુ' કહો કે અપ્રમાણભૂત ઠરાવી છે. એટલું જ એ પાઠોથી સાબીત થાય છે. અમે આ બાબત પાછળ જણાવી પણ ગયા છીએ. 'ઔદયિકી તિથિ લાવવા માટે વૃદ્ધિમાં પૂર્વતિથિને ડબલ બનાવી દેવી' એવું એનાથી લેશ પણ સાબીત થતું નથી, કારણ કે-શાસ્ત્રમાં તેમ કરવાનો જરાયે ઉલ્લેખ જણાતો નથી.

## कार्या શબ્દની ચર્ચા.

(પ્રશ્ન)-શ્રી ઉમાસ્વાતિ મહારાજના વચનમાં 'कार्या' શબ્દ પડયો છે, તે એમ બતાવી આપે છે કે-'ક્ષય હોય તો પૂર્વનો ક્ષય કરવો જોઈએ અને વૃદ્ધિ હોય ત્યારે પૂર્વની વૃદ્ધિ કરવી જોઇએ!'

(ઉત્તર)-આ તમારૂં માનવું તદ્દન ભૂલભરેલું છે. 'कार्या' શબ્દ તો તિથિનું વિશેષણ છે અને તે 'ક્ષયમાં પૂર્વતિથિએ અને વૃદ્ધિમાં ઉત્તરતિથિએ તિથિની આરાધના કરવાનું જણાવે છે, પણ પૂર્વતિથિનો ક્ષય કે વૃદ્ધિ કરવાનું જણાવતો નથી.' શ્રીઉમાસ્વાતિ મહારાજના એ વચનનું તમે ઉત્તરાર્ધ તપાસો. તે વિચારવાથી પણ તમારી શંકા જતી

રહેશે. તેમાં લખ્યું છે કે-"श्री वीरनाथनोर्वाणं कार्यं लोकानुगैरिव "-'વીર ભગવાનનું નિર્વાણકલ્યાણક લોકોને અનુસારે કરવું.' આ વાકયમાં પણ 'कार्यं' શબ્દ પડયો છે. તે 'નિર્વાણ'નું વિશેષણ છે. તે જેમ નિર્વાણકલ્યાણકની ફક્ત આરાધના સૂચવવા માટે વપરાયો છે તેમ 'क्षये पूर्वा तिथिः कार्या वृद्धौ कार्या तथोत्तरा" એ બે વાકયમાં પડેલો 'कार्या' શબ્દ પણ તે તે દિવસે ફક્ત તે તે તિથિની આરાધના સૂચવવા માટે જ વપરાયો છે. ઘણી વખતે લોકો ચૌદશે પણ દિવાળી કરે છે. ઉપલા વચનના આધારે આપણે ચૌદશને ખસેડીને તે દિવસે કાંઈ અમાસ કરતા નથી. એજ પ્રમાણે ક્ષય વૃદ્ધિના પ્રસંગે ઉપલા વચનથી પૂર્વતિથિનો ક્ષય કે વૃદ્ધિ કરી નાખવી તે આપને માટે મુનાસીબ નથી. આ ખૂલાસો ગાથા ૫ ની ટીકામાં પણ અમો કરી ગયા છીએ.

## 'પૂર્વ-પૂર્વતરની ક્ષય વૃદ્ધિ' ઘરની ખોસી ઘાલેલી છે.

જો પર્વતિથિની ક્ષયવૃદ્ધિને બદલે પૂર્વતિથિની ક્ષય કે વૃદ્ધિ જ કરવાની હોત, તો શ્રી ઉમાસ્વાતિ મહારાજ 'क्षये पूर्वा' ઈત્યાદિ ન લખત; પણ એમ લખત કે'क्षये पूर्वक्षयः-कार्यः वृद्धौ कार्या च पूर्वस्याः'-'ક્ષય હોય ત્યારે પૂર્વનો ક્ષય કરવો અને વૃદ્ધિ હોય ત્યારે પૂર્વની વૃદ્ધિ કરવી'? પણ એવો લેખ કોઇ પણ શાસ્ત્રમાં કર્યો નથી, એટલું જરા શાન્ત બુદ્ધિથી વિચારો. વળી એ પણ વિચારો કે-એમાં જો પૂર્વની ક્ષય વૃદ્ધિ કરવાનું કથન હોય તો 'પૂર્વા' શબ્દ તો એકલો ક્ષયમાં પડયો છે, વૃદ્ધિમાં તો 'ઉત્તરા' શબ્દ પડયો છે. 'ક્ષયમાં પૂર્વતિથિનો ક્ષય કરવો' એવો જો તમે અર્થ કરો

તો તમારા મત પ્રમાણે 'વૃદ્ધિમાં ઉત્તરતિથિની વૃદ્ધિ કરવી' એવો અર્થ કરવો જોઇએ. એટલે પુનમ વધી હોય ત્યારે તમારે એકમ બે બનાવવી જોઇએ. આ તમને કબૂલ થાય તેવું છે ? નહિ જ. ત્યારે એ સ્પષ્ટ છે કે-તમે અર્થ કરો છો તે ખોટો છે. એક બાજુ તમે 'क्षये पूर्वा'ના પાઠનો અર્થ પૂર્વતિથિની ક્ષયવૃદ્ધિ કરી નાખવાનો કહો છો, બીજી બાજુ પંચમી તથા પૂનમ આદિના પ્રસંગે પૂર્વતર તિથિની ક્ષયવૃદ્ધિ પણ કરી નાખવા તૈયાર થાઓ છો એ તો તમારા માનેલા અર્થ પ્રમાણે પણ અસત્ય જ છે. ત્યારે એમ જ કહો કે-તમારે ખુશીમાં આવે તે કરવું છે, શાસ્ત્રના ખરા નિયમની કશી દરકાર રાખવી નથી. પૂર્વ અને પૂર્વતરની ક્ષયવૃદ્ધિ કરવાનો લેખ મૂળમાં નહિ હોવા છતાં તેમ કરવુ તે પોતાના ઘરનું ઘુસી ઘાલેલું છે. શાસ્ત્રના ઘરનું નથી.

## આરાધના નથી ઉડાવાતી કે નથી બેવડાતી

( પ્રશ્ન )–'પૂર્વતિથિની આરાધના ઉડાવાય નહિ કે બેવડાય નહિ' તે શુ ખોટું છે ?

(ઉત્તર )–ક્ષયમાં પૂર્વતિથિએ આરાધના લેવાય છે. વૃદ્ધિમાં ઉત્તરતિથિએ આરાધના લેવાય છે. શાસ્ત્રકારની આ નીતિ એટલી બધી ચોકખી છે કે-એમાં પર્વતિથિનું આરાધન નથી તો ઉડી જતું કે નથી બેવડાતું. જો એક જ તિથિનું બે દિવસ આરાધન કરવા જણાવ્યું હોત તો તમારો તર્ક વ્યાજબી હતો; પણ તે એટલો વિચાર કર્યા વિના થયેલો હોવાથી ગેરવ્યાજબી છે.

( પ્રશ્ન )-છતાં યે પૂર્વતિથિને જ ક્ષય અને વૃદ્ધિનો સંસ્કાર કરીશું, તોયે આરાધનાની તિથિ તો તમારે-અમારે સરખી રહેશે ને ?

( ઉત્તર )-ના. જ્યાં જોડાજોડ તિથિઓનો પ્રસંગ નહિ હોય ત્યાં તો તમારે અને અમારે સરખું આવશે, પણ એક કરતાં વધારે પર્વતિથિઓ જ્યાં સાથે આવી હશે ત્યાં તમે પૂર્વતિથિની ક્ષયવૃદ્ધિ કરવાથી ફસી જવાના અને અમે નહિ કરવાથી બચી જવાના.

( પ્રશ્ન )-તે શી રીતે વારૂ ?

( ઉતર )-અમે ગાથા ૫ ની ટીકાના પ્રશ્નોત્તરમાં આ વસ્તુ દાખલાપૂર્વક બરાબર બતાવી ગયા છીએ. ( જૂઓ પાછળ. ) પૂર્વતિથિની ક્ષય અને વૃદ્ધિ કરી નાખવાથી ક્ષય કે વૃદ્ધિ વિનાની ઉદયમાં રહેલી પર્વતિથિનો વિનાશ થઇ જાય છે અને અપર્વદિવસે પર્વનું આરાધન કરાય છે, કે જે કરવું કોઇ પણ આજ્ઞાપ્રેમી સજ્જનને માટે ઇચ્છવા યોગ્ય નથી.

## ઉત્સર્ગ કરતાં અપવાદ ક્યારે બળવાન્ ?

( પ્રશ્ન )-ઉદયતિથિ પ્રમાણ માનવાનો નિયમ ઔત્સર્ગિક છે. ક્ષય અને વૃદ્ધિ માટેનો નિયમ આપવાદિક છે. ઉત્સર્ગ કરતાં અપવાદ બળવાન્ છે. તો આ નિયમથી શું એમ ન સમજાય કે-ક્ષયવૃદ્ધિના પ્રસંગે પૂર્વતિથિની ક્ષયવૃદ્ધિ લેતાં ઉદયતિથિ ચાલી જાય તેની હરકત નથી ?

( ઉત્તર )-તમે જે આ રીતે સમજાવવા માગો છો, તે કુતર્કથી ખોટા રૂપીયાને ખરો સમજાવવા જેવું છે. તમારા

ધારવા પ્રમાણે જો ઉત્સર્ગ કરતાં અપવાદને બળવાન માની ઉત્સર્ગનો 'ઉત્સર્ગ' એટલે ત્યાગ કરી દેવામાં ડહાપણ મનાય, તો જૈનદર્શનની આખી થીયરી જ ઉડી જશે. જૈનધર્મમાં એવું ફરમાન છે કે-'સાધુ બીમાર હોય ત્યારે સંયોગવશાત્ આધાકર્મિ આહાર પણ કલ્પે.' આ અપવાદ-નિયમ છે. ઉત્સર્ગ-નિયમ એ છે કે-'મુનિને એવો આહાર ન ખપે.' અહીં ઉત્સર્ગ કરતાં અપવાદ બળવાન ક્યારે થાય ? 'જ્યારે ઉત્સર્ગપાલનનું સ્થાન રહ્યું ન હોય ત્યારે જ' એટલું ખાસ યાદ રાખી મૂકો. જ્યાં સુધી ઉત્સર્ગનિયમને અવકાશ હોય ત્યાં સુધી તો તેનો અનાદર થઈ શકે જ નહિ. બીમારને માટેનો અપવાદ તંદુરસ્તના ગળામાં નખાય તો અનર્થ જ થાય કે બીજું કાંઇ ? તેજ પ્રમાણે ક્ષયવૃદ્ધિ માટેનો અપવાદ જે તિથિની ક્ષયવૃદ્ધિ હોય તેને માટે બળવાન થાય, પણ જે તિથિ ઉદયમાં હોય, જેની સમાપ્તિ પણ તે જ દિવસે થતી હોય, તે તિથિને માટે તો તેને નિર્બલ બનીને આઘા જ ઉભા રહેવું પડે છે; કેમકે-ત્યાં ઉત્સર્ગનિયમ ખુદ હાજર થઈને પોતાનો અમલ બજાવે છે. રાજાની ગેરહાજરીમાં રાજાની વતી રાજાના અમલદારોનો અમલ ચાલે, પણ જ્યારે તે પોતાના સ્થાને હાજર થઇ જાય ત્યારે અમલદારોનો અમલ તેના ખુદના અમલને હટાવી શકતો નથી. 'ઉત્સર્ગ કરતાં અપવાદ બળવાન છે' એવો વ્યાકરણના સાધારણ સૂત્રોને માટે ન્યાય આવે છે, તેને તમે જૈન સિદ્ધાંતના ઉત્સર્ગ-અપવાદ સાથે ગુંચવી નાખો છો તેથી તમારી બુદ્ધિ માર્ગ ચૂકી જાય છે. સમજુ મનુષ્યોએ લૌકિક અર્થોને લોકોત્તર સાથે ગુંચવી નાખવા જોઇએ નહિ.

ઉત્સર્ગને સ્થાને ઉત્સર્ગ અને અપવાદના સ્થાને જ અપવાદ.

તમે કબૂલ કરી ગયા છો કે–ઉદયતિથિ માનવી એ ઉત્સર્ગનિયમ છે અને ક્ષયમાં પૂર્વતિથિ કરવી તથા વૃદ્ધિમાં ઉત્તરતિથિ કરવી એ અપવાદનિયમ છે. તમે અપવાદને બ્હાને ઉત્સર્ગનો ભંગ થવા દેવાની હિમાયત કરો છો. પરંતુ અમો ઉપર જણાવી ગયા છીએ તેમ શાસ્ત્રનો પણ એવો નિયમ છે કે-'ઉત્સર્ગના ઠેકાણે ઉત્સર્ગજ અને અપવાદના ઠેકાણે જ અપવાદ સેવાય.' શ્રી નિશીથભાષ્ય વીશમા ઉદ્દેશાની ગાથા ૩૯૧ ની ચૂર્ણિમાં કહ્યું છે "[૬૪]અહીં પહેલો ઉત્સર્ગ અને પછી અપવાદ કહ્યો છે, તે પરસ્પર વ્યાહત છે, એટલે એમની સેવા પોતપોતાના સ્થાને કરવી." માટે ઉત્સર્ગને સ્થાને અપવાદ અને અપવાદને સ્થાને ઉત્સર્ગ સેવનારા પરમાત્માની આજ્ઞાના વિરાધક થાય છે. તે બતાવવા માટે એજ ભાષ્યની ૩૯૨ મી ગાથામાં ફરમાવ્યું છે કે–"[૬૫]ઉત્સર્ગને ઠેકાણે અપવાદ અને અપવાદને ઠેકાણે ઉત્સર્ગ

---

૬૪–"एत्थ पुव्वो उस्सग्गो, अवरो अववादो, एते परोप्पर वाहता–एतेसिं सट्ठाणे सेवणा कर्तव्येत्यर्थः ।

(नि. भा. २० उद्देश, ३९१ गाथा चूर्णिः)

६५–"उसग्गे अववायं आयरमाणो विराहओ होइ । अववाए पुण पत्ते उसग्गनिवे(से)स(व)ओ भइओ" ॥३९२॥

(नि. भा. २० उद्देश)

अस्याश्चूर्णिलेशः–"कंठ्या । भयणा कहं ? उच्यते–जो धितिसंघयणसंपण्णो सो अववादठाणे पत्ते वि उसग्गं करेइ सो विराहणं पावति, एस भयणागतो आयकरणकप्पो ।

( नि. चू. )

આચરનારો વિરાધક થાય છે." માટે જે તિથિની ક્ષયવૃદ્ધિ હોય તે જ તિથિની આરાધના પૂર્વ તથા ઉત્તરતિથિને દિવસે કરી શકાય, પણ જે ઉદયમાં હોય તેની આરાધના તો તે જ દિવસે કરવી જોઇએ.

## થોડું માનવું અને થોડું નહિ માનવું તે.

(પ્રશ્ન)–આપે દર્શાવેલા શાસ્ત્રનિયમથી એ નક્કી થયું કે–ક્ષયવૃદ્ધિ માટે ઘડાએલા અપવાદનિયમથી ઉદયમાં રહેલી પૂર્વ–પર્વતિથિને ધોકો લગાડી શકાય નહિ. પાછળ ગાથા ૫ ની ટીકામાં કહ્યા પ્રમાણે ક્ષીણ–પર્વતિથિની પૂર્વે જો મૂખ્ય તિથિ હોય, તો તેમાં ક્ષીણ તિથિ ગૌણપણે સમાવી દઇને આરાધના કરાય, તેમ ન હોય તો તેને જ મૂખ્ય માનીને આરાધના કરાય. વૃદ્ધિ હોય ત્યારે તો માત્ર પહેલી તિથિને અપર્વ તરીકે રાખીને બીજી તિથિને પર્વ તરીકે આરાધવાની છે. બીજું કાંઈ કરવાનું નથી. પૂર્વતિથિની ક્ષય કે વૃદ્ધિ કરી નાખવી, એ શાસ્ત્ર તેમજ સામાચારીથી પ્રતિકૂળ છે. તો હવે બીજી તિથિઓને માટે અમે એમ માનીશું, પણ પૂનમ અમાસ અને ભાદરવા શુદ પની વૃદ્ધિ માટે જૂદું માનીએ તો કેમ?

(ઉત્તર)–શાસ્ત્રની આજ્ઞા મરજી પડે તેટલી માનવી

---

**ભાવાર્થ**–જે શરીરશકિત અને ધૃતિબળ યુકત એવો પુરૂષ પણ જો અપવાદસ્થાન પામીને ઉત્સર્ગ આચરે, તો તે વિરાધના કરનારો થાય છે. અર્થાત્ ઉત્સર્ગને ઠેકાણે ઉત્સર્ગ અને અપવાદને ઠેકાણે અપવાદ જ સેવવો, એવી શ્રી તીર્થંકર મહારાજની આજ્ઞા છે.

અને બાકીની ન માનવી, એ શ્રદ્ધાળુનું લક્ષણ નથી, એવો ' અર્ધ જરતી ' ન્યાય આચરવાની તમારે શી જરૂર છે?

( પ્રશ્ન )-જરુર બીજી કાંઇ નથી, પણ હાલમાં પૂનમ-અમાસની વૃદ્ધિ હોય ત્યારે તેરસની વૃદ્ધિ કરાય છે તેથી.

( ઉત્તર )-તમે તો પૂર્વતિથિની વૃદ્ધિ કરવાનું કહો છો અને આ તો તેના કરતાં પણ પૂર્વે આવેલી તિથિની વૃદ્ધિ થાય છે. પૂર્વની કરતાં કરતાં પૂર્વતરની કરવા કયાં પહોંચી ગયા ?

## અવ્યવસ્થા સામે પગલાં.

( પ્રશ્ન )-પૂનમ પહેલાં ચૌદશ પર્વતિથિ છે તેની વૃદ્ધિ ન થાય એમ માનીને.

( ઉત્તર )-ધારો કે-ચૌદશ પહેલાં તેરસ કલ્યાણકતિથિ છે. તમારી માન્યતા પ્રમાણે તેની પણ વૃદ્ધિ થઈ શકશે નહિ. શું કરશો ?

( પ્રશ્ન )-બારસની વૃદ્ધિ કરીશું.

( ઉત્તર )-બારશ પણ કલ્યાણકપર્વ હશે તો !

( પ્રશ્ન )-અગીયારસ પર્વતિથિ હોવાથી તેની નહિ કરતાં દશમની વૃદ્ધિ કરીશું !

( ઉત્તર )-એમ કયાં જઇને અટકશો ?

( પ્રશ્ન )-પર્વતિથિ નહિ આવે ત્યાં !

(ઉત્તર)-આવી સાહસિકતા શું કરવા કરો છો ? પૂનમના ક્ષયે તેરસનો ક્ષય કરવાથી જેવી અનવસ્થા તમે પાછળ

કબૂલ કરી ગયા છો (જૂઓ પાછળ.). તેવો અનવસ્થા અહીં પણ આવે છે. વળી પૂનમ પહેલાં આવેલી ચૌદશની વૃદ્ધિ નહિ હોવા છતાં તમે તેરસની વૃદ્ધિ માનો તો પછી બારસનીયે માનવી પડશે, બારસની માનો તો પછી અગીયારસની પણ માનવી પડશે યાવત્ બધી તિથિઓ ઉપર તમારે ચક્કર જ માર્યા કરવું પડશે. 'અમુક એક તિથિની વૃદ્ધિ માનીશું' એમ તમારાથી કહિ શકાશે નહિ. આ દોષ આવે છે, તે પણ તમે પાછળ ગાથા પ ની ટીકામાં કબૂલ કરી ગયા છો. 'પર્વતિથિની વૃદ્ધિ પણ શાસ્ત્રે માન્ય રાખી છે' તે શાસ્ત્રના પાઠો સહિત પાછળ સાબીત કરેલું તમે કબૂલ રાખ્યું છે. આટલું બધું છતાં તમે સમજુ થઈને અવળાં પગલાં શા માટે ભરો છો ?

## મેળ વિનાની રૂઢી.

(પ્રશ્ન)-હાલ એવી રૂઢી ચાલે છે તેથી.

(ઉત્તર)-એ રૂઢી કયારથી અને કયા પ્રામાણિક પુરૂષથી ચાલી છે, તે તમે સત્તાવાર જણાવી શકો છો ?

(પ્રશ્ન)-ના. એ તો કાંઇ જણાવી શકાય તેવું નથી. જો તેર બેસણાથી એ રૂઢી સ્થાપિત થઇ, એમ કહીએ તો તે તદ્દન અસત્ય છે. પાછળ ગાથા પ ની ટીકામાં એ લેખનો ઉતારો જોતાં એ સાબીત થઈ ગયું છે કે-'તેર બેસણાએ તો ફક્ત પૂનમના ક્ષયને માટે એક ધોરણ રચ્યું હતું, તે ધોરણને પણ તેમાં આપેલા શાસ્ત્રના આધાર સાથે કાંઇ મેળ મળતો નથી, જેથી તે લેખ આખો અપ્રામાણિક ઠરે છે. અને વૃદ્ધિને માટે તો એમાં ઈસારો સરખોયે નથી.' એ તેર બેસણાં

સંવત્ ૧૮૬૯ માં થયાં, ત્યાં સુધી હાલની પ્રથા નહિ જ ચાલતી હોય એમ નક્કી થાય છે. તે પછી ગમે ત્યારે ચાલુ પ્રથા ઘુસી ગઈ હોય એ બનવાજોગ છે. પણ કોનાથી ઘુસી તે કહેવાનું અમારી પાસે કાંઇ પણ સાધન નથી.

(ઉત્તર)–વારૂ. હાલની રૂઢી કેવા પ્રકારની છે તેનું જરા પૃથક્કરણ કરશો ?

(પ્રશ્ન)–હા. હાલની રૂઢી તો પૂનમ–અમાસની ક્ષયવૃદ્ધિ હોય ત્યારે પૂર્વતર તિથિ એટલે તેરસની ક્ષયવૃદ્ધિ કરે છે અને તે શિવાયની બીજ, પાંચમ વિગેરે તિથિની ક્ષયવૃદ્ધિ હોય ત્યારે પૂર્વતિથિની ક્ષયવૃદ્ધિ કરે છે. કલ્યાણકતિથિની ક્ષયવૃદ્ધિ હોય તેને તો કોઇ પૂછતું પણ નથી, તે તો જેમ હોય તેમ ચાલે છે.

(ઉત્તર)–હવે તમે આ રૂઢિની જરા સંગતિ વિચારો. ચારે તરફ આપત્તિ જ છે કે બીજું કાંઈ? આ રૂઢીના બળે.

## ખામીઓથી ભરેલી.

જો તમે એમ કહો કે–'પર્વતિથિની ક્ષયવૃદ્ધિ મનાય નહિ' તો હાલની રૂઢીમાં કલ્યાણકતિથિઓની ક્ષયવૃદ્ધિ કેમ મનાય છે? તેને ફેરવો.

જો તમે એમ કહો કે–'પર્વતિથિની ક્ષયવૃદ્ધિ હોય ત્યારે તેને બદલે પર્વતિથિની ક્ષયવૃદ્ધિ કરી નાખવી,' તો હાલની રૂઢી પુનમ–અમાસની ક્ષયવૃદ્ધિએ ચૌદશની નહિ કરતાં તેરસની ક્ષયવૃદ્ધિ કેમ કરે છે? તેને સુધારો.

જો તમે એમ કહો કે-'પર્વતિથિની પહેલાં પણ જો પર્વતિથિ હોય તો તેની પહેલાંની તિથિની ક્ષય અથવા વૃદ્ધિ કરવી,' તો હાલની રૂઢી અગીયારસની ક્ષયવૃદ્ધિએ કલ્યાણકતિથિ દશમનો ક્ષય અથવા વૃદ્ધિ કેમ કરે છે? અને તેની પહેલાંની ક્ષયવૃદ્ધિ કેમ કરતી નથી. એ પણ તમારે સુધારવું પડશે. આ બધું કરશો તો હાલ છે તેના કરતાં પણ અવ્યવસ્થા વધી પડશે જ્યાં બોલો ત્યાં વિરોધ આપનારી આ રૂઢીમાં કાંઇ એક-બે ખામી છે? ઢગલાબંધ છે. શાસ્ત્રના કાંઇ પણ આધાર વિનાની જેટલી પ્રવૃત્તિઓ હોય તે તમામનો ફેજ આવો જ કરૂણ આવે છે. એક સાંધવા જાઓ ત્યાં તેર તુટે. રૂઢીને જો તમારે વ્યવસ્થિત કરવી હોય તો તેમાં તમે ઉપર સૂચવેલા સુધારા કરો. તે જો અશકય હોય તો એવી અવ્યવસ્થિત રૂઢીને તજી દઈ શાસ્ત્રના વ્યવસ્થિત ધોરણસર ચાલવામાં એકમત થાઓ. નાહક એને પરંપરાનું નામ આપીને શુદ્ધ પરંપરાની કિમ્મત ન ઘટાડો.

આ રૂઢીની નજરે વિચારીએ તો પણ તમારાથી ભાદરવા શુદ પાંચમની ક્ષયવૃદ્ધિએ ત્રીજની ક્ષયવૃદ્ધિ કરી શકાશે નહિ, કેમકે-પુનમ-અમાસ શિવાય પાંચમને માટે રૂઢી છે જ નહિ.

(પ્રશ્ન)-હાલની રૂઢી એટલી બધી કઢંગી છે, કે તેને માટે તમે જે કહ્યું તે સર્વ સાચું જ છે.

## <u>વિરૂદ્ધ પક્ષોનું ખંડન.</u>

અમોને સંવત્સરી વિષેના વિરૂદ્ધ મતભેદમાં જો કોઇએ પાડ્યા હોય તો મૂખ્યતયા આ રૂઢીએ પાડ્યા છે. શાસ્ત્રના

આધારો કરતાં એ રૂઢી ઉપર અમારૂં બળ વધારે છે, એટલું તો અમારે નિખાલસ હૃદયે કબૂલ કરવું પડશે. એ રૂઢીના જોરે જ્યારે ભાદરવા શુદ ૫ ની ક્ષયવૃદ્ધિ આવે, ત્યારે અમારામાંથી એક જણ એમ કહે છે કે-'ભાદરવા શુદ ત્રીજની ક્ષયવૃદ્ધિ કરવી જોઇએ.' બીજા એમ કહે છે કે-'ભાદરવા શુદ ચોથની ક્ષયવૃદ્ધિ કરવી જોઇએ.' અમારી પકડેલી મૂળ વસ્તુ જ ખોટી હોવાથી આ બન્ને વિરૂદ્ધ પક્ષો પરસ્પરજ ખંડિત થઇ જાય છે. ત્રીજની ક્ષયવૃદ્ધિ કરવાવાળો ચોથની ક્ષયવૃદ્ધિ કરનારને કહે છે કે-'પર્વતિથિની ક્ષયવૃદ્ધિ થાય નહિ માટે ચોથની તમે કરો છો તે ખોટી છે. જો ચોથની કરો તો ચૌદશની કેમ નથી કરતા ?' આ દોષ આવવાથી એનો પક્ષ ઉડી જાય છે. બદલામાં ચોથની ક્ષયવૃદ્ધિ કરવાવાળો ત્રીજની ક્ષયવૃદ્ધિ કરનારને કહે છે કે-'ક્ષયવૃદ્ધિ હોય ત્યારે પૂર્વતિથિની ક્ષયવૃદ્ધિ કરવી જોઇએ પણ પૂર્વતર તિથિની નહિ. પુનમ-અમાસ તેરસની થાય છે તેવું બીજી તિથિઓમાં કરવાની રૂઢી નથી, એટલા માટે પાંચમે ત્રીજ તમે કરો છો તે ખોટી છે. જો ચોથને પર્વતિથિ માનીને તમે ત્રીજની કરતા હો, તો ચૈત્ર શુદ પુનમની ક્ષયવૃદ્ધિએ તેરસ, કે જે ભગવાન વીરનું કલ્યાણક છે તેની ક્ષયવૃદ્ધિ કેમ કરો છો? તે પણ પર્વતિથિ હોવાથી તેને બદલે બારસની ક્ષયવૃદ્ધિ કેમ કરતા નથી ?' આથી ત્રીજનો પક્ષ પણ ખંડિત થઇ જાય છે. સિદ્ધાંતી આ બન્નેને એકસરખી આપત્તિ જણાવતાં કહે છે કે-'જ્યારે કલ્યાણક-તિથિ નોમની ક્ષયવૃદ્ધિ હશે, ત્યારે તમારા મત પ્રમાણે એકને સાતમની ક્ષયવૃદ્ધિ માનવી પડશે અને બીજાને

આઠમની માનવી પડશે. ત્રીજ અને ચોથની ક્ષયવૃદ્ધિ કહેનારા અમે સાતમ અને આઠમની ક્ષયવૃદ્ધિ નથી કરતા, એથી પૂરવાર થાય છે કે–અમારા બન્ને વિરૂદ્ધ પક્ષો ખોટા જ છે.

## પુનમ–અમાસ વૃદ્ધિનું બીજું શાસ્ત્રપ્રમાણ.

(ઉત્તર)–તેરસ, ત્રીજ અને ચોથની ક્ષયવૃદ્ધિ કરવાની સાબીતીમાં તમોએ મૂખ્યતયા રૂઢીનું જ શરણું પકડેલું હોવા છતાં, કેટલાક શાસ્ત્રના પાઠો આપવાની પણ ચેષ્ટા કરી છે તે પાઠો બીજા કોઇ નથી પણ શ્રી હીરપ્રશ્નના અને સેનપ્રશ્નના છે, એ પાઠો તો હાલની પ્રચલિત રૂઢી અને તેના બળે સરજાયેલી તમારી માન્યતા એ બન્નેનો કેટલો ઘોર વિરોધ કરે છે. તે અમે પાછળ બતાવી ગયા છીએ. તમારા સંતોષની ખાતર ખુદ પુનમ–અમાસ માટેનો પણ એક વધુ શાસ્ત્રાધાર અમે તમને બતાવીએ છીએ. તેનાથી તમને સ્પષ્ટ સમજાઈ જશે કે–પૂનમ–અમાસની વૃદ્ધિ હોય ત્યારે પણ તેરસ કે ચૌદશ કશાની યે વૃદ્ધિ કરવી બીનજરૂરી છે. શ્રીહીરપ્રશ્નમાં એમ પૂછવામાં આવ્યું છે કે–

"[૬૬]પુનમ–અમાસની વૃદ્ધિ હોય ત્યારે પહેલાં તો બીજી તિથિ આરાધ્ય ગણાતી હતી. પણ કોઇક એમ કહે છે

---

६६–" प्रश्नः–पूर्णिमाऽमावास्ययोर्वृद्धौ पूर्वमौदयिकी तिथिराराध्यत्वेन व्यवह्रियमाणाऽऽसीत् । केनचिदुक्तं श्री तातपादाः पूर्वतनीमाराध्यत्वेन प्रसादयन्ति तत् किमिति ?"॥५॥

" उत्तरम्–पूर्णिमामावास्ययोर्वृद्धौ औदयिक्येव तिथिराराध्यत्वेन विज्ञेया॥५॥ "

(श्री हीरप्रश्न, पृ. ३५)

કે–' આપ પહેલી તિથિને આરાધ્ય જણાવો છો તો તે કેમ ?' આ પ્રશ્નનો શ્રી હીરસૂરિ મહારાજા ઉત્તર આપે છે કે– "પુનમ–અમાસની વૃદ્ધિમાં બીજી તિથિજ આરાધ્ય તરીકે જાણવી."

ક્ષય હોય ત્યારે તેની આરાધના ચૌદશ ભેગી ગણી લેવા બાબતનો ખુલાસો આજ શાસ્ત્રના કથન ઉપરાંત ઉપરોક્ત શાસ્ત્રનો પાઠ આપીને પણ અમે પાછળ કહી ગયા છીએ. હવે વૃદ્ધિ હોય ત્યારે પૂર્વ કે પૂર્વતર તિથિની વૃદ્ધિ નહિ કરતાં, તેજ તિથિનો પહેલો દિવસ ફલ્ગુ માનીને બીજો દિવસ આરાધવા બાબત જેમ આ શાસ્ત્ર આગ્રહ કરે છે, તેમ પાછળ આપેલા બીજા પાઠો સાથે ઉપરોક્ત શ્રી હીરપ્રશ્નનો પાઠ પણ એજ આગ્રહ કરે છે.

## અધઃપતન.

આ પાઠમાં ખાસ કરીને પૂનમ–અમાસ અંગે ખુલાસો કર્યો છે. પુનમ–અમાસ જેવી તિથિઓની જો વૃદ્ધિ થતી ન હોત, એટલે કે–તે જો પહેલી–બીજી તિથિ તરીકે રખાતી ન હોત, તો 'પહેલાં બીજી આરાધાતી હતી, પણ કોઇક કહે છે કે–આપ પહેલી આરાધવાનું કહો છો'–આવો પ્રશ્નકારને નિર્દેશ કરવો પડ્યો ન હોત. અને તેની વૃદ્ધિને બદલે તેરસ કે ચૌદશની વૃદ્ધિ કરવી આવશ્યક હોત, તો આચાર્ય મહારાજ ઉત્તરમાં 'બીજીજ તિથિ આરાધ્ય તરીકે છે' એમ જણાવત નહિ. અહીં મૂળમાં પડેલા 'ઔદયિક' શબ્દના અર્થની તકરાર તમારાથી થઇ શકે તેવી નથી, કારણ કે– 'ઔદયિક' શબ્દ સમાપ્તિસૂચક ઉદયને જણાવનારો પારિભાષિક

શબ્દ છે. અને વૃદ્ધિ-પ્રસંગમાં તેનો અર્થ 'બીજી તિથિ' થાય તે તમે પણ માનેલું છે. શાસ્ત્રના આવા સીધા અને સ્પષ્ટ પાઠોને પણ જે ન માને અને તેનાથી ઉલટી વિપરીત અર્થસિદ્ધિ કરે, તેને તો સાક્ષાત્ કેવળી ભગવાન પણ શી રીતે સમજાવી શકે તે અમે કહી શકતા નથી. આ પાઠ ઉપરથી હાલની રૂઢી કે જે પુનમ-અમાસની વૃદ્ધિએ તેરસની વૃદ્ધિ પણ કરે છે, તે એક કરતાં વધારે વખત શાસ્ત્રવિરૂદ્ધ પુરવાર ઠરે છે. એવી રૂઢીને કિંવા પ્રવૃત્તિને વળગવું એ સારી જમીન ઉપરથી નીચે પડી જવા સમાન છે. જ્યારે પુનમ-અમાસની વૃદ્ધિએ તેરસની વૃદ્ધિ કરવી શાસ્ત્રવિરૂદ્ધ છે ત્યારે ભાદરવા શુદ પાંચમની વૃદ્ધિએ ત્રીજની વૃદ્ધિ કરવી તે સુતરાં વિરૂદ્ધ છે, એ કહેવાની આવશ્યકતા વધારે રહેતી જ નથી.

## પહેલી-બીજીની વ્યવસ્થા.

(પ્રશ્ન)-બે પુનમ અથવા અમાસ હોવા વિષે આ પાઠ તો જબરજસ્ત પ્રકાશ પાડે છે. ત્યારે શું એવો જ સિદ્ધાંત છે કે-પુનમ-અમાસ બે હોય તો બે માનવી?

(ઉત્તર)-હા, એવો જ છે. કોઈ પણ પર્વતિથિની વૃદ્ધિ થયેલી હોય ત્યારે તે પણ એમજ મનાય.

(પ્રશ્ન)-પણ એક-બે ભંડારમાં પૂનમના ક્ષયે તેરસે ચૌદશ કરવા બાબત પાનાં હોવાનો અમારી પાસે આધાર આવે છે. શું તેના ઉપર આધાર ન રખાય?

## તિથિવિચારનો આધાર.

(ઉત્તર)-એ પાનાં તેર બેસણાના પાનાનો અનુવાદ છે

અને તે અપ્રામાણિક છે તે તમો પોતે જાણોજ છો. અમે પાછળ કહી ગયા છીએ કે-એના ઉપર જો આધાર રાખીને તમારે કામ કરવું હોય તો ચોમાસી પૂનમના ક્ષયે જ તમારાથી તેરસે ચૌદશ કરી શકાશે. તે સિવાયની પૂનમના ક્ષયે તમારે પડવાના દિવસે ચૌદશ માનવી પડશે અને પૂનમની વૃદ્ધિએ તેમજ અમાસની તો ક્ષય અને વૃદ્ધિ બન્નેમાં તમારાથી કાંઈ પણ ફેરફાર થઈ શકશે નહિ. વૃદ્ધિને માટે તો એ પાનામાં પણ એમ નથી લખ્યું કે-'પુનમ-અમાસની વૃદ્ધિ હોય ત્યારે તેરસની વૃદ્ધિ કરીને પહેલી પુનમે અથવા પહેલી અમાસે ચૌદશ કરવી ?' વળી ભાદરવા શુદ પાંચમની ક્ષયવૃદ્ધિ હોય ત્યારે ત્રીજ અથવા ચોથની ક્ષયવૃદ્ધિ કરવાનું પણ એ પાનામાં લખ્યું નથી. છતાં તમે પક્ખિ અને સંવત્સરી પણ આજે શા આધારે ફેરવી રહ્યા છો એ જરા શાંતિથી સમજાવશો ?

જો તમારે એવાં પાનાં જ માનવાં હોય તો અમે તમને ખંભાત આદિ શહેરના ભંડારોમાં મળી આવતાં 'તિથિવિચાર' નાં પાનાંનો હવાલો આપીએ છીએ. તેમાં શાસ્ત્રસિદ્ધાંતને મળતો આવતો શુદ્ધ સમાચારીદર્શક ઉલ્લેખ છે. તેને જ તમે માની લો, જેથી અયોગ્ય ભૂલ થતી બચી જાય. તેમાં ચોક્ખું લખ્યું છે કે-"[૬૭]પૂર્ણિમાના ક્ષયે પૂર્ણિ-

---

૬૭-"...प्रतिपद्यपि पूर्णिमायास्तपः पूर्यते परं वैयाकरणपाशैः उदयगतायां त्रयोदश्यां चतुर्दशीयते तदसत् , कुतः? औदयिक्येव चतुर्दशी आराध्यते,...यतो विपुले घृतपूरे सति बकुशाः केन भुज्यन्ते? पूर्णिमाक्षये त्रयोदश्यां चतुर्दशी न कर्तव्या इति तात्पर्यम् ।" (तिथिविचार-पत्र ३)

માનો તપ એકમે પણ પૂર્ણ કરાય છે. પણ કેટલાક અધમ વૈયાકરણો ઉદયમાં રહેલી તેરસને ચૌદશ કરે છે તે અસત્ય છે, કારણ કે–ચૌદશ ઉદયમાં રહેલી છે, તેનુંજ આરાધન કરવું જોઇએ. મોટાં ઘેબર મળતાં હોય ત્યાં કુશકા કોણ ખાય ? પૂર્ણિમાના ક્ષયે તેરસે ચૌદશ નહિ કરવી એ તાત્પર્ય છે."

આવા સાફ અક્ષરો વંચ્યા પછી 'પુનમ–અમાસના ક્ષયે તેરસનો ક્ષય માનવો' એ તદ્દન ખોટું જ છે, એમાં કોઈથી પણ ના પાડી શકાય તેમ નથી. આ સાથે 'ભાદરવા શુદ પાંચમના ક્ષયે ત્રીજને દિવસે ચોથની સંવત્સરી કરવાનો મત પણ એટલો જ ખોટો છે.' તે પણ સૌને નિશ્ચિત થઈ જશે, એ જ પાનામાં આ માટે ઉલ્લેખ કર્યો છે કે—

"[૬૮]જ્યારે ભાદરવા શુદ ચોથનો ક્ષય થયો હોય ત્યારે તેનો તપ ત્રીજે પૂરાય છે અને પાંચમનો ક્ષય થયો હોય

**નોંધ**—આ પાઠ ઉપરથી એટલું સ્પષ્ટ થાય છે કે–તેરસે ચૌદશ કરવાનો મત શ્રી તપાગચ્છનો નથી, પણ કેટલાક વાયડા થઈ ગયેલા ન્યાયશૂન્ય વૈયાકરણો કે જેઓ શાસ્ત્રપાઠનો અર્થ આજના તેવાઓની માફક ઉંધો કરતા હશે તેમનો મત હશે. આ ખંડન કરેલો મત શ્રી તપગચ્છમાં કેમ ઘુસી ગયો હશે તે એક સમસ્યા છે. છતાં સાચી વસ્તુ સમજી લઈને શ્રી તપગચ્છ હવે તેનાથી પોતાના હાથ ઉઠાવી લે એ જ તેને માટે શોભાસ્પદ છે.

૬૮–"यदा च भाद्रपदसितचतुर्थी क्षीयते तदा तत्तपः पूर्वस्यां तृतीयालक्षणायां पूर्यते, यदा पञ्चमी क्षीयते तदा तत्तपः पूर्वस्यां तिथौ पूर्यते।" (श्रीतिथिविचार–पत्र २)

ત્યારે તેનો તપ ચોથમાં પૂરાય છે.” એટલે કે-ઉદયમાં રહેલી ચોથનો ફેરફાર કર્યા વિના ચોથને દિવસે ચોથ અને પાંચમ બન્નેનો તપ કરાય છે.

આ તો ક્ષય હોય ત્યારે કેમ કરવું તેની વાત થઇ. વૃદ્ધિમાં તો કશી ગુંચવણ જેવું છે જ નહિ, કેમકે-વૃદ્ધિ હોય ત્યારે તો તિથિ બેવડી થાય છે. તેમાં પહેલી તિથિ તજી દઇને બીજી તિથિ માન્ય રાખવાની છે. એ એટલી બધી સીધી વાત છે કે-તેર બેસણુંવાળા પાનાંએ એને સ્પર્શ કરીને અભડાવવી યોગ્ય ધારો નથી. શ્રી તિથિવિચારના પાનાંમાં એને માટે પણ ખૂલાસો કર્યો છે કે-“[૬૧]તિથિની વૃદ્ધિ હોય ત્યારે બીજી જ તિથિ કરવી. જેમકે-બીજ તિથિની વૃદ્ધિ હોય ત્યારે બીજી બીજ કરવી, આઠમની વૃદ્ધિ હોય ત્યારે બીજી આઠમ પ્રમાણ કરવી. જેમ મહિનાની વૃદ્ધિ હોય ત્યારે બીજો મહિનો પ્રમાણભૂત થાય છે, તેમ તિથિ-વૃદ્ધિમાં પણ બીજી તિથિ પ્રમાણપ્રાપ્ત થાય છે.”

આ બતાવી આપે છે કે-તિથિ વૃદ્ધિ પામી હોય ત્યારે તેને બદલે પૂર્વ કે પૂર્વતર તિથિની વૃદ્ધિ માનવાની નથી, પરંતુ માસવૃદ્ધિની માફક વૃદ્ધતિથિને પણ પહેલી તથા બીજી ગણીને બીજી તિથિએ તેનું આરાધન કરવાનું છે.

---

૬૧-“ तिथीनां प्रवृद्धौ उत्तरा एव कार्या, यथा द्वितीयायां वृद्धौ सत्यामपरा द्वितीया कार्या, अष्टमी वृद्धौ द्वितीया अष्टमी प्रमाणा, यथा च मासवृद्धौ द्वितीयो मासः प्रमाणः तद्वद् द्वितीया तिथिः प्रमाणप्राप्ता भवति।”

(श्रीतिथिविचार-पत्र २)

## વૃદ્ધિ પ્રસંગે છઠ્ઠ આદિ.

(પ્રશ્ન)–તમારૂં કહેવું સત્ય છે. પણ પુનમ–અમાસ આદિ બે રહેશે તો ચૌદશ–પુનમનો છઠ્ઠ શી રીતે થશે ?

(ઉત્તર)–એમ કેમ પૂછવું પડયું ?

(પ્રશ્ન) છઠ્ઠમાં ચૌદશ અને પુનમ રહેવી આવશ્યક છે ને ?

(ઉત્તર)–પુનમનો ક્ષય હોય છે ત્યારે શાસ્ત્રકારે શું કહ્યું છે ?

(પ્રશ્ન)–ત્યારે તો તેરસ–ચૌદશ, અથવા તેરસ ભૂલે તો ચૌદશ–પડવે કરવા જણાવ્યું છે.

(ઉત્તર)–આમાં પુનમ સાથે રહી છે ?

(પ્રશ્ન)–ના.

(ઉત્તર)–ત્યારે સમજો કે–પુનમની જ્યારે ક્ષયવૃદ્ધિ હોય ત્યારે છઠ્ઠમાં ચૌદશ સાથે તે રહેવી જ જોઇએ એવું આવશ્યક નથી. ક્ષયવૃદ્ધિ ન હોય ત્યારે ચૌદશ–પુનમનો છઠ્ઠ થાય, ક્ષય હોય ત્યારે તેરસ–ચૌદશ અથવા ચૌદશ–પડવે થાય અને વૃદ્ધિ હોય ત્યારે ચોમાસી ચૌદશની હોવાથી તેરસ–ચૌદશનો છઠ્ઠ કરી પહેલી પુનમે પારણું થાય. બીજી પૂનમે પૂનમનો ઉપવાસ આદિ કરવું હોય તે થાય. જ્યારે પૂનમની ચોમાસી હતી ત્યારે ચૌદશે પક્ખિનો ઉપવાસ થાય, પહેલી પૂનમે પારણું થાય અને બીજી પૂનમ તથા એકમનો છઠ્ઠ થાય. એમાં શંકા જેવું કાંઇ પણ નથી.

(પ્રશ્ન)–પુનમની ચોમાસી હતી, ત્યારે પુનમના ક્ષયે ચોમાસી પડિક્કમણું તથા છઠ્ઠ શી રીતે થતા ? શાસ્ત્ર તેરસનો ક્ષય કરવાની તો ના પાડે છે ?

(ઉત્તર)–તમારૂ કહેવું બરાબર છે. ગાથા પાંચની પ્રશ્નોત્તરીમાં બતાવેલા શાસ્ત્રપાઠો પ્રમાણે વિચારવાથી સમજી શકાશે કે–વર્ષમાં ૨૮ પડિક્કમણાનો કાંઈ નિયમ નથી અને ચૌદશની પક્ખિ કરતાં પુનમની ચોમાસી મોટી છે, તેથી ક્ષીણપુર્ણિમાને ચૌદશને દિવસે મૂખ્ય માની શકાશે અને પુનમની ક્રિયામાં ચૌદશની ક્રિયા સમાવી દેવાશે. છઠ્ઠ તો પ્રશ્નોત્તરમાં જણાવ્યા પ્રમાણે તેરસ અથવા એકમ સાથે થઈ શકે છે. એથી તે વખતે પણ તેરસનો ક્ષય કરાતો ન હતો પણ ચૌદશ–પુનમ ભેગાં કરાતાં હતાં એ સિદ્ધ થાય છે.

(પ્રશ્ન)–આ વ્યવસ્થા પ્રમાણે તો પુનમ આદિની વૃદ્ધિમાં પણ શાસ્ત્રની વિધિ સરસ જળવાય છે. એ પ્રમાણે નહિ વર્તવાથી અવિધિ શી થાય છે તે બતાવશો ?

## અવિધિ–દિગ્દર્શન.

(ઉત્તર)–ધારો કે–સોમવારે તેરસ છે, મંગળવારે ચૌદશ છે, બુધવારે પહેલી પુનમ અથવા અમાસ છે, ગુરૂવારે બીજી પુનમ અથવા અમાસ છે. આ પુનમ–અમાસની વૃદ્ધિને બદલે તમે તેરસની વૃદ્ધિ કરો એટલે સોમવારે પહેલી તેરસ થઈ, મંગળવારે બીજી તેરસ થઈ, બુધવારે ચૌદશ થઇ અને ગુરૂવારે પુનમ અથવા અમાસ થઈ. આરાધવાની પુનમ અથવા અમાસ તો ગુરૂવારેજ રહી પણ ચૌદશ મંગળવારે હતી તે

ખસીને બુધવારે થઈ, કે જે દિવસે વાસ્તવિક રીતે પહેલી પુનમ અથવા અમાસ જ છે. અને તેરસ જો કલ્યાણક તિથિ હોય તો તે સોમવારને બદલે મંગળવારે થઈ, કે જે દિવસે તેરસ નથી પણ ચૌદશ છે. આ રીતે પુનમ-અમાસની વૃદ્ધિએ તેરસની વૃદ્ધિ કરવાથી, ચૌદશને દિવસે ચૌદશની આરાધના જે કરવી જોઇએ, તે ચૌદશને દિવસે નહિ થતાં પહેલી પુનમ અથવા અમાસને દિવસે થાય છે, તેરસ કલ્યાણક જે તેરસને દિવસે થવું જોઈએ તેની વૃદ્ધિ મનાયાથી તે તેરસને બદલે વાસ્તવિક ચૌદશને દિવસે થશે. એમ કરવાથી પહેલી અવિધિ એ થાય છે કે-ઉદયતિથિ પ્રમાણ માનવાની જે આજ્ઞા છે તેનો ભંગ થાય છે. બીજી અવિધિ એ થાય છે કે-'પુનમ અમાસે કોઈ પણ કાળે પક્ખિ થઇ નથી, થતી નથી અને થશે નહિ,' એ ત્રિકાલાબાધિત શાસ્ત્રવચનને ઠોકરે ચઢાવાય છે. ત્રીજી અવિધિ એ થાય છે કે-'ચૌદશની પક્ખિ પુનમને દિવસે પણ માનનારા ઇતર ગચ્છીની જે માન્યતાનું મૂલશાસ્ત્રકારે આ શાસ્ત્રમાં ખંડન કર્યું છે, તે માન્યતામાં તમારો પ્રવેશ થઇ જાય છે.' વળી વધારામાં એક અવિધિ 'તેરસનું કલ્યાણક તેરસને બદલે તમારે ચૌદશે કરવું પડશે' તે છે.

(પ્રશ્ન)-ત્યારે તો ભાદરવા શુદ પાંચમની વૃદ્ધિએ ત્રીજ અથવા ચોથની વૃદ્ધિ કરવાથી પણ એવી જ અવિધિ-રૂપી ડાકણો ગળે વળગતી હશે ખરી ?

## સંવત્સરી પલટાવાથી વિશેષ દોષો.

(ઉત્તર)-બેશક, વળગે જ છે. એમાં તમારૂં-અમારૂં કાંઇ ચાલે તેમ નથી. તમે ત્રીજની વૃદ્ધિ કરો તો પણ

તમારે સંવત્સરીની ચોથ પહેલી પાંચમને દિવસે આવશે, એ ચોથ કરો તો પણ સંવત્સરીની ચોથ પહેલી પાંચમે જ આવશે. સંવત્સરીનું કાર્ય સંવત્સરીને દિવસેજ કરવું જોઇએ, છતાં તમે પહેલી પાંચમે કરીને એક તો ઉદયતિથિની વિરાધના કરો છો, બીજું અપર્વમાં પર્વ આરાધો છો, ત્રીજું શ્રી નિશીથચૂર્ણિ આદિમાં જે કહ્યું છે કે "[૭૦]સંવત્સરીની તિથિ લંઘવી કલ્પે નહિ" તેનું ઉલ્લંઘન કરો છો, અને ચોથું પહેલી પાંચમે પાંચમની સંવત્સરી માનનારા ઇતર ગચ્છીની શાસ્ત્રે નહિ સ્વીકારેલી માન્યતાનો સ્વીકાર કરવા જેવા અનિષ્ટ પ્રસંગમાં તમે આવી પડો છો. આમ ત્રણને બદલે ચાર દોષાપત્તિઓ આવે છે.

## લાભાલાભ.

વિશેષ લાભાલાભ વિચારીએ, તો ઉદયતિથિ ચોથે સંવત્સરી માનનાર અમારા મતે બારસે પર્યુષણ અઠ્ઠાઈ બેસશે, અમાસે કલ્પધર આવી ચૌદશ-અમાસનો છઠ થશે, બીજ, ત્રીજ, ચોથનો અઠ્ઠમ થશે, પહેલી પાંચમે પારણું થઇ બીજી પાંચમે જ્ઞાનનો તપ પણ થશે. તમારે તે બધું ચુંથાઈ જશે, કેમકે-તમારા મતે તેરસે પર્યુષણ બેસવાથી ચૌદશ અથવા અમાસ ખાધાવારમાં આવશે, એકમે કલ્પધર થવાથી બીજ ખાધાવારમાં જશે, ત્રીજ, ચોથ અને પહેલી પાંચમનો અઠ્ઠમ થવાથી બીજી પાંચમનો જ્ઞાનતપ પણ ખાધાવારમાં ચવાઈ જશે.

---

૭૦-"ण वट्टति अतिक्कमिउं" (निशीथचूर्णि दशमो उद्देशो. એ પ્રમાણે कल्पसुबोधिका-किरणावली-दीपिकामां પણ)

(પ્રશ્ન)-પાછળ જણાવેલા શ્રી હીરપ્રશ્નના પાઠ પ્રમાણે કલ્પધરના છઠ્ઠની અને સંવત્સરી પછીની પંચમીના તપની નિયમિતતા નથી એટલે નહિ ચાલે?

(ઉત્તર)-વાહ! તે પાઠોમાં જણાવેલા કારણપ્રસંગે ચાલી શકે, પણ પંચમીની વૃદ્ધિ હોય ત્યારે તો તેવો એકકે કારણપ્રસંગ નથી છતાં શી રીતે ચાલી શકે? ક્ષયની તકરારમાં તમે નિયમિતતા નહોતી તેને આગળ લાવતા હતા, વૃદ્ધિમાં જયારે તે છે ત્યારે તેને અભરાઇએ ચઢાવો છો! ફાવે ત્યારે એક અને ન ફાવે ત્યારે બીજું જ! પ્રામાણિક પર્ષદાના સભ્ય જેને રહેવું હોય તેને આ ન શોભે.

## સંસ્કાર!

(પ્રશ્ન)-પણ પહેલી પાંચમને દિવસે ચોથનો સંસ્કાર કરીશું, પછી તો તે પાંચમ નહિ કહેવાય ને?

(ઉત્તર)-સંસ્કાર વિધિ મુજબનો કે મનફાવતો?

(પ્રશ્ન)-વિધિ મુજબનો જ. મનફાવતા સંસ્કારથી કોઈ વસ્તુ માન્ય થઈ શકતી નથી.

(ઉત્તર)-જો વિધિ મુજબનો જ સંસ્કાર માનવો હોય તો પહેલી પાંચમને ચોથનો સંસ્કાર તમારાથી કદાપિ નહિ કરી શકાય. અને એ જ રીતે પહેલી પુનમને ચૌદશનો સંસ્કાર પણ નહિ કરી શકાય. ક્ષયે પૂર્વાવાળા નિયમની વિધિથી જો તમે સંસ્કાર કરવાનું કહેતા હો, તો તે નિયમથી અને તેને અનુસરતા શાસ્ત્રના બીજા પાઠોથી એ સિદ્ધ થઈ ચુક્યું છે કે-'ક્ષયવૃદ્ધિના પ્રસંગે ક્ષીણતિથિ પૂર્વમાં સમાપ્ત થાય છે

માટે પૂર્વતિથિએ તેની આરાધના કરવી, અને વૃદ્ધિતિથિ બીજે દિવસે સમાપ્ત થાય છે માટે એની આરાધના બીજે દિવસે કરવી. જે દિવસે જે તિથિની સમાપ્તિ થતી ન હોય તે દિવસે તે તિથિ કરાય જ નહિ.' તો હવે તમે બીજી કઇ વિધિથી એવો સંસ્કાર કરી શકો છો ?

(પ્રશ્ન)–બીજી તો કોઈ વિધિ નથી.

(ઉત્તર)-તો તમારો સંસ્કાર મનસ્વી જ ઠરે છે. જે દિવસે જે તિથિ ન હોય તે દિવસે તેનો સંસ્કાર કરવો, એ તો એક સામાન્ય બુદ્ધિમાં પણ ન ઉતરે તેવી બીના છે. એવા સંસ્કારથી જો વસ્તુ ફરી જતી હોય અને આપણું ધાર્યુ થતું હોય, તો ચૌદશના ક્ષયે પુનમને દિવસે પક્ખિ કરવાનું કહેનારા પણ એમ જ કહેશે કે–'અમે પુનમને દિવસે ચૌદશનો સંસ્કાર કરીશું'? પાંચમ અથવા પુનમ–અમાસે ચોથ અથવા ચૌદશ માનવામાં તમારા કલ્પિત સંસ્કારના બળે જો તમને મૃષાવાદ ન લાગે, તો પછી તેને મૃષાવાદીપણાનો દોષ શી રીતે આપી શકશો ? માટે તમારી આ વાતમાં પણ કાંઈ જ માલ નથી.

## અનધિકૃત સંસ્કાર.

અહીં તમે પાંચમ અને પૂનમ–અમાસની વૃદ્ધિએ પહેલી પાંચમ અને પહેલી પૂનમ–અમાસને ચોથ અને ચૌદશનો જે સંસ્કાર કરવાનું કહો છો, તે અધિકાર વિનાનો હોઇ હોળીના રાજા જેવો છે. એ જ વસ્તુ તમારે ક્ષયના પ્રસંગમાં પણ સમજી રાખવી જોઈએ. એટલે કે–'પાંચમ

અને પૂનમ-અમાસના ક્ષયે ત્રીજ અને તેરસને તમે ચોથ અને ચૌદશનો સંસ્કાર કરો તે પણ અનધિકૃત જ છે.'

## અધિકૃત સંસ્કાર.

(પ્રશ્ન)-ત્યારે વિધિપૂર્વકનો અધિકૃત સંસ્કાર કયો ?

(ઉત્તર)-વિધિપૂર્વકનો અધિકૃત સંસ્કાર એ જ છે કે-જ્યારે ચોથનો ક્ષય હોય ત્યારે ત્રીજને ચોથનો અને ચૌદશનો ક્ષય હોય ત્યારે તેરસને ચૌદશનો સંસ્કાર આપવો. જ્યારે બે ચોથ હોય ત્યારે બીજી ચોથને સંવત્સરીનો સંસ્કાર આપવો, જ્યારે ચૌદશ બે હોય ત્યારે બીજી ચૌદશને પાક્ષિક અને ચાતુર્માસીક હોય તો ચાતુર્માસીક સંસ્કાર આપવો, એ જ અધિકૃત સંસ્કાર છે.

(પ્રશ્ન)-પણ સંવત્સરીની ચોથ પાંચમથી એક જ દિવસ પહેલાં આવવો જોઇએ એ તો ખરૂં ને ?

(ઉત્તર)-એટલે શું કહેવા માગો છો ?

## ' अणागय चउत्थी '

(પ્રશ્ન)-વાત એમ છે કે-શ્રી કાલિકસૂરિ મહારાજે પ્રતિષ્ઠાનપુરના શાલિવાહન રાજાની વિનંતિથી પાંચમને બદલે ચોથે સંવત્સરી પ્રવર્તાવી. શ્રી નિશીથચુર્ણિ દશમા ઉદ્દેશમાં લખ્યું છે કે-

"[૭૧]ઉજ્જૈનીથી વિહાર કરીને શ્રી કાલકસૂરી મહારાજ

૭૧-" विहरंता पतिट्ठाणं नगरंतेण पट्ठिता, पतिट्ठाणसमणसंघस्स य अज्जकालगेहिं संदिट्ठं-'जावऽहं आगच्छामि ताव

પ્રતિષ્ઠાનપુર નગરમાં જવા નીકળ્યા. તેમણે શ્રી સંઘને કહેવડાવ્યું કે–મારા આવતા સુધી પર્યુષણા કરશો નહિ. ગુરૂ ત્યાં આવ્યા. ત્યાં શાલિવાહન નામના શ્રાવક રાજા હતા. તેમણે અને સંઘે ગુરૂનો સત્કાર કર્યો. ગુરૂએ આવીને પાંચમે પર્યુષણા કરવાનું જણાવ્યું. તે શ્રમણ સંઘે સ્વીકાર્યું રાજાએ વિનંતિ કરી કે–'તે દિવસે મારે લોક યાત્રાનું કારણ છે, સાધુઓની અને ચૈત્યની મારાથી ઉપાસના થઈ શકશે નહિ. માટે છઠ કરો તો સારૂં.' ગુરૂએ જણાવ્યું કે–'લંઘવી તો કલ્પે નહિ.' ત્યારે રાજાએ કહ્યું કે–'તો અનાગત ચોથે રાખો.' આચાર્ય મહારાજે કહ્યું કે ભલે એમ થાઓ,' એમ કહી ચોથે પર્યુષણા કરી. આ પ્રમાણે યુગપ્રધાને કારણે ચોથ પ્રવર્તાવી છે અને તે સકળ સંઘે માન્ય રાખી છે." શ્રી બૃહદ્ વિચારાદિ શાસ્ત્રોમાં પણ આને મળતા

---

तुब्मेहिं णी पज्जोसवियव्वं। तत्थ य सालवाहणो राया। सो य सावगो। सो य कालगज्जं इंतं सोऊण णिग्गओ अभिमुहो समणसंघो य। महाविभूई पविट्ठो कालगज्जो। पविट्ठेहि य भणियं–'भद्दवयसुद्धपंचमीए पज्जोसविज्जइ'। समणसंघेण पडिवण्णं। ताहे रण्णा भणियं–'तद्दिवसं मम लोगाणुवत्तीए इंदो अणुजाणेयव्वो होहि त्ति साहू चेइए न पज्जुवासिस्सं तो छट्ठीए पज्जोसवणा किज्जउ।' आयरिएहिं भणियं–'ण वट्टति अतिकामेउं।' ताहे रण्णा भणियं–'ता अणागयचउत्थीए पज्जोसविज्जति।' आयरिएहिं भणियं–'एवं भवउ'। ताहे चउत्थीए पज्जोसवियं। एवं जुगप्पहाणेहिं कारणे चउत्थी पवत्तिआ। सा चेव अणुमता सव्वसाहूणं।' इति श्री निशीथचूर्णि दशमोद्देशके।" (मुद्रित कल्पदीपिका नवम व्याख्यान)

ઉલ્લેખો છે. એ બધામાં 'અનાગત' શબ્દ પડેલો છે, તે બતાવી આપે છે કે–પાંચમથી 'અનન્તર' પૂર્વે જ ચોથ જોઇએ. જો પાંચમનો વૃદ્ધિમાં સંવત્સરીની ચોથ ન પલટાવીએ તો તે એકને બદલે બે દિવસ પહેલાં ચાલી જાય છે. તેમ થવાથી તે પાંચમની પૂર્વે 'અનન્તર' રહેતી નથી પણ વચમાં પહેલી પાંચમનું અંતર પડી જાય છે.

(ઉત્તર)–તમોએ આપેલા પાઠમાં 'अणागय' શબ્દ પડયો છે, પણ 'અનંતર' શબ્દ પડયો નથી.

(પ્રશ્ન)–'अणागय' શબ્દનો અર્થ જ અમે અનંતર કરીએ છીએ. તેમ કહેવું શાસ્ત્રકારને જો ઇષ્ટ ન હોત તો રાજાએ જે છઠને દિવસે પર્યુષણા કરવાની વિનંતી કરી તેને પણ अणागत વિશેષણ આપત.

## अणागयની સાર્થકતા.

(ઉત્તર)–તમારી વાત ખરી છે. તમે આવો અર્થ ઘટાવો છો તેથી જ તમને મુંઝવણ થઇ છે, પણ બરાબર વિચારો એટલે તે નીકળી જશે. 'अणागत' શબ્દનો અર્થ તમે જે દ્રષ્ટિએ અનંતર પૂર્વે કહેવા માગો છો તેવો નથી, પણ ' પાંચમ પહેલાં નહિ આવેલી 'चउत्थीए' એટલે ચોથે એવો અર્થ છે. છઠને તે વિશેષણ નથી આપ્યું તેનું કારણ એ છે કે–તે તિથિ કાંઈ પાંચમ પહેલાં આવનારી તિથિ નથી પણ પાંચમ પછી જ આવનારી છે. જો તે પાંચમ પહેલાં આવનારી હોત તો પાંચમ પહેલાં હજી નહિ આવેલી ' જણાવવા માટે તેને પણ अणागय વિશેષણ જરૂર આપત.

આ દ્રષ્ટિએ તમે અર્થ વિચારો. તમારો ભ્રમ પણ ભાગી જશે અને 'અનન્તર પૂર્વે' કહેવાની તમને જરૂર નહિ પડે.

## " अणागय " શબ્દનો કોષમાં અર્થ.

જૂઓ અભિધાન રાજેન્દ્ર ભા. ૧, પૃ. ૩૦૭ માં अणागत (य) નો અર્થ–" त्रि. न आगतोऽनागतः । वर्तमानत्वं अप्राप्ते भविष्यति, स्था. ३. ठा ४ उ." છે. શબ્દચિંતામણિમાં " अनागत (न आगत,–त्रि. तः ता. तं. ૧–નહિ આવેલ, ૨–ભાવિ." પાઇયસદ્દમહણ્ણવ કોષમાં " अणागय–पुं (अनागत) ૧–ભવિષ્યકાળ " એ પ્રમાણે આપ્યો છે.

આ ઉપરથી સમજી શકાશે કે–અણાગયનો અનન્તર અર્થ થઇ શકે નહિ.

## તમારી વાતનો વધુ વિચાર.

આ દીવા જેવી વાત ઉપર જો કે હવે વધુ ચર્ચા કરવાની આવશ્યક્તા નથી, છતાં તમારી કલ્પના પ્રમાણે તમે જે તર્કો દોડાવો છો તે કેટલા ગેરસમજભરેલા છે તે જણાવવા માટેજ તમારી વાત ઉપર વધુ વિચાર કરીએ છીએ. ચોથ અને પાંચમની વચ્ચે જો બીજી કોઇ ત્રીજ કે છઠ વિગેરે ઘુસી ગઈ હોત તો તમારી શંકા હજી યે વ્યાજબી ગણાત. પણ તમને ખબર છે કે–ચોથ અને પછી બે પાંચમો આવી છે, તેમાં ચોથ–પાંચમ વચ્ચે બીજી કોઇ તિથિ ઘુસી ગઈ નથી. તમો જો એ બ્હીકે ઉદયતિથિ ચોથ વિરાધતા હો તો અમારી તમને ભલામણ છે કે–તમારી એ

બ્હીક ખોટી છે, ફોકટ વિરાધો નહિ. આપણે સંવત્સરીની ચોથ જે પાંચમ પહેલાં જોઇએ છે તે પાંચમ પહેલાંજ છે. તમે કહેશો કે–'વચમાં એક પાંચમ આવી ગઇ ને?' પણ અમે તમને પૂછીએ છીએ કે–' પહેલી પાંચમ અને બીજી પાંચમ એટલે શું ? કહેવું જ પડશે કે–'પાંચમ' સાઠ ઘડી કરતાં પણ વધી ગઈ તેથી બે દિવસ સૂર્યોદયમાં આવી પણ તિથિ તો એક જ છે. આપણે સમાપ્તિવાળો ઉદય પ્રમાણ માનીએ છીએ તેથી પાંચમનું અનુષ્ઠાન કરવા માટે બીજી પાંચમને અંગીકાર કરીએ છીએ. એથી પહેલી પાંચમ પાંચમને બદલે બીજીજ કોઇ તિથિ છે એવું તો આપણે નથી જ કહેતા. તો હવે ચોથ અને બીજી પાંચમ વચ્ચે પહેલી પાંચમ આવી ગઈ તેની આટલી બધી ખોટી મુંઝવણ શું કામ ઉભી કરો છો ?

## અનન્તર પૂર્વનો ખૂલાસો.

તમને એક દાખલો આપું. ભગવાનના નિર્વાણની રાત્રિના સવારેજ શ્રી ગૌતમસ્વામિને કેવલજ્ઞાન થયું, નિર્વાણ અમાસે અને કેવળજ્ઞાન એકમે. નિર્વાણથી અમાસે દિવાળી થઇ અને એકમે બેસતું વર્ષ થયું. આ બેની વચ્ચે અંતર ન જોઇએ એ તો નક્કી છે ને ? પણ વાચકવર્ય શ્રી ઉમાસ્વાતિ મહારાજના વચનથી લોક કરે તે દિવાળીએ જ્યારે નિર્વાણકલ્યાણક કરવાનું આપણે માટે નિશ્ચિત થયું, ત્યારે દિવાળી અને બેસતા વર્ષ વચ્ચે શું આંતરૂં નથી પડતું ? પડે જ છે. ઘણી વખત લોકો ચૌદશે દિવાળી કરે છે ત્યારે આપણે પણ

કરીએ છીએ. આ ચૌદશ અને બેસતા વર્ષની એકમ વચ્ચે ખાસું એક અમાસનું આંતરૂં પડી ગયું. ત્યાં તમે 'વચમાં આંતરૂં ન જોઇએ' એ દલીલ કરીને અમાસે દિવાળી કેમ કરતા નથી ? અથવા ચૌદશે દિવાળી કરો તો અમાસે બેસતું વર્ષ કેમ બેસાડતા નથી ? દિવાળી અને બેસતા વર્ષ વચ્ચે અમાસ જેવું એક વિજાતીય અંતર તમે ચલાવી લો છો, તેમાં તમને કશી હરકત લાગતી નથી; અને ચોથ-પાંચમ વચ્ચે જ્યાં વિજાતીય આંતરૂં તલ માત્ર નથી ત્યાં તમે પહેલી પાંચમના આંતરાને સહન કરી શકતા નથી-તમને તે હરકત કરે છે, એથી અમને અજાયબી થાય છે. જેમ ત્યાં શ્રી ઉમાસ્વાતિ મહારાજના વચન પ્રમાણે દિવાળી કરતાં વચમાં અમાસ ખાલી રહે તે બાધક નથી, તેમ અહીં પણ 'वृद्धौ...उत्तरा' એ શ્રી ઉમાસ્વાતિ મહારાજના વચન પ્રમાણે પાંચમની વૃદ્ધિએ બીજી પાંચમને દિવસે પાંચમનું કાર્ય કરતાં, સંવત્સરીની ચોથ અને બીજી પાંચમ વચ્ચે એક પહેલી પાંચમ ખાલી રહે તેની કશીજ હરકત નથી. શાસ્ત્રમાં પાંચમ પહેલાં ચોથ જોઇએ એમ કહ્યું છે, પરંતુ 'તમે જે દિવસે પાંચમ પર્વતિથિ કરો તે દિવસથી અનન્તર પૂર્વે જોઇએ' એમ કહ્યું નથી. જો એમ ન હોત તો આ શાસ્ત્રમાં અને અન્યત્ર પણ ભાદરવા શુદ પાંચમના ક્ષયને ચોથમાં સમાવી દેવાનું શાસ્ત્રકાર ન જણાવત. ત્યાં તો પાંચમ પર્વતિથિ જૂદી રહેતીજ નથી. ત્યાં તમે ચોથને અનન્તર પૂર્વે શી રીતે લાવી શકશો ? માટે તમે જે અનન્તર પૂર્વે' કલ્પો છો તે ખોટું છે. તત્ત્વ એટલુંજ છે કે-

ચોથ પાંચમ પહેલાં આવવી જોઇએ, અર્થાત્ ચોથની સમાપ્તિ થાય કે તુરત પાંચમનાં ઘઠી–પળ શરૂ થઈ જવાં જોઈએ. એની વચમાં આંતરૂં જોઇએ નહિ. આ જાતનું તમે જો 'અનન્તર પૂર્વે' કહેવા માગતા હોય તો તે શાસ્ત્રાનુકૂળ છે. ચોથને આવું અનન્તરપૂર્વપણું જેવું આખી પાંચમના વખતે હોય છે, તેવું પાંચમના ક્ષય અને વૃદ્ધિ પ્રસંગે પણ હોય છે જ. પાંચમનો ક્ષય થયો એટલે તે ટુંકી થવાથી બીજે દિવસે ઉદયમાં નથી આવી એટલુંજ થયું છે, કિન્તુ ચોથની સમાપ્તિ પછી તરત તેનો ભોગ તો શરૂ થઈજ ગયેલો છે. એ જ પ્રમાણે પાંચમની વૃદ્ધિ થઇ એટલે તે વધી જવાથી બે દિવસ સૂર્યોદયમાં આવી એટલું થયું, પણ તેનો યે ભોગ તો ચોથની સમાપ્તિ પછી ચાલુ થઇજ ગયો છે.

## વિવક્ષાની કસોટી.

હવે તમોએ જે 'અનન્તર પૂર્વે' અર્થ કર્યો છે તે અર્થ એક રીતે બરાબર છે, છતાં તમોએ કલ્પેલી વિવક્ષા બરાબર નથી. એ જ વસ્તુને હજુ ન્યાયની કસોટી ઉપર ચઢાવીને તમને દેખાડી આપીએ છીએ. 'અનન્તર પૂર્વે' એટલે તમે એજ કહેવા માગો છો કે–એક વસ્તુ બીજી વસ્તુની પહેલાં એવી રીતે હોવી જોઇએ કે વચમાં અંતર ન હોય. આમાં તમે 'અનન્તર' એટલે શું કહેવા માગો છો ? એક 'અ' નામની વસ્તુના પહેલા અવયવ અને બીજી 'બ' નામની વસ્તુના પહેલા અવયવ વચ્ચે કાંઇ પણ અંતર ન હોવું તે ? કે 'અ' ના છેલ્લા અવયવ અને

'બ' ના છેલ્લા અવયવ વચ્ચે અંતર ન હોવું તે? કે 'અ' ના પહેલા અવયવ અને 'બ' ના છેલ્લા અવયવ વચ્ચે અંતર ન હોવું તે? કે 'અ' ના છેલ્લા અને 'બ' ના પહેલા અવયવ વચ્ચે અંતર ન હોવું તે? 'અનંતર'નું સ્વરૂપ કહેવા માટે આ ચાર વિકલ્પો ઉઠી શકે છે. તેમાંથી તમે કયો વિકલ્પ સ્વીકારશો? પહેલા ત્રણ વિકલ્પો પ્રમાણે જો તમે અનન્તર કહેવા માગશો તો તમારી વિવક્ષા ન્યાયની કસોટીમાં ખોટી ઠરે છે, કેમકે–તેવું અનંતર તમે કોઇમાં પણ ઘટાવી શકશો નહિ, કારણ કે–પોતાના જ બાકીના અવયવોનું વચમાં અંતર પડશે. એ દ્રષ્ટિએ તમે પાંચમને દિવસે ચોથ પલટાવશો અથવા ત્રીજને દિવસે ચોથ પલટાવશો, તો પણ પાંચમથી ચોથ અનન્તર પૂર્વે થઇ શકશે નહિ. ચોથના પહેલા અવયવ અને પાંચમના પહેલા અવયવ વચ્ચે ચોથના બીજાથી છેલ્લા સુધીના ઘણા અવયવો પડ્યા છે. ચોથના છેલ્લા અવયવ અને પાંચમના છેલ્લા અવયવ વચ્ચે પાંચમના પહેલાથી ઉપાંત્ય સુધીના ઘણા અવયવો પડ્યા છે, અને ચોથના પહેલા અવયવથી પાંચમના છેલ્લા અવયવ સુધીમાં પણ ચોથ તથા પાંચમ બન્નેના બાકી રહેલા ઘણા અવયવોનું અંતર પડેલું છે. ત્યારે છેવટ તમારે ચોથો વિકલ્પ જ સ્વીકારવો પડશે. એટલે કે–ચોથના છેલ્લા અવયવ અને પાંચમના પહેલા અવયવ વચ્ચે કાંઇ પણ અંતર હોવું જોઇએ નહિ. તો હવે તમારાથી પહેલી પાંચમનું વચમાં આંતરૂં રહી જાય તો પણ તે કારણથી ચોથ પાંચમની અનંતર પૂર્વે નથી એમ નહિ કહી શકાય, કારણ

કે-ચોથના છેલ્લા અવયવ અને પાંચમના પહેલા અવયવ વચ્ચે કશું જ અંતર નથી. વસ્તુ આટલી બધી સ્પષ્ટ હોવા છતાં પાંચમની ક્ષયવૃદ્ધિએ ચોથ પલટાવવાનો જો આગ્રહ સેવાય તો તે ઘણો જ અનિષ્ટ અને અહિતકર છે, એવું કોઈ પણ સહૃદયને લાગ્યા વિના નહિ રહે.

## અઠ્ઠમ કેમ કરવો ?

(પ્રશ્ન)-તમોએ લંબાણથી વસ્તુ ખૂબ સમજાવી. એ ઉપરથી સિદ્ધ થઇ જાય છે કે-અનંતરપૂર્વપણું ચોથ અને પાંચમની આરાધના વચ્ચે લેવાનું નથી, પણ ચોથ-પાંચમ તિથિ વચ્ચે લેવાનું છે. પાંચમની આરાધના તો જો તે આખી હોય તો ચોથ પછી બીજે દિવસે થાય, ક્ષય હોય તો ચોથમાં મળી જાય, વૃદ્ધિ હોય તો વચમાં પહેલી પાંચમ ખાલી રહીને બીજી પાંચમે થાય. આવી શાસ્ત્ર અને યુક્તિ-સિદ્ધ વાતમાં શંકા કરવી તે સૂર્યની હયાતીમાં શંકા કરવા બરાબર છે. હવે હું એ પૂછવા માગું છું કે-શ્રી હીરપ્રશ્નમાં મૂખ્યવૃત્તિએ જે ત્રીજ-ચોથ-પાંચમનો અઠ્ઠમ કરવા લખ્યું છે, તે તમે પહેલી પાંચમને વચમાં ખાલી રાખશો તો શી રીતે થશે ?

(ઉત્તર)-ભાગ્યવાન ! આવી નિર્માલ્ય શંકાઓ શું કામ કરો છો ? તે જે કહ્યું છે તે તો આખી પાંચમ હોય તેને માટે કહ્યું છે. તમે જો એ પાઠને સર્વ પ્રસંગ માટે પકડશો તો તમને બકરૂં કાઢતાં ઉંટ પેસાડવા જેવું થશે. એ જ શ્રી હીરપ્રશ્નમાં ક્ષીણપંચમીનો તપ પૂર્વતિથિમાં

ગ્રહણ કરવા જણાવ્યું છે. ત્યાં તમે ત્રીજ-ચોથ-પાંચમના અઠ્ઠમને શી રીતે ઘટાવશો? ત્યારે સમજો કે-એ પાઠની મતલબ તો એ છે કે-(૧) જ્યારે પાંચમ આખી હોય ત્યારે સૂખ્યવૃત્તિએ ત્રીજ-ચોથ-પાંચમનો અઠ્ઠમ કરીને પાંચમનો જ્ઞાનતપ અઠ્ઠમ ભેગો લઇ લેવો અને કદાપી બીજ-ત્રીજ-ચોથનો અઠ્ઠમ કરો તો પાંચમનું એકાસણું થાય તો કરવું, નહિ તો ફરજ નથી. (૨) પાંચમનો ક્ષય હોય ત્યારે તો બીજ-ત્રીજ-ચોથનો અઠ્ઠમ કરીને પાંચમનો તપ ભેગો જ સમાવી દેવો. (૩) પણ પાંચમની જ્યારે વૃદ્ધિ હોય ત્યારે બીજ-ત્રીજ-ચોથનો અઠ્ઠમ કરવો. પહેલી પાંચમનું પારણું થઇ, બીજી પાંચમે જ્ઞાનપંચમીનો તપ જૂદો કરવો.

## પચાસ-સીત્તેર દિવસ.

(પ્રશ્ન)-સિદ્ધાંત તો પચાસ-સીત્તેર દિવસો મેળવવાનો છે. ઉદયતિથિ સ્વીકારતાં તેનો શું ભંગ થતો નથી?

(ઉતર)-તમે જો દિવસોની વાત કરીને એકને સિદ્ધાંતવાદ અને બીજાને તિથિવાદનું નામ આપી જૂદા પાડવા માગતા હોય તો તે તદ્દન ગલત છે. આ વાત અમે પાછળ ગાથા ૫ .ની ટીકામાં પણ જણાવી ગયા છીએ. એમ કહો કે-સંવચ્છરીના દિવસે પાછલી ચોમાસીથી પચાસ દિવસ થવા જોઇએ. અને તે દિવસથી આગલી ચોમાસી સુધી સીત્તેર દિવસો થવા જોઇએ. આ દિવસો તિથિભોગને હિસાબે ગણવાના છે પણ વાર પ્રમાણે ગણવાના નથી, તે પણ અમે પાછળ સમજાવી ગયા છીએ. હવે પાંચમના ક્ષયે ત્રીજે

સંવત્સરી માનવામાં જેમ તમારે પચાસને બદલે ઓગણ-પચાસ દિવસો થતા હતા અને આગળ સીત્તેરને બદલે ઈકોતેર દિવસો થતા હતા તથા સંવત્સરીની તિથિ ઉડી જતી હતી, તેમ પાંચમની વૃદ્ધિએ પહેલી પાંચમે સંવત્સરી કરવામાં પણ તમારે પચાસને બદલે એકાવન દિવસો થશે અને આગળ સીત્તેરને બદલે અગણોતેર દિવસો થશે; કેમકે-ચોથની તિથિ જે પચાસમો દિવસ આવતી હતી, તેને લંઘીને તમે પાંચમતિથિ લીધી, તે એકાવનમો દિવસ છે. અહીં એક દિવસ વધવાથી આગળ એક દિવસ ઓછો થશે. પાંચમ તો ગણાઇ ગઈ છે, એટલે છઠથી ગણતાં કાર્તિક ચોમાસીનો દિવસ અગણોતેરમો આવ્યો, અને ચોથની તિથિ તો અહીં પણ ચૂકયા. અમે તો બરાબર ચોથતિથિ અંગીકાર કરતા હોવાથી, જેમ પાંચમના ક્ષયમાં પણ પચાસ અને સીત્તેર દિવસો મળી રહ્યા હતા તેમ અહીં પણ પચાસ અને સીત્તેર દિવસો બરાબર મળી રહે છે. અને અમારે પાંચમની વૃદ્ધિની અસર ત્રીજ કે ચોથ ઉપર નહિ પડતી હોવાથી તિથિ પણ બરાબર સચવાઇ રહે છે. આથી ઉદય તિથિ સ્વીકારતાં અમારે ભંગ થતો નથી, પણ નહિ સ્વીકારતાં તમારે થાય છે.

## મૃષાવાદ તજો.

(પ્રશ્ન)-પાંચમની વૃદ્ધિએ ચોથની વૃદ્ધિ સ્વીકારવાથી દોષો તો ઘણા આવે છે !

(ઉત્તર)-દોષો ઘણા આવે છે માટે જ તે નહિ સ્વી-

કારવી જોઈએ. વિશેષ પાંચમ પર્વતિથિ છે એની વૃદ્ધિ તમને ખટકે છે ને?

(પ્રશ્ન)-હા.

(ઉત્તર)-અને તેથી જ તમે તેને બદલે ચોથની વૃદ્ધિ કહેવા માગો છો ને?

(પ્રશ્ન)-હા, એમજ છે,

(ઉત્તર)-ત્યારે શું ચોથ એ પણ પર્વતિથિ નથી?

(પ્રશ્ન)-છે, અને તે પણ પાંચમ કરતાં મોટી પર્વતિથિ છે.

(ઉત્તર)-અને તેની વૃદ્ધિ કરીને તમે સંવત્સરી-કૃત્ય તો બીજી ચોથે જ કરવાના અને પહેલી ચોથને તો ફલ્ગુ જ માનવાનાને?

(પ્રશ્ન)-હા, એમ જ માનવાના.

(ઉત્તર)-અરે મહાનુભાવ! ચોથ જેવી પર્વતિથિની વૃદ્ધિ નહિ હોવા છતાં તમે આટલું બધું કરો છો, ત્યારે તેના કરતાં પાંચમની વૃદ્ધિ જે છે તેને જ પહેલી-બીજી રાખો ને? નાહક સત્યવાદ છોડીને મિથ્યાવાદ શું કામ કરવો? ચોથની વૃદ્ધિ હોય નહિ છતાં કહેવી અને પહેલી-બીજી કરવી એ કેવળ મૃષાવાદ જ છે.

## રૂઢી અને યુકિતથી વિરૂદ્ધ.

(પ્રશ્ન)-તો પછી પાંચમની વૃદ્ધિએ ત્રીજની વૃદ્ધિ માનનાર માટે પણ એ જ હાલત છે. તેને તમે વિશેષ શું કહેવા માગો છો?

(ઉત્તર)–તેને પણ એ જ કહેવાનું કે–' પાછળ બતાવ્યા પ્રમાણે તમારી માન્યતામાં ઘણા જ દોષો આવે છે. પાંમમને બદલે ત્રીજની વૃદ્ધિ નહિ હોવા છતાં તે અંગીકાર કરવી તેમાં પણ ભયંકર મૃષાવાદ છે, માટે તે તજી દઈને શાસ્ત્રાનુસારિ સત્ય માન્યતા કરો.' તમે પાંચમ પર્વતિથિ છે તેથી તેની વૃદ્ધિ હોવા છતાં માનવાનું ના કહો છો અને તેને બદલે તેની પૂર્વે ચોથ પ્રબલ પર્વતિથિ હોવાથી તેની વૃદ્ધિ ન થઈ શકે એવો મત ધરાવી ત્રીજની વૃદ્ધિ કરો છો, તે રૂઢિથી કે યુક્તિથી? જો રૂઢિથી કહેશો તો હાલની રૂઢિ પાંચમની વૃદ્ધિએ ત્રીજની વૃદ્ધિ કરવાની તો નથી જ, વધારે નહિ તો ત્રણ–ચાર પેઢીથી પણ જો આખી સમાજમાં એકમતે ચાલતું હોય, તો તેને આપણે ખરી કે ખોટી પણ રૂઢિનું નામ આપી શકીએ. ભાદરવા શુદ પાંચમની ક્ષયવૃદ્ધિએ ત્રીજની ક્ષયવૃદ્ધિ કરવાનું તમારા શિવાય પૂર્વેનો કોઈ પણ પેઢીથી ચાલતું આવ્યું નથી અને તમારૂં કરેલું પણ આખા ગચ્છમાં કદી એકમત થયું નથી. પછી તેને રૂઢી કે પરંપરા તરીકે પણ શી રીતે ઓળખાવાય? આખા ગચ્છમાંથી અત્યારે તમે જે કરી લો તેને રૂઢી કે પરંપરાનું નામ આપો, તે દ્રવ્ય અને ભાવથી જે દેખતો મનુષ્ય હશે તે તો કોઇ નહિ જ માને.

ત્યારે જો યુક્તિથી તેમ કરવાનું તમે કહેતા હોય કે–'પૂનમ–અમાસની ક્ષયવૃદ્ધિએ તેરસની ક્ષયવૃદ્ધિ થાય છે, માટે ભાદરવા શુદ પાંચમની ક્ષયવૃદ્ધિએ ત્રીજની ક્ષયવૃદ્ધિ થવી જોઈએ.' તો તમારી એ યુક્તિ પ્રમાણે પાછળ બતાવ્યું

છે તેમ બીજી પણ જોડાજોડ આવતી અનેક પર્વતિથિઓમાં તમારે પૂર્વતર-પૂર્વતરની જ ક્ષયવૃદ્ધિ માનવી પડશે; જે માનવાથી તમને પાછળ આપેલા અવ્યવસ્થાજનક બે ભયંકર અનવસ્થા દોષો આવશે. એક દાખલા તરીકે વિચાર કરવાથી જણાશે કે-પાછળ જણાવ્યા મુજબ જ્યારે વૈશાખ શુદ પૂનમની ક્ષયવૃદ્ધિ હશે, ત્યારે તમારે વૈશાખ શુદ ૬ નો ક્ષય અને વૃદ્ધિ બનાવી બધી ઉદયતિથિઓને ફેરવવી પડશે, અને તે તદ્દન શાસ્ત્રવિરૂદ્ધ છે, માટે રૂઢી તથા યુક્તિથી વિરૂદ્ધ ભાદરવા શુદ પાંચમની ક્ષયવૃદ્ધિએ ત્રીજની ક્ષયવૃદ્ધિ કરી ચોથ પલટાવવી, તે પણ સત્યવાદને છોઠી મિથ્યાવાદને ભજવા બરાબર છે.

## માસવૃદ્ધિ માફક તિથિવૃદ્ધિ પણ પચાવો.

ભાગ્યવાન્! ચોમાસી કે જે ફાગણ, આષાઢ અને કાર્તિક માસમાં થાય છે, સંવત્સરી કે જે ભાદરવા માસમાં થાય છે, એવાં માસપ્રતિબદ્ધ કાર્યોમાં જ્યારે માસવૃદ્ધિ થયેલી હોય, ત્યારે શાસ્ત્રની રીત પ્રમાણે આખા પ્રથમ માસને તમે નપુંસક માનીને બીજા માસમાં તે તે કાર્યો કરો છો. ત્યાં તમે તે માસને બદલે પૂર્વ કે પૂર્વતર મહિનાઓની વૃદ્ધિ માનતા નથી. આખા માસની વૃદ્ધિ જ્યારે તમને પચી શકે છે, ત્યારે એક તિથિની વૃદ્ધિ પચાવવી તમને કેમ આટલી બધી અઘરી લાગે છે? તે અમે સમજી શકતા નથી. શાસ્ત્રકારના નિયમ પ્રમાણે આખો માસ જેમ અભિવર્ધિત રહે છે અને બીજો માસ ઉપયોગમાં આવે છે, તેમ

વધેલી પંતિથિમાં પણ પહેલી અભિવર્ધિત તરીકે ગણાશે અને બીજી ઉપયોગમાં લેવાશે. ઉદયતિથિઓને વિરાધવાનું મહા પાપ વહોરવાની તમો પુણ્યશાલીઓને કાંઈ જરૂર નથી.

અભિવર્ધિત માસ સંબંધી ચર્ચા આ ગ્રન્થમાં આગળ ગાથા ૨૨ માં આવશે, તેમાં તેને લગતી શંકાઓનાં સમાધાન કરાશે જ, માટે અહીં વિશેષ કહેતા નથી.

પાંચમ અને પૂનમ-અમાસ પર્વતિથિઓ હોવા છતાં ચોથ-ચૌદશ તેના કરતાં પણ મોટી છે, એમાં તો તમે પણ ના પાડતા નથી. શાસ્ત્રવિધિ કે જેનો આદર કરવાથી પાછળ જણાવ્યા મુજબ બન્નેનું યોગ્ય માન જળવાય છે, તેનો તમે તમારી મતિકલ્પનાથી અનાદર કરીને જ્યારે એકલી પંચમી આદિનું માન જાળવવાની ધુનમાં ચોથ-ચૌદશના અપમાનની દરકાર કરતા નથી, ત્યારે શ્રી નિશીથભાષ્ય-ચૂર્ણિમાં પોતાની મતિકલ્પનાથી આજ્ઞાનો અનાદર કરવાથી, ભયંકર શીક્ષા પામેલા ગ્રામ્યલોકોનો એક કરૂણ પ્રસંગ જે વર્ણવેલો છે તે અમોને અહીં યાદ આવ્યા વિના રહેતો નથી. તે પ્રસંગ એવો છે કે—

## આજ્ઞાના અનાદર ઉપર ગ્રામલોકોનું દૃષ્ટાંત.

"[૭૨]ચંદ્રગુપ્ત રાજા થયા પછી 'એ મોરપોષક છે' એવું જે ક્ષત્રિયો જાણતા હતા, તેઓ તેમની આજ્ઞાનો પરાભવ

---

૭૨-"भत्तमदाणमडंते आणट्ठवणं पि छेत्तु वंसवती गविसण पत्त दरिसिते पुरिसवति सवालडहणं च" ॥ ( नि भा. उ. १६-४५ )

કરતા હતા. ચાણકયને ચિંતા થઇ કે–'આજ્ઞા વિનાનો રાજા કેવો ? તે આજ્ઞાતીક્ષ્ણ શી રીતે થાય ?' કાર્પટિકપણામાં ફરતાં ચાણાકયને એક ગામમાંથી ભોજન મળ્યું ન હતું. તે ગામમાં આંબા અને વાંસ ઘણા હતા. તેના ઉપર દ્વેષથી ચાણાકયે આજ્ઞાસ્થાપન માટે તે ગામ ઉપર એવો લેખ મોકલ્યો કે–' આંબા કાપીને વાંસની વાડ જલ્દી કરો.' તે ગામડીયાઓએ 'બરાબર લખ્યું નથી' એમ માનીને વાંસ કાપી નાખ્યા ને આંબાઓને વાડ કરી. ચાણાક્યે તપાસ કરાવી કે–' શું કર્યું છે ?' ત્યાં આવ્યો. ગ્રામલોકોને ઠપકો આપ્યો કે–' આ વાંસો તો ઘેરા વિગેરેમાં કામ લાગત. તમે એને કેમ કાપી નાખ્યા ?' લેખ બતાવ્યો. ' તમને કહ્યું

---

चूर्णिः–"चंदगुत्तो मोरपोसगोत्ति जे अभिजाणंति खत्तिया ते तस्स आणं परिभवंति। चाणक्कस्स चिंता–आणाहीणो केरिसो राया ? कहं आणातिक्खो होज्जत्ति। तस्स य चाणक्कस्स कप्पडियत्ते अडंतस्स एगम्मि गामे भत्तं न लद्धं, तत्थ य गामे बहू अंब वंसा य, तस्स य गामस्स पडिणिविट्ठेणं आणाठवणणिमित्तं लेहियं पेसियं इमेरिसं–'आम्रान् छित्वा वंशानां वृत्तिः शीघ्रं कार्येति,' ते हि य गामेयगेहिं दुल्लिहियं ति काउं वंसा छेत्तुं अंवाण वती कता। गवेसाविया चाणक्केण 'किं कतं'ति, आगतो, उवालद्धा–' एते वंसा रोधगादिसु उवउज्जंति कीस भे छिण्णं ?' दंसियं लेहचोरियं। 'अण्णं संदिट्ठं अण्णं चेव करेहि' त्ति डंडपत्ता, ततो तस्स गामस्स सबालवुड्ढेहिं पुरिसेहिं अधोसिरेहिं वत्तिं काउं सो गामो सव्वोदड्ढो। अण्णे भणंति सबालवुड्ढा तीए वतीए छोढुं दड्ढा ॥" (नि. चू. उ. १६, गा. ४५)

બીજું અને કર્યું બીજું માટે દંડપાત્ર છો.' તે પછી તેમણે એ ગામના બાલવૃદ્ધ સઘળાં પુરૂષોને નીચા મસ્તકે લટકાવી વાડ બનાવીને આખું ગામ બાળી નાખ્યું. બીજા એમ કહે છે કે-' એ વાડમાં જ બાલવૃદ્ધ સર્વને પૂરી બાળી નાખ્યા."

સ્વમતિકલ્પનાથી લૌકિક આજ્ઞાના અનાદરનું જ્યારે આટલું બધું ભયંકર પરિણામ આવે છે ત્યારે લોકોત્તર આજ્ઞાભંગનું કેવું ભયંકર પરિણામ આવે તે તમે સ્વયં વિચારો. આજ્ઞા સૌથી મહાન્ વસ્તુ છે. તે કોઈ પણ ભોગે જળવાવી જ જોઇએ એવો શ્રી શાસ્ત્રકાર મહારાજનો આગ્રહ છે. પાંચમ કે પૂનમ તથા અમાસ આદિની ખાતર ચોથ કે ચૌદશ આદિ ઉડાવવી તે જે ગ્રામલોકોએ પોતાની બુદ્ધિથી આંબા ખાતર વાંસડા કાપી નાખ્યા હતા તેના જેટલું ભૂલ ભરેલું છે. શાસ્ત્રકારની આજ્ઞા જ જ્યારે ઉદયમાં રહેલી ચોથ ચૌદશને અબાધિત રાખવાની છે, ત્યારે ' આંબા નહિ અને વાંસ કાપવા જોઇએ ' એવું ડહાપણ વાપરવું તે અયોગ્ય અને અનિષ્ટ જ છે. આથી પણ એ પૂરવાર થાય છે કે-પંચાંગમાં તિથિની ક્ષય કે વૃદ્ધિ થયેલી હોય, તેને બદલે બીજી તિથિની ક્ષય કે વૃદ્ધિ આપણાથી બીલકુલ કરી શકાય નહિ.

## માયાવી દલિલોથી બચો.

( પ્રશ્ન )-સંવચ્છરી પર્વની આરાધનાનો આદર્શ તો એ છે ને કે-' ક્ષમાપના કરી આત્માની શુદ્ધિ કરવી ?' બસ

પર્વતિથિઓના આવા ઉત્તમ આદર્શને આપણે અપનાવવો. એક દિવસ પહેલાં થાય કે પછી થાય તેની માથાફોડ શું કામ કરો છો? એથી મોક્ષ નજીક કે દૂર તો જતું નથી ને?

(ઉત્તર)–મહાનુભાવ! આદર્શને નામે હાલના જમાનામાં આવી દલીલો થાય છે, પણ ફક્ત તે ધર્મની આચરણા સામે થાય છે–લોકવ્યવહારમાં થતી નથી. ત્યાં જો એવી દલીલો કરતા હોય તો ખબર પડે કે–તે કેટલી માયાવી છે? કૉર્ટે કેસની તારીખ મુકરર કરી હોય, ત્યાં ઉપર આપી તેવી દલીલ કરનારો કોઈ પણ વકીલ કે સૉલીસીટર જન્મ્યો નથી. 'તારીખનો તો આદર્શ એ છે કે–કેસનું સ્વરૂપ કૉર્ટને સમજાવવું, બસ તેજ અપનાવવો, કૉર્ટમાં એક દિવસ પહેલાં કે પછી હાજર થવાની માથાફોડ શું કામ કરવી? એથી કૉર્ટ તરફેણમાં કે વિરૂદ્ધમાં ક્યાં જતી રહેવાની છે?' આવી દલીલ કરીને તમે શું કૉર્ટની તારીખનો તિરસ્કાર કરી શકો તેમ છો? નહિ જ. ખેડુત જેવા સાધારણ મનુષ્યો પણ એવી દલીલ કરવાની મૂર્ખાઈ નથી કરતા કે–'આપણે તો બી વાવવાનું કામ છેને? એક દિવસ વ્હેલું કે મોડું થશે તેમાં શું બગડી જવાનું છે? પાક તો જે થવાનો હશે તે થશે, કાંઈ પહેલું વાવવાથી વધારે અને પછી વાવવાથી ઓછો થઈ જવાનો નથી.' પોતાને ધર્મિષ્ઠ અને તત્ત્વજ્ઞાની માનનારા ધર્મ સેવવામાં જ્યારે આવી દલીલો કરે છે, ત્યારે તેઓ લોકોને છેતરવા માટે ફક્ત આડંબર બતાવનારા છે એમ માન્યા વિના છૂટકો થતો નથી.

## આધુનિક છેતરપીંડીના નમુના.

આધુનિક જમાનામાં ધર્મની શ્રદ્ધા તથા આચરણને શિથિલ બનાવવા માટે આવા તો તરેહવાર તરિક્કાઓ અજમાવાય છે. એક કહે છે કે-'આપણે શ્રી મહાવીર ભગવાનના અહિંસા-સિદ્ધાંતને માનીએ છીએ, પણ રાત્રીભોજન તથા કંદમૂળનો જે નિષેધ કરાય છે તે બરાબર નથી. એમ કરવાથી શરીરનું આરોગ્ય જળવાય નહિ અને તે વિના દેશનું કે ધર્મનું આપણાથી રક્ષણ થઇ શકે નહિ.' બીજો કહે છે કે-'સત્યનો સિદ્ધાંત સરસ છે, પણ તે 'હિતાહિતના વિચાર પૂર્વક શાસ્ત્રવચનને આધીન રહીને જ બોલવું જોઇએ' એમ નહિ, પણ આપણને ઠીક લાગે તે સ્વતંત્રતાથી કહેવું જોઇએ. પંક્તિગુલામીમાંથી આપણે આપણો ઉદ્ધાર કરવો જોઇએ.' ત્રીજો કહે છે કે-'સંયમ આપણે જરૂર માનીએ છીએ, ત્યાગ વિના આપણી સિદ્ધિ નથી, પરંતુ આપણી લક્ષ્મી અને વસ્તીનો હ્રાસ થઈ જાય તેમ નહિ કરવું જોઇએ, સાધુઓએ સંસાર-અસારતાના વૈરાગ્યોત્પાદક ઉપદેશો નહિ આપવા જોઇએ. સંસારનો ત્યાગ કરવા કરતાં સંસારમાં રહી સેવા બજાવવી એ મહાન્ ધર્મ છે. વિધવા યુવતિઓ સાથે ઘર માંડીને તેમનાં વૈધવ્ય-દુઃખને હરવાં જોઇએ.' ચોથો કહે છે કે-'શાસ્ત્રો આપણને માન્ય છે, પણ જમાનો આપણે જોવો જોઇએ. મતમતાંતરોએ દુનિયાને હેરાન કરી નાખી છે, આપણે તો લોક જેમાં રાજી રહે તે કરવું.' પાંચમો કહે છે કે-'તપશ્ચર્યા આત્મસિદ્ધિનું પરમ સાધન છે. પણ ભૂખ્યા રહેવું એનું નામ તપશ્ચર્યા નથી. મનને શાન્તિમાં

રાખવું જોઇએ. ભાવ થઈ જાય તે વખતે ખાઈ લેવામાં હરકત નથી, મનને દુર્ધ્યાન થાય તો ઉલ્ટું વધારે પાપ બંધાય.' છઠ્ઠો કહે છે કે-'ક્રિયાકાંડનો અમે ઇન્કાર કરતા નથી, પણ ભાવ વિના ક્રિયા કરવી નકામી છે. નિરસ ક્રિયાઓ કરવાથી શું ફાયદો? હૃદયના ભાવ છે તો બધું છે. મંદિર, મૂર્તિ વિગેરે નાહકની ધમાલો છે.'

દલીલોના નામે હાલના જમાનામાં કરાતી છેતરપીંડીઓના આ થોડા નમુના છે.

## છુપી નાસ્તિકતા.

જો તમે વિચાર કરશો તો તમને માલુમ પડશે કે-આ કહેનારાઓએ અહિંસા, સત્ય, સંયમ, શાસ્ત્ર, તપ, ક્રિયા માનવાની જે વાતો કરી છે તે દંભ માત્ર છે. અહિંસા વિગેરેને માનનારો, તે માનવાનું કહીને તેનું પાલન કરવાની રીતોનો કદી વિરોધ કરી શકે નહિ અને તેનું ખંડન કરનારી રીતોની હિમાયત કરી શકે નહિ. ઉપરની દલીલોમાં એજ કારવાઈ કરવામાં આવી છે. અહિંસાદિની જો શ્રદ્ધા હોત તો તેવું થાત નહિ. શાસ્ત્રકારો આવા વિચારોને ગુપ્ત નાસ્તિકતા રૂપે ઓળખાવે છે. આવા માણસોને ધર્મનું વાસ્તવિક જ્ઞાન કશું હોતું નથી. વિષયની પૂરી માહિતી વિના બોલવું એ સમાજનો ભયંકર દ્રોહ કરવા જેવું છે. જેટલું તમને જ્ઞાન હોય તેટલું તમે વિચારીને બોલો તો બુદ્ધિમાન મનુષ્યોને તેની કિમ્મત થશે. આપણે જાણીએ છીએ કે-' કાયદાની વાતમાં બોલનારાઓને તેની પંક્તિઓની ગુલામી સ્વીકારવી

જ પડે છે. સ્વતંત્રતા લઇને કોઈની બદનક્ષી થાય તેવું બોલી શકાતું નથી. કાયદાએ મનાઈ કરી હોય તેવાં ખાન, પાન, વેપાર–રોજગાર કે મોજશોખ મહાલી શકાતા નથી. કોઈના પૈસા કે સ્ત્રી ઉપર ત્રાપ મારી શકાતી નથી. પૈસા કે ભોજનના ભાવ કરી લીધાથી ત્રીજોરીમાં પૈસા અને પેટમાં ભોજન પહોંચી જતું નથી.' એટલે ઉપરની દલીલો કેવળ અધાર્મિક છે એ ચોકખું સમજાય તેવું છે. એનું વધુ વિવેચન કરવાનું આ સ્થાન નહિ હોવાથી અમે છોડી દઇએ છીએ. કાર્ય માત્રમાં દ્રવ્યાદિકની માફક કાળ પણ કારણ છે. બી પણ એના સમયે વવાયેલું ફળે. વૃક્ષાદિ પણ પોતાના સમયે ફળે. તેથી પૂર્વપુરૂષોએ નિયત કર્યા મુજબ જે પર્વતિથિનું કાર્ય જે દિવસે કરવાનું હોય તે તે દિવસે જ કરવું જોઇએ. એમાં 'એક દિવસ આઘું થાય તો શું અને પાછું થાય તો યે શું ?' એ મતલબની તમોએ જણાવેલી દલીલ કરવી નકામી છે.

## બહુમતવાદ !

(પ્રશ્ન)–છતાં બહુ લોક કરે તે પ્રમાણે આપણે કરવું જોઇએ ને ?

(ઉત્તર)–બહુ લોક કરે તે કરવું એવો જૈનમત નથી. જૈનમત તો એ છે કે–સુવિહિત શાસ્ત્ર જે કહે તે કરવું. જો લોક કહે તેમ કરવાનું હોય, તો પછી સમ્યગધર્મને છોડીને આપણે મિથ્યામતિઓના માર્ગને જ અંગીકાર કરવો રહ્યો. વાંચો શ્રી જ્ઞાનસારમાં ઉપાધ્યાયજી શ્રી યશોવિજય

ગણિ ફરમાવે છે કે-"[૭૩]જો લોકના આધારે ઘણાઓ કરે તે જ આપણે કરવા યોગ્ય હોય, તો મિથ્યાદૃષ્ટિઓનો ધર્મ કદી પણ તજવા યોગ્ય નહિ ગણાય." શ્રી યોગવિંશિકામાં શ્રી હરિભદ્રસૂરિ મહારાજા પણ ફરમાવે છે કે-"[૭૪]લોક જ અમારે પ્રમાણ છે' એવી શાસ્ત્રનિરપેક્ષ બુદ્ધિ તજી દઈને અને યોગ્ય સિદ્ધાન્તના સદ્‌ભાવને ધારણ કરીને ડાહ્યા મનુષ્યે ધર્મક્રિયામાં અતિ નિપૂણ બુદ્ધિપૂર્વક સમ્યગ્‌પ્રવર્તન કરવું જોઈએ."

આથી પૂરવાર થાય છે કે-શ્રી જૈનદર્શનમાં બહુમત-વાદને એવું સ્થાન આપવામાં નથી જ આવ્યું, કે જેથી આજ્ઞાસિદ્ધ ધર્મવાદને એક તલ માત્રે નકારી શકાય. તત્ત્વજ્ઞ અને ભવભીરૂ આત્માઓએ તો શાસ્ત્રસિદ્ધ આજ્ઞાને વિચાર પૂર્વક અનુસરવા તૈયાર રહેવું જોઈએ. પછી તે બહુમાં હોય કે અલ્પમાં હોય. કોરા બહુમતવાદથી ભૂલા પડવું જોઈએ નહિ.

## શાસ્ત્ર ઉંચાં ન મૂકાય.

(પ્રશ્ન)-શાસ્ત્રમાંયે કયાં એક વાત આવે છે? અક્ષર એના એ હોય, પણ તેનો અર્થ તમે એક કરતા હો તો

---

૭૩-" लोकमालम्ब्य कर्त्तव्यं कृतं बहुभिरेव चेत् । तदा मिथ्यादृशां धर्मो न त्याज्यः स्यात् कदाचन ॥ " ( श्री ज्ञान-सार २३-४ )

૭૪-" मुत्तूण लोगसन्नं उड्ढूण य साहुसमयसब्भावं । सम्मं पयट्टियव्वं बुहेण मइनिउणबुद्धीए ॥" (श्री योगविंशिका गाथा १६, पृ. ७७)

બીજા એથી વિરૂદ્ધ પણ કરતા હોય, ત્યાં શું થાય?

(ઉત્તર)–જૂઓ ભાઈ! કાયદાશાસ્ત્રોમાં યા વૈદકશાસ્ત્રોમાં પણ કાંઈ એક વાત આવતી નથી. અનેક વાતો ભિન્ન ભિન્ન પણ આવે છે. છતાં સાંગોપાંગ રહસ્યને જાણનારા વિચક્ષણ પુરૂષને તેથી કશો ગુંચવાડો થતો નથી. એજ રીતે શાસ્ત્રોને જો યથાસ્થિત વિચારવામાં આવે તો કશી જ ગુંચવણ ઉભી રહેવા પામશે નહિ. લૌકિક શાસ્ત્રોમાં હજી યે વિરોધ નડશે, પણ આ તો શ્રી સર્વજ્ઞ મહારાજનાં શાસ્ત્રો છે, તેમાં તેવા પ્રકારના કિલષ્ટ વિરોધો કદી દેખાશે નહિ. જેમ જગતમાં કાયદાની પોથીઓ કે આરોગ્યની પોથીઓ બાંધીને ઉંચી મૂકવી પાલવે નહિ, તેમ ધર્મમાં શાસ્ત્રોને પણ ઉંચાં મૂકવાં કદાપિ પાલવે તેમ નથી.

## અર્થનો ઉકેલ

તમે જે અર્થની તકરાર જણાવો છો, તે થવાનું કારણ તો એ છે કે–સૂત્રકારના સૂત્રને પકડનારા સઘળા જો એ સૂત્રકારે કથન કરેલા અર્થને પકડે તો તકરાર ન થાય. સૂત્ર એમનું અને અર્થ પોતાનો કરનારાઓથી નવી નવી તકરારો જન્મે છે. એવાઓને શ્રી સિદ્ધસેનસૂરિ મહારાજ સંમતિ-તર્કમાં ઠીક જ શિખામણ આપે છે.

શ્રી સંમતિતર્કના ત્રીજા કાંડમાં તેઓશ્રી ફરમાવે છે કે–"[૭૫]સૂત્ર અનેક અર્થોને મળવાનું સ્થાન છે. બીજા સૂત્રની

૭૫–" सुत्तं अत्थनिमेणं न सुत्तमेत्तेणं अत्थपडिवत्ती। अत्थगई उण णयवायगहनलीणा व दुरभिगम्मा ॥६४॥ तम्हा

અપેક્ષા રાખ્યા વિના જો અર્થવ્યવસ્થા કરો, તો તેમાં પ્રમાણદૃષ્ટિએ બાધ આવવાથી તે સૂત્રને ઉન્મત્તના વાક્યની માફક અસૂત્રપણાની આપત્તિ આવે છે. એટલા જ માટે નિર્યુક્ત્યાદિની અપેક્ષા વિના એક સૂત્ર માત્રથી પૂર્વાપર અવિરૂદ્ધ અર્થનું જ્ઞાન થઈ શકતું નથી. અર્થની ગતિ નય-વાદ રૂપી ગહન વનમાં લીન થયેલી છે, અને દુઃખે કરીને સમજાય તેવી છે.

"તેથી જ સૂત્ર ભણેલાએ પણ અર્થસંપાદન કરવા પ્રયત્ન કરવો જોઇએ. શાસ્ત્રના અર્થને સમ્યગ્ પ્રકારે શીખ્યા વિના પણ તેની પ્રરૂપણાદિક કાર્યોમાં જેનો હાથ ધીઠ બની ગયો છે, તેવા આચાર્યો ખરેખર મહા અજ્ઞાની–શ્રી તીર્થંકર મહારાજના શાસનની વિડંબના કરે છે."

આથી સમજી શકાશે કે–સૂત્રના ખાલી અક્ષરો ધરીને તેના અર્થને પોતાની ઇચ્છા મુજબ મરડયા કરનારા અને પૂર્વાપર સંગત અર્થનો ખ્યાલ નહિ કરનારા શ્રી જિનાજ્ઞાની વિડંબના કરે છે. જો શાસ્ત્રનો પૂર્વાપર સંગત અર્થ વિચારાય, તો શાસ્ત્રના નામે થતી તકરારોનો અંત આજે આવી જાય.

સૂત્ર એ ઝહાજ સમાન છે અને અર્થ સઢ સમાન છે. જો તમારે એ ઝહાજનો સહીસલામત ઉપયોગ કરવો હોય તો એના સઢને પણ સાથે સમાલો. અર્થ એ સૂત્રનું

---

अहिगयसुत्तेण अत्थसंपायणम्मि जइयव्वं । आयरिय धीरहत्था हंदि महाणं विलंबेन्ति ॥ ६५ ॥ " ( संमतितर्क ३–काण्ड, पृ. ७४५, गा–४६ )

નિયામક છે. તેના વિના સૂત્રની ગતિ તો ગમે ત્યાં થઈ જાય. માટે સૂત્રકારના સૂત્રને જેમ ન છોડવું, તેમ શ્રી નિર્યુક્ત્યાદિની અપેક્ષાએ તેમના વિવક્ષિત અર્થને પણ આપણે છોડવો જોઈએ નહિ.

## શું કરવું ?

હવે આ પરિસ્થિતિમાં શાસ્ત્રના કોઈ જુદા જુદા અર્થો ભાખતા હોય તેથી તમે ભડકો નહિ. બજારમાં એકની એક વસ્તુના અનેક ભાવ બોલાય છે અને વ્હેપારીઓ પણ પોતાની વસ્તુને ખૂબ ઠસાવવા માગે છે. ત્યાં નથી તમે ગભરાતા કે નથી બજારને વોસરાવી દેતા પણ ચાર ઠેકાણે ફરીને તપાસ કરો છો, અનુભવીની સલાહ લો છો અને પછી સોદો કરો છો. તેમાં યે છેતરાયા એમ માલુમ પડે તો બીજી વાર સાવચેત થાઓ છો. તેમ અહીં કરો. તમારો માર્ગ સાફ છે. શા માટે બુદ્ધિનો ઉપયોગ કરતા નથી? શા માટે કોઈની ખોટી શરમમાં લેપાઓ છો? શા માટે તત્ત્વગ્રાહી થતા નથી? ફલાણા તો ભૂલે જ નહિ એવા બદ્ધાગ્રહી શું કામ થાઓ છો? 'સાચું તે મારૂં' એ પ્રસિદ્ધ ન્યાયને જ વળગી રહો ને? આ બધું કરવાને બદલે જો તમે શાસ્ત્રનું સત્ય સમજવાના અખાડા કરો અને તેની આરાધના કરવામાં ઉદાસીન થઈ જાઓ તો નુકશાન કોને? ગમે તેવા પ્રસંગોમાં પણ જો એ સત્ય જળહળતું રહેતું હોય તો તેથી આનંદ માનો અને ઉઠાવાય તેટલો તેનો લાભ ઉઠાવો. ભગવાનના માર્ગમાં સત્ય વસ્તુનો દ્વેષ કરવો કોઈને માટે પણ હિતાવહ નથી જ.

## નક્કી થયેલી બાબતો.

ત્યારે આ બધું જોતાં નક્કી થઈ જાય છે કે—

(૧) તિથિની વૃદ્ધિ–હાનિમાં અમે જે પૂર્વ અને પૂર્વતર-તિથિની વૃદ્ધિ–હાનિ કરવાનું કહીએ છીએ, તે શાસ્ત્ર અને સમાચારીથી વિરૂદ્ધ છે. અને તેથી જ ભાદરવા શુદ પાંચમની વૃદ્ધિએ ત્રીજની વૃદ્ધિ કરવી તે ખોટું છે, ચોથની વૃદ્ધિ કરવી તે પણ ખોટું છે, તેમજ પૂનમ–અમાસની વૃદ્ધિએ તેરસની વૃદ્ધિ માનવી તે પણ ખોટુંજ છે.

(૨) ખેવડાયેલી તિથિમાં 'પહેલે દિવસે એ તિથિ આખો દિવસ ભોગવાય છે' એવું ધારીને, ઈતર ગચ્છિઓ એજ દિવસે તિથિનું આરાધન જે માને છે તેને આપણે અપ્રામાણિક માનીએ છીએ, કેમકે–શાસ્ત્ર-દૃષ્ટિએ ઇષ્ટ નહિ હોવાથી શાસ્ત્રકારે તેનું ખંડન કર્યું છે. તો એજ પ્રમાણે પૂનમ અથવા પંચમ્યાદિની વૃદ્ધિ વિગેરેમાં પર્વતિથિની વૃદ્ધિ–હાની થાય નહિ' એમ ધારીને, તેનાથી પૂર્વે આવેલી તિથિની તથા તેનાથી પણ પૂર્વે આવેલી તિથિની વૃદ્ધિહાનિ કરી ઉદયતિથિઓને વિરાધી નાખવી એ પણ અપ્રામાણિકજ છે, કેમકે–પાછળ જોઈ ગયા તેમ શાસ્ત્રદૃષ્ટિએ તે અનિષ્ટ હોવાથી શાસ્ત્રકારે તેનું ખંડન કર્યું છે.

(૩) સૂત્રના અર્થો સૂત્રકારે જે કર્યા હોય તે તેજ પ્રમાણે કરવા જોઇએ. આડીઅવળી દલીલો કરીને શાસ્ત્રોક્ત સત્ય તરફ અણગમો ધરવો જોઇએ નહિ.

(૪) બહુ કરે કે થોડા કરે, પણ નિર્દોષ પ્રમાણોથી જે વસ્તુ સાચી હોય તેને જ આપણે સાચી માનીને શાસ્ત્રીય વિધિથી અનુસરવા કટિબદ્ધ રહેવું જોઈએ."

(પ્રશ્ન)-વૃદ્ધિ-હાનિ પ્રસંગે 'ક્ષયે પૂર્વાદિ' વાળો નિયમ ઘણોજ સ્પષ્ટ છે, છતાં હવે બાલજીવો પણ તિથિનિર્ણયમાં ગુંચાય નહિ તેવો કોઈ સાધારણ નિયમ જો શાસ્ત્રકારે ફરમાવ્યો હોય તો તેજ કહો, કે જેથી બધી ભાંજગડ મટે.

(ઉત્તર)-બહુ સારૂ. ઉદય તેમજ ક્ષીણ-વૃદ્ધિ તિથિને માટે પાછળ જે નિયમો પ્રાચીન શાસ્ત્રકારોએ દર્શાવ્યા છે, તેને જ લક્ષ્યમાં રાખીને બાલજીવોના ઉપકાર માટે આજ શાસ્ત્રમાં શાસ્ત્રકાર મહારાજે એક સાધારણ નિયમ બાંધ્યો છે તેજ અમે તમને જણાવીએ છીએ.

ગાથાના પૂર્વાર્ધમાં પરગચ્છિને વૃદ્ધિ પ્રસંગે પ્રથમ તિથિ લેવાનો નિષેધ જણાવીને, તેના ઉત્તરાર્ધમાં ગ્રન્થકાર જે લક્ષણ ફરમાવે છે તે આ પ્રમાણે છે-

" પંચમ્યાદિ જે તિથિ રવિવારાદિ જે દિવસે સમાપ્ત થતી હોય તે જ રવિવારાદિ દિવસ તે પંચમ્યાદિ તિથિરૂપે પ્રમાણભૂત છે."

'ક્ષયે પૂર્વા' અને 'વૃદ્ધૌ ઉત્તરા' શું એ કદાચ તમને ન સમજાય, તો આ નિયમમાં શાસ્ત્રકારે સીધું અને સ્પષ્ટ લક્ષણ બાંધી આપ્યું કે-'જે તિથિ તમારે જોઈતી હોય તે તિથિની સમાપ્તિ કયે દિવસે થાય છે, એટલું તમે તપાસી લો. જે દિવસે તે સમાપ્તિ થતી હોય તે દિવસે તમારે તે તિથિ કરવી. પછી ભલે તેનો ક્ષય હોય કે વૃદ્ધિ હોય કોઇને

બદલે કોઇનો ક્ષય કે વૃદ્ધિ આદિ કરવાની કાંઇ ગડમથલ કરશો નહિ.

એટલાજ માટે "[76]क्षये पूर्वा तिथिर्ग्राह्या'–એ શ્લોક જે શ્રી ઉમાસ્વાતિ મહારાજનો કરેલો છે એવો વૃદ્ધ સંપ્રદાય છે તે બરાબર છે, કેમકે–ચૌદશ–પૂનમ આદિ જ્યાં બે પર્વતિથિઓ સાથે આવી હોય અને તેમાં પૂનમ વિગેરેનો ક્ષય હોય, ત્યારે એક જ દિવસમાં ચૌદશ–પૂનમ બન્ને તિથિઓ સંપૂર્ણ થાય છે; તેથી બે ય તિથિઓનું તે દિવસે આરાધન કરાય છે. આને મળતી વાત "तिहिवाए पुव्वतिही" ગાથા ૪ ની વ્યાખ્યામાં અમે કહી દીધી છે.

અહીં પણ શાસ્ત્રકાર મહારાજે ચૌદશ–પૂનમ ભેગાં થવાનું જણાવ્યું છે. જેઓ આ ગ્રન્થકારની અડધી વાત ઉપાડીને પૂર્વતિથિનો ક્ષય કરી નાખવાનું અને ભેગી તિથિ કરાય તે ખોટી હોવાનું માને છે, તેઓએ આ શાસ્ત્રનો જરા ફરીથી બરાબર અભ્યાસ કરવાની જરૂર છે, કેમકે–આ શાસ્ત્રકારે પૂર્વતિથિને ક્ષય કરવાનું ઠરાવ્યું નથી, પરંતુ તિથિ ભેગી કરીને મૂખ્ય–ગૌણના ન્યાયે આરાધવાનું ઠરાવ્યું છે. તે અહીં ફરીથી પણ સાબીત કરેલું છે.

એજ પ્રમાણે બે પુનમ આદિ હોય, ત્યારે તેની સમાપ્તિ બીજે દિવસે થતી હોવાથી તે દિવસે પુનમાદિ આરાધાય છે. ચૌદશ અને પૂનમ વચ્ચે પહેલી પુનમનો

---

૭૬–મુદ્રિત પ્રતમાં "अत एव 'क्षये पूर्वा तिथिर्ग्राह्या' तस्मिन्नेव दिवसे" એવો વચમાં ત્રુટક જણાતો પાઠ છાપેલો છે, જ્યારે લિખિત પ્રતમાં આ ઠેકાણે "अत एव 'क्षये पूर्वा तिथिः कार्या' इति श्लोकः श्री उमास्वातिवाचककृत इति वृद्धवादः सम्यग् यतस्तस्मिन् दिवसे" એવો પૂરો પાઠ છે.

એક દિવસ ખાલી રહે છે. એ બન્ને દિવસો પહેલી તથા બીજી પુનમ તરીકે ઓળખાય છે. સંવત્સરીની ચોથ કે ચૌદશ આદિ તિથિનો જો ક્ષય ન હોય કે વૃદ્ધિ પણ ન હોય, ત્યારે તે ઉદયતિથિ ગણાય છે. તે દિવસે તેજ તિથિ કહેવાય છે, તેની સમાપ્તિ પણ તેજ દિવસે થાય છે, એટલે તેજ દિવસે તે તિથિ આરાધવાની છે.

આ ઉપરથી તમને સમજાશે કે–પાછળ અમો આ ગાથા જોવાની પરગચ્છોને અને તમોને પણ જે ભલામણ કરી ગયા હતા તે વ્યાજબી હતી. તેઓ ચૌદશના ક્ષયે પુનમે ચૌદશ કરવાનું કહેતા હતા તે આ નિયમ મુજબ થઇ શકે નહિ, કારણ કે–પુનમે ચૌદશની ગંધ માત્ર નથી. તમે પુનમ–અમાસના ક્ષયે તેરસે ચૌદશ તેમજ ભાદરવા શુદ પાંચમના ક્ષયે ત્રીજે ચોથ મનાવતા હતા તે પણ થઇ શકે નહિ. કારણ કે–તેરસે અને ત્રીજે ચૌદશ તથા ચોથનો સામાન્ય ભોગ હોવા છતાં સમાપ્તિસૂચક ભોગ નથી, કેમકે–બીજે દિવસે તે તિથિઓ ઉદયમાં આવે છે. જો સમાપ્ત થઈ ગઇ હોત તો બીજે દિવસે ઉદયમાં આવત નહિ. આજ કારણથી વૃદ્ધિમાં પહેલે દિવસે આખો દિવસ તિથિનો ભોગ માનીને તે આરાધવાનું પરવાદી જે માને છે તે અસત્ય છે, કેમકે–તે દિવસે તે તિથિ સંપૂર્ણ થતી નથી. અને પુનમ, અમાસ તથા પાંચમની વૃદ્ધિએ પહેલી પુનમ, અમાસ તથા પાંચમે ચૌદશ અને ચોથ આરાધવાનું તમે જે માનો છો તે પણ અસત્ય છે, કેમકે–તે દિવસે તે તિથિઓની ગંધ પણ નથી. આને જ મળતી વાત ગાથા ૪ ની ટીકામાં પણ

અમે કહી ગયા છીએ. તમે સ્વયં વિચારો. શાસ્ત્રનો આ સમ્યગ્‌વાદ છે અને તેને અનુસરવું એજ શ્રી તપગચ્છની સમાચારી છે. 'પૂર્વ અને પૂર્વતર તિથિઓની ક્ષય-વૃદ્ધિ માનવી, ઉદય-સમાપ્તિવાળી તિથિઓને વિરાધવી, અને સમાપ્તિ રહિત તિથિને પ્રમાણ માનવી' એ મિથ્યાવાદ છે. તેને અનુસરવું તે શ્રી તપગચ્છની સમાચારી નથી પણ તેથી ભિન્ન અને અપ્રામાણિક વસ્તુ છે. એ પ્રમાણે ગાથાનો અર્થ પુરો થયો ॥૧૭॥

## ગાથા ૧૮ મી : લોકવ્યવહાર.

ઉપલી ગાથામાં જે દિવસે તિથિ સમાપ્ત થતી હોય તે દિવસે તે તિથિ પ્રમાણ કરવાનું કહ્યું. આથી 'તિથિની સમાપ્તિ પ્રમાણભૂત છે, પણ સમાપ્તિ વિનાનો એકલો ઉદય અથવા સાદો ભોગ કે મિથ્યા આરોપ પ્રમાણભૂત નથી' એમ બતાવ્યું. એજ વિષય ઉપર [૭૭]લૌકિક દૃષ્ટાંત જણાવવા માટે નીચેની ગાથા ફરમાવે છે—

**लोए वि अ जं कज्जं, गंथप्पमुहं पि दीसए सव्वं।**
**तं चेव जम्मि दिवसे, पुण्णं खलु होइ सपमाणं॥१८॥**

(પ્ર૦)-લોકમાં જે ગ્રન્થ પ્રમુખ કાર્યો દેખાય છે, તે સર્વે જે દિવસે સમાપ્ત કરવામાં આવ્યાં હોય તે જ દિવસ તે ગ્રન્થાદિ કાર્ય કર્યાં તરીકે પ્રમાણ માનવામાં આવે છે. જેમકે-' અમુક સાલમાં,

---

૭૭-અહીં મુદ્રિતમાં "लौकिकदृष्टान्तनिबद्धां गाथामाह" એવો પાઠ આપેલો છે. લિખિતમાં "लौकिकदृष्टान्तमाह" એ પ્રમાણે પાઠાન્તર છે.

મમૂક માસમાં, અમુક દિવસે આ ગ્રન્થ કર્યો અથવા લખ્યો.' જો ; તે દિવસે એક શ્લોક માત્ર કર્યો હોય અથવા લખ્યો હોય તો ાણ તેજ દિવસ પ્રમાણભૂત ઠરાવાય છે, કિન્તુ પૂર્વે આખો દિવસ શ્લોકો બનાવ્યા હોય છતાં તે દિવસ કહેવામાં આવતો નથી, તેમજ પુસ્તકના છેડે લખવામાં પણ આવતો નથી. આ બતાવી આપે છે કે–લોકવ્યવહાર પણ સમાપ્તિ–લક્ષણ દિવસને માનવાનો છે; માટેજ વૃદ્ધિતિથિમાં સમાપ્તિ બીજે દિવસે રહેલી હોવાથી તે માનવામાં આવે છે. એવીજ રીતે ક્ષીણતિથિમાં પણ સમાપ્તિ પૂર્વતિથિને દિવસે થયેલી હોવાથી તે તિથિ તે દિવસે માનવામાં આવે છે. એક જ દિવસમાં બે તિથિઓની સમાપ્તિ હોવાથી બેય માની શકાય છે. જેમ લોકમાં એક દિવસે બે કાર્ય પૂરાં કર્યાં હોય, તો એમ કહેવાય છે કે–'આજે મેં બે કામ કર્યાં.' એટલે એમાંથી એક કામને માટે જો દિવસ જણાવવો હોય તો પણ તેજ જણાવાય અને બન્ને માટે જો દિવસ જણાવવો હોય તો પણ તેજ જણાવાય. આવાં લોકપ્રસિદ્ધ દ્રષ્ટાંતો તમે સ્વયં *વિચારો. જો તમે અસમાપ્તિને દિવસે પણ તિથિ મનાવવા માટે સ્વ–મતિકલ્પનાથી તિથિના અવયવોમાં ન્યૂનાધિકપણાની કલ્પનાઓ કરશો, તો તમારે આજન્મપર્યંત વ્યાકુલ થવું પડશે–પાછલી ગાથાઓમાં આપેલી અનેક દુસ્તર આપત્તિઓના ભોગ થવું પડશે.

આ ગાથામાં આપેલા દ્રષ્ટાંતનો જો વિચાર કરવામાં આવશે, તો બે તિથિ ભેગી જણાવનારાં પંચાંગો જ ખરાં શાસ્ત્રીય છે એ પુરેપુરૂં નિશ્ચિત થશે. અને ભેગી તિથિની આરાધના વિષે ખોટા સવાલો ઉઠાવવાની દુર્બુદ્ધિ નહિ જ થશે. ॥૧૮॥

---

* "एवं क्षीणतिथावपि कार्यद्वयमद्य कृतवानहमित्यादयो दृष्टान्ताः स्वयमूह्याः" (पृ. १३)

## ગાથા ૧૯ મી: મૃષાભાષણની સમજુતી.

તિથિની વૃદ્ધિ હોય ત્યારે કેટલાક 'પહેલે દિવસે તિથિપૂર્ણ છે પણ બીજે દિવસે નથી' એમ કહેવાને ઉતાવળા થાય છે, પણ તે તેમનું મૃષાભાષણ છે તે સમજાવવા માટે કહે છે—

**तं पुण असच्चवयणं,**
**जं भण्णइ अज्ज पुण्णतिहिदिवसो।**
**[७८]जं णं पुरो वि दुगतिगघडिया,**
**वट्टंति तीसे य ॥१९॥**

(પ્ર૦)-તિથિવૃદ્ધિમાં પ્રથમ દિવસે જે એમ કહેવું કે-'આજે પૂર્ણ તિથિ છે' તે અસત્ય વચન છે, કારણ કે-બીજે દિવસે પણ તે તિથિની બે-ત્રણ ઘડીઓ પહોંચે છે. 'બે ઘડીઓ તેજ તિથિની શી રીતે?' એમ જો પૂછતા હો તો અમે પાછળ જ ગાથા ૧૭ માં 'તિથિનું અધિકપણું એટલે શું? એક જ તિથિનું બે સૂર્યોદયને લાગવું તે?' ઇત્યાદિ કથન કરી ગયા છીએ. તે શું તમારા ચિત્તમાં નથી આવ્યું? આવ્યું છે તો ફરીથી પૂછો છો કેમ? 'સ્પષ્ટ કરવા

---

૭૮-મુદ્રિત પ્રતમાં 'जेणं' પાઠ છાપેલો છે, પણ ટીકામાં 'णं' શબ્દનો અર્થ વાક્યાલંકાર કર્યો છે તેથી એ પાઠ અશુદ્ધ થયો છે. લિખિત પ્રતમાં 'जं णं' પાઠ છે, તે બરાબર છે, કેમકે-ટીકા સાથે તે સંગત થાય છે. તેથીજ અમે 'जेणं' ને બદલે 'जं णं' પાઠ રાખ્યો છે, શ્રીમાન્ સંશોધકે મૂલ અને ટીકા મેળવવાની જો તસ્દી લીધી હોત, તો સંભવ છે કે-'जेणं' પાઠ છપાવતા પહેલાં તેઓ કદાચ વિચાર કરત.

માટે'–એમ જો કહેતા હો તો અમે એજ ગાથાના અર્થપ્રકાશનમાં સ્પષ્ટીકરણ પણ કર્યું છે, તથાપિ જરા ફરીથી કહીએ છીએ તે સાંભળો.

જે વખતે પહેલે દિવસે પહેલી તિથિ સાઠ ઘડી પ્રમાણ હોય છે અને તે પછી બીજે દિવસે તેની તે જ બીજી તિથિ એકાદિ અધિક ઘડી હોય છે, તે વખતે સાઠ ઘડી પ્રમાણ વારલક્ષણ એક દિવસ તો પહેલી તિથિમાં પસાર થયો, પણ બાકી રહેલી એકાદિ ઘડી બીજે દિવસે ભોગવાય છે; એને વૃદ્ધિ કહેવામાં આવે છે. મૂળ તિથિથી કોઇ જુદી વસ્તુ વધતી નથી, કેમકે–તે વધેલો અંશ તે જ તિથિનો બાકી રહેલો ભાગ છે. તે વિના આજે તિથિ પૂરી થઈ એમ શી રીતે કહી શકાય? અસંખ્યાત પ્રદેશવાળા આ જીવાત્મામાંથી થોડા પ્રદેશો આપણે આપણી કલ્પનાથી ખસેડી દઇએ, તો શું તે વિના બાકીના પ્રદેશવાળો આત્મા જીવસંજ્ઞા પામી શકશે? નહિ જ. આપણે લઈ લીધેલા પ્રદેશોને જો મેળવી દઈએ તો તે જીવસંજ્ઞા ખચિત મેળવી શકે છે. એ પ્રમાણે અહીં પણ વિચારો. કાંઈ શંકા જેવું રહેશે નહિ

**પુનમ અને પાંચમના ક્ષયે તમે તેરસ અને ત્રીજે ચૌદશ અને ચોથ મનાવો તે પણ અસત્ય વચન છે. કેમકે તે દિવસે એ તિથિઓ પૂર્ણ થઇ નથી. તેની બાકી રહેલી ઘડીઓ બીજે દિવસે ઉદયમાં આવે છે. તે વિના આજે 'ચૌદશ કે ચોથ થઈ' એમ તમારાથી કેમ જ કહી શકાય?**

### અલ્પ ગણાય કે ન ગણાય. ?

તમે કદાચ એમ કહેશો કે–'અલ્પ હોવાથી અમે તેની વિવક્ષા કરતા નથી.' તો તમારૂં આ કથન પણ અયોગ્ય છે. કેમકે—એવી વિવક્ષા રાખવાથી સૂર્યોદય વખતે જ્યાં એકાદિ ઘડી તિથિ છે, ત્યાં 'આજે અમુક તિથિ છે,' એમ તમારાથી બોલી શકાશે નહિ. આથી

સર્વ લોકસિદ્ધ વ્યવહારનો વિલોપ થશે અને બહુજ ગોટાળો થઇ જશે, જેનો ભાસ અમે પાછળ ગા. ૫ ની ટીકા વિગેરેમાં પણ કરાવી ગયા છીએ.

"ત્યારે 'અલ્પ હોય તેની વિવક્ષા નહિ' એ ન્યાય ક્યાં લગાડવાનો ?" એમ જો તમે પૂછતા હો, તો અમે કહીએ છીએ કે-બલાબલ જોઇને એ ન્યાય પ્રવર્તે છે. શેલડીના રસથી ભરેલા આખા ઘડામાં બે-ત્રણ પાણીનાં ટીપાં પડયાં હોય તો અલ્પ હોવાથી ગણાતાં નથી, કેમકે-તે નિર્બલ છે. પણ હલાહલ ઝેરના બે-ત્રણ બિંદુ પડયાં હોય તો અલ્પ હોવા છતાં તે ગણાય છે, કારણ કે-તે બલવાન પ્રાણહર છે. આવાં અનેક દૃષ્ટાંતો બુદ્ધિથી વિચારી શકાય તેવાં છે. માટે તિથિની પૂર્ણતા વિના તિથિને માનવી તે મૃષાભાષણ તથા મૃષા આચરણ છે. ॥૧૯॥

## ગાથા-૨૦ મી : ચોમાસી-ક્ષય હોય ત્યારે પણ.

ગુરૂકુલ સેવ્યા વિનાનો કોઇક ભ્રાન્ત પુરૂષ એમ કહે છે કે- 'ચોમાસી-ચૌદશનો જ્યારે ક્ષય હોય ત્યારે શાસ્ત્રે પુનમ કહેલી હોવાથી તે [૭૯]મોટી છે પણ બીજી નથી, માટે તે દિવસે ચૌદશ કરવી!' તેની ભ્રાન્તિ દૂર કરવા માટે બે ગાથાઓ કહે છે—

**चउमासपक्खिअं पुण,**
**कयाइ जइ पडइ तत्थ पुव्वुव्व ।**
**सुत्तुत्तं ति अ काउं,**
**न पुण्णिमासी वि घेत्तव्वा ॥२०॥**

---

૭૯-મુદ્રિત પ્રતમાં "पौर्णमास्येव युक्ता" પાઠ છે. લિખિતમાં पौर्णमास्येव ज्यायसी" એવો પાઠાન્તર છે.

**जं णं आणायरणा भंगो अणवत्थमाइणो दोसा।**
**जेसिं जुगप्पहाणा, सिरिकालिगसूरिणोऽभिमया॥**

(પ્ર.)–જો કદાપિ ચૌમાસી–ચૌદશનો ક્ષય હોય, ત્યારે પણ પૂર્વે કહ્યું છે તે પ્રમાણે તેરસે જ તેનું કૃત્ય કરવું, પણ સૂત્રમાં 'પુનમ ચોમાસી–પર્વ તરીકે કહી છે' તેવી ભ્રાન્તિ સેવીને પૂર્ણિમા ગ્રહણ કરવી નહિ. એનું કારણ જણાવતા બીજી ગાથામાં કહે છે–'કારણ કે–શ્રી કાલિકસૂરિ મહારાજા યુગપ્રધાન તરીકે જેઓને અભિમત છે, તે આજ્ઞાતત્પર આત્માઓને માટે તો પૂર્ણિમાએ ક્ષીણ–ચૌદશનું કૃત્ય સ્વીકારવાથી આજ્ઞા અને આચરણા બન્નેનો ભંગ થાય છે તથા અનવસ્થા અને પ્રામાણિક પર્ષદામાંથી પોતાનો બહિષ્કાર આદિ અનેક દોષો આવે છે,'

આથી શાસ્ત્રકારે પુનઃ એજ સિદ્ધ કર્યું કે–હરકોઇ પર્વતિથિનો ક્ષય આવી શકે છે, એ જ રીતે વૃદ્ધિ પણ આવી શકે છે. ક્ષય આવ્યો હોય ત્યારે પૂર્વતિથિ જ ગ્રહણ કરાય, પણ જેમાં એ તિથિ ન હોય તે તો ગ્રહણ કરાય જ નહિ. એજ પ્રમાણે વૃદ્ધિમાં ઉત્તરતિથિ જ ગ્રહણ કરાય, પરંતુ બદલે બીજી કોઇ તિથિની વૃદ્ધિ કરીને ઔદયિક તિથિનો ભંગ કરી શકાય નહિ. સૂત્રમાં પુનમે ચોમાસી અને પાંચમે સંવત્સરી કહેલી હોવા છતાં, સૂત્રાનુસારી આચરણાથી ચૌદશે ચોમાસી અને ચોથે સંવત્સરી નિયત થઈ ત્યારથી પુનમ અને પાંચમ ચૌદશ અને ચોથ કરતાં મોટી તિથિ નથી પણ નાની જ છે. અને એથી જ એનો પણ જ્યારે ક્ષય હોય ત્યારે તેને ચૌદશ અને ચોથ ભેગો સમાવવામાં આવે છે.

ઉપર શ્રી કાલિકાચાર્ય મહારાજને માનનારા માટે દોષ જણાવ્યો. શું બીજાને નહિ? બીજાને પણ દોષો તો થાય છે જ. પરંતુ કાળામાં જેમ ડાઘ ગણાય નહિ, તેમ તેઓ પોતાના આત્મદોષથી જ દુષિત હોવાને લીધે તે ગણાતા નથી.

## વાદીની શંકાનો ઉત્તર.

વાદી શંકા કરે છે કે–' કાલિકસૂરિ મહારાજના વચનથી ચૌદશે અને આગમના વચનથી પુનમે પણ ચોમાસી કરવી યોગ્ય છે. તેરસે તો એકકે રીતે યોગ્ય નથી, છતાં ચૌદશના ક્ષયે તેરસે તમે ચોમાસી કરશો, તો આજ્ઞા અને આચરણા બન્નેનો બાધ તમને આવશે પણ અમોને નહિ આવે'

સિદ્ધાંતી સમાધાન આપે છે કે–' અહો! પાછળ આટલું બધું સમજાવ્યું ત્યારે કાન બ્હેરા કર્યા હતા? કે જેથી હજી પણ તમે તેરસને તેરસ કહો છો? અથવા તો "[૮૦]મૂર્ખજનને કહેવું તે જંગલમાં રૂદન કર્યા બરાબર છે, મૃતશરીરની સેવા કર્યા બરાબર છે, શ્વાનપુચ્છને નમાવવા બરાબર છે, બ્હેરાને કાનમાં મંત્ર સંભળાવવા બરાબર છે, પત્થરમાં કમલ ઉગાડવા સમાન છે, ખારી જમીનમાં ઘણું વરસવા સમાન છે, તેમજ આંધળાના મુખનો શ્રૃંગાર કરવા સમાન છે." કવિઓએ કરેલું એ કાવ્ય બરાબર જણાય છે. નહિ તો પૂર્વે ગાથા ૪ માં " अह जइ कह वि..." ગાથાના વ્યાખ્યાનમાં " એક દિવસે બે તિથિ સમાપ્ત થઇ હોય, ત્યારે મૂખ્ય–ગૌણના નિયમ પ્રમાણે તે દિવસે મૂખ્ય તિથિનો વ્યવહાર કરાય છે" એ ખૂલાસો કરી ગયા છતાં યાદ ન રાખો તે બનવા યોગ્ય નથી.

---

૮૦–यद्वा–"अरण्यरुदनं कृतं शवशरीरमुद्वर्तितं श्वपुच्छमवनामितं बधिरकर्णजापः कृतः । स्थले कमलरोपणं सुचिरमूषरे वर्षणं तदन्धमुखमण्डलं यदबुधजने भाषणम् " ॥ (पृ.१५)

એજ પ્રમાણે જેઓ આજે એમ કહે છે કે—'આગમથી પહેલાં તો પાંચમે સંવત્સરી હતી ને? તો પાંચમની વૃદ્ધિએ ત્રીજ–ચોથની વૃદ્ધિ કરતાં કદાચ પહેલી પાંચમના દિવસે સંવત્સરી થઈ જાય તો શું હરકત છે?' તેઓને પણ ઉપર કહ્યા પ્રમાણે આજ્ઞા અને આચરણા બન્નેના ભંગનો દોષ લાગે છે. શી રીતે એ બન્નેનું વિરાધકપણું આવે તે ગ્રન્થકાર આગળ જ બતાવે છે—

જો તમે કદાચ એમ કહો કે—" ક્ષીણતિથિ હોય ત્યારે પૂર્વની ગ્રહણ કરવી ' એ નિયમ તમે જે બતાવ્યો છે તેને અમે એજ પ્રમાણે માનીશું, પણ ચોમાસી–ચૌદશનો ક્ષય હોય ત્યારે ફક્ત આગળની પુનમ–તિથિ લઈશું તો શું હરકત છે?

## આજ્ઞા અને આચરણા.

એના જવાબમાં અમે એમ કહીએ છીએ કે—'તો તમે સર્વકાળ પુનમની ચોમાસી કેમ કરતા નથી? 'શ્રી કાલિકસૂરિ મહારાજના વચનથી નહિ કરતા હોવાનું' જો તમો કહો તો અમે તમને પુછીએ છીએ કે—' શ્રી કાલિકસૂરિજીનું વચન અને ભગવાનનું વચન બન્ને તુલ્ય છે કે ન્યૂનાધિક છે.' જો તુલ્યજ હોય તો આગમમાં છે, માટે હમેશાં પુનમે જ ચોમાસી કરો. શ્રી કાલિકસૂરિજીના વચન પ્રમાણે ક્ષય ન હોય ત્યારે વળી ચૌદશે કરવાની તમારે કાંઈ જરૂર નથી. જો ભગવત્પ્રવચનથી શ્રી કાલિકસૂરિજીના વચનને ન્યૂન કહો તો પણ તમને એજ દોષ આવશે. હવે જો અધિક કહો તો અધિકપણું તમે 'પ્રવચન અનુસારે કહોછો કે તમારો મતિકલ્પનાનુસારે કહો છો ?' જો તમારી મતિકલ્પનાનુસાર જ કહેતા હોય તો તેની કશી કિંમત જ નથી. જો પ્રવચનને અનુસારે કહેતા હોય તો તે ઔત્સર્ગિક વચનની અપેક્ષાએ આપવાદિક વચન હોવાથી અમારૂં

જ કહેવું સિદ્ધ થયું 'ઉત્સર્ગ કરતાં અપવાદ બળવાન છે'–એ ન્યાય અહીં આગળ લાગુ પડી શકે છે, કારણ કે–શ્રી કાલિકસૂરિ મહારાજની આચરણાથી સિદ્ધ થયેલી ચોથની સંવત્સરી અને ચૌદશની ચોમાસીને, જો પાછી પાંચમ તથા પુનમે કરવામાં આવે તો મૂલ સૂત્રનો જ વિરોધ આવે છે. માટે જ તેમના વચન પ્રમાણે નહિ વર્તવાથી આજ્ઞા અને આચરણા બન્નેની વિરાધનાનો દોષ તમને આવે છે.

## ક્ષીણ થવું એટલે ?

વળી અમે તમને બીજું પુછીએ છીએ કે–'તિથિનું ક્ષીણ થવું એટલે શું ? પોતાનું સ્વરૂપ જ નહિ પામવું તે, કે સ્વરૂપ પામ્યા છતાં સૂર્યોદયમાં નહિ આવવું તે, કે સૂર્યોદયને પામ્યા વિના સમાપ્ત થવું તે, કે પૂર્વસૂર્યોદયને નહિ પામીને ઉત્તરસૂર્યોદયને પણ નહિ પામવું તે ?' જો તમે પ્રથમ વિકલ્પ પ્રમાણે ઉત્તર આપશો કે–'તિથિનું ક્ષીણ થવું એટલે પોતાનું સ્વરૂપ જ નહિ પામવું તે,' તો અસંભવ હોવાથી તમારો ઉત્તર અયોગ્ય છે. ગગનફુલની માફક સ્વ–સ્વરૂપને નહિ પામેલી તિથિ કોઇ દિવસ ગણનામાં આવી શકતી જ નથી. ક્ષીણતિથિ પણ ગણાય છે તો ખરી જ. તેથી તે સ્વ–સ્વરૂપ પામેલી છે પણ ન પામી હોય તેવું નથી. હવે શબ્દથી જુદા જુદા છતાં અર્થથી એકસરખા એવા બાકીના ત્રણ વિકલ્પો સ્વીકારીને, જો તમે ઉત્તર આપો તો તે પ્રમાણે ક્ષીણતિથિનું સત્ત્વ તો સિદ્ધ થઇ જ ચુકયું. હવે પ્રશ્ન એ રહે છે કે–તેની સ્થિતિ પૂર્વતિથિમાં છે કે ઉત્તરતિથિમાં ?' જો પૂર્વતિથિમાં માનો, તો તમને માન્ય એવી તે તિથિને છોડીને ક્ષીણતિથિ પ્રસંગે ઉત્તરતિથિને વા શું કામ વ્યવસાય કરો છો ? જગતમાં અંધપુરૂષ પણ પોતાની ષ્ટ વસ્તુ છોડી દઇને તેની બુદ્ધિથી બીજી વસ્તુને ગ્રહણ કરવા માટે લો થતો નથી. જો તમે એમ કહો કે–'ક્ષીણતિથિનું સત્ત્વ ઉત્ત-

૨તિથિમાં છે,' તો તમારૂં આ કહેવું તદ્દન અસંભવિત છે તે તમે પણ જાણો છો. નહિ તો ટીપણું જૂઓ, અથવા તેના જાણકારને પુછો પછી પોતાની શુદ્ધબુદ્ધિથી વિચારીને 'હવે પુનમને દિવસે ચોમાસી નહિ માનવી' એવું અમારૂં યુક્તિયુક્ત વચન તમારે સ્વીકારવું. નહિ તો ઉપર બતાવ્યા પ્રમાણે પ્રવચન અને આચરણા બન્નેના ભંગની આપત્તિ તમને આવશે.

તમારા જે મિત્રો આજે પુનમ આદિની ક્ષયવૃદ્ધિએ તેરસ આદિની ક્ષયવૃદ્ધિ માનીને ચૌદશ–ચોથ વિરાધે છે, તેમને પણ ગ્રન્થકારશ્રીનું ઉપલું કથન બરાબર બંધ બેસે છે. તેઓશ્રીની સલાહ સ્વીકારીને તેઓ પણ વિરાધનાના દોષમાંથી બચી જાય એવી અમારી આંતરિક અભિલાષા છે.

## સમાચારીની કહેવાતી ગાથા વિષે.

આ ઠેકાણે શ્રી કુલમંડનસૂરિજીની સમાચારીના નામે એક ગાથા હાલમાં જે આગળ કરાય છે, તેનો પણ વિચાર કરી લેવો અસ્થાને નથી. તે ગાથા નીચે ફુટનોટમાં આપી છે. એ કહેવા માગે છે કે–'[૮૧]"આષાઢ, કાર્તિક અને ફાગણ ત્રણ ચોમાસી પુનમનો ક્ષય હોય, ત્યારે તેરસનો ક્ષય કરવો એવું શ્રી વીતરાગ ભગવાને કહ્યું છે.' હવે આ ગાથા મૂળ પ્રતમાંથી મળી આવી હોય તેવું હજી સુધી અમે જોઈ શકયા નથી. પાછળ દર્શાવેલ તેર બેસણાના

૮૧–" असाढकत्तीफग्गुणमासाण जा य पुन्निमा हुंति । तास क्खयं तेरसी इय भणियं वियरागेहिं ॥१॥" ( તેર બેસણાનું પાનું. )

પાનામાં આ ગાથા ઉપરોક્ત સમાચારીના નામે ટાંકવામાં આવી છે. ગાથા વાંચતાં જ આપણને દેખાઈ આવે તેમ છે કે–તે કેટલી બધી અશુદ્ધ છે. એવાં પાનાં કેટલેક ઠેકાણે હાથ આવે છે, પણ એક મુનિરાજે તો "તે જાલી દસ્તાવેજ છે" એમ સ્પષ્ટ જાહેર કર્યું છે. પાછળ આપણે જોઈ ગયા છીએ તેમ બીજા એક આગેવાન વાદીને પણ "તે શાસ્ત્રવિરૂદ્ધ હોવા સાથે અસંબંદ્ધ અને અનિયત છે' એથી માની શકાય તેવું નથી, એમ જણાવવું પડ્યું છે. છતાં આપણે એ ગાથાથી વસ્તુનો વિચાર કરીએ તો જણાશે કે–તે કેવલ શાસ્ત્રવિરૂદ્ધજ છે. 'શ્રી કુલમંડનસૂરિજી જેવા શ્રી તપગચ્છના એક પ્રામાણિક આચાર્ય આવી ગાથાનો લેખ કદી કરેજ નહિ'–એવું તેઓશ્રીનો બનાવેલો શ્રી "વિચારામૃત સંગ્રહ" નામનો ગ્રન્થ જોનાર સૌ કોઇને લાગ્યા વિના રહેશે નહિ. એ ગ્રન્થમાં તેઓશ્રીએ ચૌદશે જ ચોમાસીનું સમર્થન કર્યું છે, અને આ ગ્રન્થકાર કે જેઓ ઉ. શ્રી ધર્મસાગર ગણિજી છે, તેઓ આ ગ્રન્થમાં મૂખ્યતયા તેમનું આલંબન રાખીને ચાલ્યા છે એવું મુદ્રિત ગ્રન્થના પ્રસ્તાવકે પ્રસિદ્ધપણ કર્યું છે. તેઓ પણ 'ચૌદશે જ ચોમાસીનું સમર્થન કરે છે અને પૂનમે કરનારાઓનું ખંડન કરે છે' તે આપણે ઉપર જ જોઈ આવ્યા છીએ. ક્ષીણતિથિ એટલે શું ? એમ પૂછીને, આ ટીકામાં ગ્રન્થકારશ્રીએ જે વિકલ્પો ઉઠાવ્યા છે તેનું હાર્દ જ એ છે કે–ચોમાસી ચૌદશનો પણ ક્ષય થયો હોય ત્યારે તે ચૌદશ જેમાં હોય તે દિવસે ચોમાસી થાય, પણ જ્યાં ચૌદશ હોય નહિ ત્યાં તેનું કાર્ય કદાપિ થઈ શકે નહિ. આ મૂળ વસ્તુના

આધારે ક્ષીણચતુર્દશીએ પૂનમે ચોમાસી માનનારને પણ આપત્તિઓ આપવામાં આવી છે. જો અહીં પૂનમ અને પાંચમના ક્ષયે તેરસે અને ત્રીજે ચૌદશ અને ચોથ કરવી સમાચારીની દ્રષ્ટિએ શાસ્ત્રકારને ઈષ્ટ હોત, તો શાસ્ત્રકાર આ ખંડન કદી કરી શકત નહિ, કેમકે-ચૌદશ જેવી પૂનમને દિવસે નથી તેવી તેરસને દિવસે પણ નથી જ, કારણ કે-ચૌદશની સમાપ્તિ બીજે દિવસે થાય છે: અને સમાપ્તિ વિના 'તે દિવસે તે તિથિ છે' એવું માની શકાય જ નહિ, એ સિદ્ધાંત પાછળ ગાથા ૧૭ માં સાબીત કર્યો છે. આ બતાવી આપે છે કે-પાછલ ગાથા પાંચમાં જેમ કહ્યું હતું તેમ ત્રણ ચોમાસી-પૂનમોનો ક્ષય આવે, ત્યારે પણ તેનો ક્ષય ચૌદશમાંજ માન્ય રખાય છે અને રખાતો હતો. તેથી સમાચારીને નામે કહેવાતી ઉપલી ગાથા સાવ બનાવટી સાબીત થાય છે. એ ગાથામાં તો જ્યારે ત્રણ ચોમાસી-પૂનમના ક્ષયને અંગે હકીકત છે, ત્યારે આજકાલ તો બધી પૂનમ, બધી અમાસ અને હવે વધારામાં ભાદરવા શુદ પાંચમનો ક્ષય હોય ત્યારે અને વૃદ્ધિ હોય ત્યારે પણ પૂર્વ તેમજ પૂર્વતર તિથિની ક્ષયવૃદ્ધિ માનીને, ચૌદશ તથા ચોથ જે દિવસે ન હોય તે દિવસે કરવાનું કહેવાય છે. તે તેના કરતાં પણ વધુ ખોટું-બનાવટી છે, એ સુજ્ઞ વાચકો સ્વયં વિચારી શકે તેમ છે.

## "તિથિહાનિ વૃદ્ધિ વિચાર" નો વિચાર.

આ જ પ્રમાણે પુનમની વૃદ્ધિ હોય ત્યારે તેરસની વૃદ્ધિ કરવા માટે શ્રી વિજયદેવસૂરગચ્છના મતપત્રક તરીકે

જે "તિથિ હાની વૃદ્ધિ વિચાર" નામના પેમ્ફલેટનો આધાર અપાય છે તે પણ અસત્ય છે. કેમકે એ પાનાનો કર્ત્તા કોણ છે કિંવા તે કયા ગચ્છનો છે તેમજ તે દેવસૂર ગચ્છવાળાઓનું મત પત્રક હોય તેવો તેમાં કશો જ ઉલ્લેખ નથી. જ્યારે આજના કેટલાકો શ્રી હીર પ્રશ્નના પુનમ ક્ષયના પાઠ ઉપરથી તેરસનો ક્ષય સાબિત કરવા મથે છે. ત્યારે આ પાનામાં એજ પાઠ ઉપરથી પુનમની વૃદ્ધિએ તેરસની વૃદ્ધિ જણાવવામાં આવી છે. આ પાનાને મત પત્રક તરીકે છપાવી હરખાઈ જનારાઓને અમે જણાવીશું કે જો એના આધાર પ્રમાણે તમારે વૃદ્ધિ માનવી હોય તો તમારાથી ક્ષય માની શકાશે નહિ, અને ક્ષય માનવો હોય તો વૃદ્ધિ માની શકાશે નહિ, કેમકે એકજ પાઠ ક્ષયમાં પ્રમાણ માનેલો વૃદ્ધિમાં કામ નહિ લાગે અને વૃદ્ધિમાં માનેલો ક્ષયમાં કામ નહિ લાગે. વાસ્તવિક રીતે પુનમની ક્ષય વૃદ્ધિએ તેરસની ક્ષય વૃદ્ધિમાં કોઈ પણ શાસ્ત્ર પ્રમાણ છેજ નહિ, એથી આ બંને વાતો ખોટી જ છે.

એ નોંધવા જેવું છે કે એ પાનામાં એટલું તો ચોકખું જ લખ્યું છે કે–"प्रथमां पूर्णिमां परित्यज्य द्वितीयां पूर्णिमां भज"—ભાવાર્થ–'જો પુનમની વૃદ્ધિએ તેરસની વૃદ્ધિ કરવી તને ઠીક ન લાગે તો પહેલી પુનમ છોડીને બીજી પુનમ સ્વીકાર, પરંતુ એકમની વૃદ્ધિ ન કર.' આથી સ્પષ્ટ દેખાઇ આવે છે કે પુનમની વૃદ્ધિએ એકમની વૃદ્ધિ માનનારનું આ ખંડન છે. પરંતુ બે પુનમો માનીને પહેલી છોડી દેનાર અને બીજી સ્વીકારનારનું આ ખંડન નથી. તેમ કરવા માટે તો

ઉલટી ભલામણ જ કરવામાં આવી છે, કેમકે તેરસની વૃદ્ધિ માનવા કરતાં બે પુનમો રાખવી એજ શાસ્ત્ર સિદ્ધ વસ્તુ છે શા માટે તેરસની વૃદ્ધિ માનનારાઓની આંખે આ નથી દેખાયું ? કહેવું જ પડશે કે ખોટો મતાગ્રહ. આ સિવાય એ પાનામાં ઉદય તિથિ ન માનનારને આજ્ઞાભંગ આદિ દોષો પણ બતાવવામાં આવેલા જ છે.

## સંપાદકનું ડહાપણ.

આજના મતાગ્રહીઓ પોતાના દુરાગ્રહને પોષવા માટે પારકા ગ્રન્થોમાં પણ ક્યાં સુધીની ઘાલમેલ કરે છે, તેનો એક સારા જેવો નમુનો આ પાનાના સંપાદકે પૂરો પાડયો છે. એ પાનામાં લખ્યું છે કે–"पर्वतिथीनां वृद्धिरेव न भवति" ભાવાર્થ–'જૈન ટિપણામાં પર્વ તિથિની વૃદ્ધિ થતી નથી' સંપાદકે એમાંથી 'પર્વ' શબ્દને ઉડાવી મોટા કાટખુણામાં [ ] નાખી દીધો છે કેમકે સંપાદકનો મત કોઈ પણ તિથિની વૃદ્ધિ ન થાય એવો છે! છે આમાં કાંઇ સત્યની પરવા ? કિંવા છે આમાં જરાયે શાસ્ત્રનો પ્રેમ ? મતભેદ હોય છતાં ડાહ્યા મનુષ્યોનું એ કર્તવ્ય નથી કે તેમણે પોતાનો કદાગ્રહ છે માટે સત્યને ઢાંકી દેવું, પણ સરળતાથી સત્ય જણાય તે સ્વીકારવા માટે હંમેશાં ઉદાર મનવાળા બનવું જોઈએ. જૈનશાસ્ત્રના નિયમ પ્રમાણે તો સૂર્ય માસની અપેક્ષાએ જ્યાં તિથિ માત્રની વૃદ્ધિ થઈ જ શકે છે ત્યાં 'તિથિની કે પર્વ તિથિની વૃદ્ધિ થાય નહિ' એમ કહેવું એ સત્યથી વેગળું જ છે.

એ પાનામાં ‘ભાદરવા સુદ પાંચમની વૃદ્ધિ હોય ત્યારે ત્રીજની વૃદ્ધિ કરવી’ એવું ક્યાંય લખ્યું નથી છતાં એના ભાષાંતરમાં સંપાદકે પાછળથી એ પણ લખી દેવાનું સાહસ કર્યું છે કે–“ભાદરવા સુદ પાંચમની વૃદ્ધિએ ભાદરવા સુદ ત્રીજની વૃદ્ધિ કરવી !” આ કેવળ તે ઉતાવળા સંપાદકની શાસ્ત્રનિરપેક્ષ મતિ કલ્પનાનું એક ઘોરતમ પરિણામ છે, આ ઉપરથી સુજ્ઞ વાંચકો સમજી શકશે કે સ્વાર્થિ મતાગ્રહીઓ પોતાના દુરાગ્રહને ટકાવવા માટે સાહિત્યને પણ કેટલું વિકૃત કરે છે, એવી વસ્તુઓ ઉપર વજન આપતા પહેલાં કોઈપણ સત્ય પ્રેમીનું દીલ જો આંચકો ખાય તો તેમાં લેશ માત્ર નવાઇ પામવા જેવું નથી.

## તિથિનું કાર્ય તે જ્યાં હોય ત્યાંજ કરો.

શ્રી જિનવલ્લભે પૌષધવિધિ પ્રકરણમાં પક્ખિ–ચોમાસી વિગેરે તેના દિવસે જ થવાં જોઇએ એમ કહ્યું છે, તે શ્રી શાસ્ત્રકાર પાછળ ગાથા પાંચમીમાં જણાવી ગયા છે. એ વસ્તુ સિદ્ધાંત સાથે મળતી હોવાથી વાદીને પુનઃ તેવી જ ભલામણ કરતા કહે છે કે–

‘ચૌદશ વિના ચોમાસી–પડિક્કમણું ન કરવું’ એ વચન પૌષધ-વિધિ પ્રકરણમાં પણ સ્પષ્ટ કહેલું છે. માટે જે તિથિનું તમારે કાર્ય કરવું હોય તે તિથિની સમાપ્તિ જે દિવસમાં હોય તે દિવસે જ કરો, પણ તિથિ વિના બીજે દિવસે ન કરો. શ્રી કાલિકાચાર્ય મહારાજનું યુગપ્રધાનપણું શ્રી ચૂર્ણિકારાદિ શાસ્ત્રકારોએ સ્પષ્ટ કહેલું જ છે, તે અમે આગળ દેખાડીશું પણ ખરા. ઇતિ ગાથાર્થ ॥ ૨૦–૨૧ ॥

## ગાથા ૨૨ મી: માસવૃદ્ધિ.

હવે વૃદ્ધિના પ્રસંગે કરીને આવેલ માસવૃદ્ધિમાં પણ શું કરવું? તે જ કહે છે–

**मासस्स वि वुड्ढीए, मासो पमाण नो भणिओ।**
**लोउत्तरम्मि लोइयपहम्मि नपहू नपुंस त्ति ॥२२॥**

(પ્ર૦)–જૈનશાસ્ત્રને અનુસારે પોષ તથા અષાઢ માસની અને લૌકિક શાસ્ત્રને અનુસારે ચૈત્રાદિ કોઇ પણ માસની વૃદ્ધિ થઇ હોય, ત્યારે લૌકિક–લોકોત્તર માર્ગમાં પણ પ્રથમ માસ પ્રમાણભૂત ગણાતો નથી, કારણ કે–તે 'નપુંસક' હોવાથી અસમર્થ છે. રત્નકોશ નામના જ્યોતિષ શાસ્ત્રમાં કહ્યું છે કે–"[૮૨]પંડિતપુરૂષોએ યાત્રા, વિવાહ, અલંકાર આદિ બીજાં પણ શુભ કાર્યો નપુંસક માસમાં નહિ કરવાં."

લૌકિક શાસ્ત્રોમાં દિવાળી–અક્ષયતૃતીયાદિ પ્રસંગે પ્રથમ માસને નકામો ગણીને બીજા માસમાં જ તે કાર્યો કરાય છે. લોકોત્તરમાં ચોમાસી, સંવત્સરી, પોરિષીપ્રમાણ, અયનપ્રમાણ, શ્રી જિનેશ્વર મહારાજના જન્મકલ્યાણકાદિ, વૃદ્ધ વાસના નવ વિભાગે ક્ષેત્રકલ્પનાદિ કાર્યોમાં અધિક માસ નથી ગણાતો, કારણ કે–તે કાલચૂલા ગણાય છે. શ્રી નિશીથ તથા શ્રી દશવૈકાલિકવૃત્તિમાં કહ્યું છે કે–"[૮૩]દ્રવ્યાદિ

---

૮૨–" यात्राविवाहमण्डनमन्यान्यपि शोभनानि कार्याणि ।
परिहर्त्तव्यानि बुधैः, सर्वाणि नपुंसके मासे ॥"(पृ.१७)

૮૩–"तथाहि निशीथे दशवैकालिकवृत्तौ च–"चूलाचातुर्विध्यं द्रव्यादिभेदात्, तत्र द्रव्यचूला ताम्रचूडचूलादिः, क्षेत्रचूला मेरोश्चत्वारिंशद्योजनप्रमाणा चूलिका, कालचूला युगतृतीयपञ्चमयोर्वर्षयोरधिकमासः, भावचूला तु दशवैकालिकस्य चूलिकाद्वयम्" (पृ. २७)

ભેદથી ચૂલાઓ ચાર પ્રકારની છે. કુકડાના માથે રહેલી ચૂલા વિગેરે દ્રવ્યચૂલા કહેવાય છે. મેરૂપર્વતની ચાલીશ યોજન-પ્રમાણ ચૂલા ક્ષેત્રચૂલા કહેવાય છે. એક યુગમાં ત્રીજા-પાંચમા વર્ષમાં જે અધિક માસ આવે તે કાલચૂલા ગણાય, અને શ્રી દશવૈકાલિકની બે ચૂલાઓ ભાવચૂલા કહેવાય." આ ચૂલાઓનું પ્રમાણ ચૂલાવાળા પદાર્થથી કાંઈ જુદું ગણવામાં આવતું નથી. જેમ લાખ જોજન પ્રમાણ મેરૂપર્વતના પ્રમાણથી તેની ચૂલાનું પ્રમાણ જુદું કહેવામાં આવતું નથી તેમ.

આ ઉપરથી નિશ્ચિત થાય છે કે-માસની વૃદ્ધિ પણ શ્રી જૈનશાસ્ત્રકારોને માન્ય છે. તેમાં પ્રથમ માસ અધિક તરીકે ગણાઇ નિરૂપયોગી રહે છે. બીજો માસ પ્રમાણભૂત ગણાય છે. તે જ પ્રમાણે કોઈ પણ પર્વતિથિનીયે વૃદ્ધિ થઈ શકે છે. તેમાં પહેલી તિથિ ખાલી રહે છે. એનેજ ફલ્ગુ કહેવાય છે, બીજી તિથિ પ્રમાણભૂત થાય છે. તે જ દિવસે તે પર્વનું આરાધન કરાય છે. આ નિયમ પ્રમાણે માસવૃદ્ધિ માનનારાઓએ તિથિવૃદ્ધિ પણ માનવી જોઇએ અને તેને બદલે પૂર્વ તેમ જ પૂર્વતર તિથિની વૃદ્ધિ નહિં જ કરવી જોઇએ. ॥૨૨॥

ગાથા ૨૩ મી : લૌકિકમાં અધિક માસની અપ્રમાણતા.

પૂર્વે કહેલી વસ્તુને સૂત્રમાં જ દેખાડવાની ઇચ્છા રાખતા શાસ્ત્રકાર પ્રથમ લૌકિક ઉદાહરણને સૂચવનારી ગાથા કહે છે-

**लोए पमाणचिंताकरणे दीवुच्छवम्मि भूदोहे ।**
**चिंतिज्जइ नो अहिओ अक्खयतइयाइपव्वेसु॥२३॥**

(પ્ર૦)-લોકોમાં 'એક દિવાલી આદિથી બીજી દિવાલી આદિ કેટલા દિવસે થાય છે' એવા પ્રકારનું પ્રમાણ વિચારતી વખતે દિવાળી ભૂમિદોહ, અક્ષયતૃતીયાદિ પર્વોમાં અધિક માસ ગ્રહણ કરવામાં આવતો નથી. ॥૨૩॥

ગાથા ૨૪-૨૫ મી લોકોત્તરમાં અધિક માસની અપ્રમાણતા.

હવે લોકોત્તર ઉદાહરણને સૂચવનારી બે ગાથાઓ ફરમાવે છે-

**लोकोत्तर अट्ठाहियकल्लाणग चाउमासवासेसु ।**
**आसाढे दुपयाई, दाहिणअयणाइमासेसु ॥२४॥**
**वुड्ढावासठियाणं, नवखित्तविभागकरणमाईसु ।**
**विहलो अहिओ मासो, गिहिणायं चेव मोत्तूणं॥२५**

(પ્ર૦)-શ્રી જિનપ્રવચનમાં પર્યુષણાદિ પર્વ સંબંધી અટ્ઠાઇઓ, જિનજન્માદિ કલ્યાણકો, ચોમાસીઓ, સંવત્સરી પર્વ, પોરિષી આદિ પ્રમાણ માટે જણાવેલ આષાઢાદિ માસમાં છાયા, તેનું પ્રમાણ, દક્ષિણાયન, તેનું પ્રમાણ, ઉત્તરાયન, તેનું પ્રમાણ, તેમજ વૃદ્ધવાસ રહેલ સાધુને ક્ષેત્રના જે નવ વિભાગો કરવા તે, ઇત્યાદિ સર્વમાં અધિક માસ નિષ્ફળ ગણ્યો છે. આ સંબંધી યુક્તિ અમે આગળ જણાવીશું. આ પ્રમાણે ઉત્સર્ગનું નિરૂપણ કરીને હવે અપવાદનું નિરૂપણ કરતાં જણાવે છે કે-'સાધુ ચોમાસું રહ્યાનું ગૃહસ્થને જણાવે તે વિધિમાં અધિક માસ ગણાય પણ છે.' અર્થાત્ તેને છોડીને બાકી ઉપર ગણાવેલાં કાર્યાદિકોમાં તે નથી ગણાતો ॥૨૪-૨૫॥

ગાથા ૨૬ મી : અપવાદ ગ્રન્થ.

ઉપર ૨૫ મી ગાથાના છેલ્લા ભાગમાં જે અપવાદ કહ્યો તેને પ્રમાણ ઠરાવનાર ગ્રન્થ જણાવવા માટે નીચેની ગાથા કહે છે.

**तइयम्मि अ उद्देसे, जं भणिअं वुड्ढकप्पचुण्णीए।**
**दसमम्मि य उद्देसे, निसीहचुण्णीइ तह भणियं॥२६।**

(પ્ર૦)–બૃહત્કલ્પચૂર્ણિ ત્રીજા ઉદ્દેશામાં કહ્યું છે કે–"[૮૪]જ્યારે અધિક માસ પડયો હોય ત્યારે વીસ રાત્રી–દિવસ સુધી ગૃહસ્થને ન જણાવે. કેમ ? અહીં અધિક માસ ગણી લેવાય છે. તે વીસની સાથે મેળવતાં એક મહિનો અને વીસ દિવસ કહેવાય છે." એજ પ્રમાણે શ્રી નિશીથચૂર્ણિ દશમા ઉદ્દેશામાં પણ કહ્યું છે કે–"[૮૫]અભિવર્ધિત વર્ષમાં એક મહિનો ગ્રીષ્મઋતુમાં ગયો છે, તે કારણથી બાકી વીસ દિવસ સુધી અનભિગૃહિત કરે." આ પ્રમાણે બન્ને શાસ્ત્રકારોએ અધિકમાસને ફક્ત ઉપરોક્ત વિધિમાં પ્રમાણ ગણાવ્યો છે. તે શિવાય બીજા કોઇ પણ કાર્યમાં તેને ખાસ પ્રમાણભૂત ગણાવ્યો હોય તેમ જણાતું નથી.

## અતિપ્રસંગનું નિવારણ.

આથી તમારે 'આ પ્રમાણે જો અધિક માસ અપ્રમાણ હોય, તો પછી તે માસમાં આવતા દૈવસિક અને પાક્ષિક અનુષ્ઠાનો માટે પણ તે અનુપયોગી જ ગણાશે' એવો અતિપ્રસંગ નહિ ઉપજાવવો; કારણ કે–પોતાની કાલમર્યાદામાં પડેલાં નિયત અનુષ્ઠાનો માટે તે

---

૮૪–"जइ अहिमासओ पडिओ तो वीसईरायं गिहिनायं न कज्जई, किं कारणं ? इत्थ अहिमासओ चेव मासो गणिज्जति, सो वीसाए समं सवीसतिराओ मासो भणणति चेव।" बृ. कल्प चू. उदे. ३" (पृ. १९)

८५–"जम्हा अभिवड्ढिअवरिसे गिम्हे चेव सो मासो अतिक्कंतो तम्हा वीस दिणा अणभिग्गहियं कीरइ। निशीथ चू. उदे. १०" (पृ. १९)

નિરૂપયોગી થઇ શકતો નથી. લોકમાં પણ વિવાહાદિ કાર્યો માટે નિરૂપયોગી થતો અધિક માસ 'હંમેશનાં ભોજનાદિ કાર્યો માટે પણ નિરૂપયોગી બને છે' એવું કોઇનાથી પણ કહી શકાશે નહિ. નપુંસક પણ તેવા પ્રકારની સંતતિ ઉત્પન્ન કરવાને અસમર્થ છે, તેથી 'સર્વત્ર અસમર્થ છે' એમ કદાપિ કહી શકાશે નહિ. તે તમે પોતે જ વિચારો. **એજ પ્રમાણે તિથિવૃદ્ધિમાં પણ પહેલી તિથિ માટે સમજી લેવું.**

## નિરૂપયોગીતા.

વળી જૈનટીપણાનુસારે પણ આવતા અધિક માસને જૈનશાસ્ત્રોમાં શું સર્વત્ર ઉપયોગી ગણ્યો છે ? જો સર્વત્ર કહેશો તો ચોમાસી–ખામણાંમાં જે 'ચાર માસ' વગેરે બોલાય છે અને સંવત્સરી–ખામણાંમાં જે 'બાર માસ' વગેરે બોલાય છે, તેને બદલે 'પાંચ માસ' અને 'તેર માસ' વગેરે બોલવું જોઇએ. એમ થતાં ઘણોજ ગોટાળો થશે, કારણ કે–પાંચ વર્ષના એક યુગમાં પહેલા અને ચોથા વર્ષમાં શુદ્ધ અગીયાર મહિના આવે છે, બીજા અને પાંચમા વર્ષમાં તેર માસ થાય છે અને ફક્ત ત્રીજા વર્ષમાં શુદ્ધ બાર મહિના આવે છે. એટલે શ્રી પાક્ષિકચૂર્ણિમાં કહેલો "[૮૬]બાર મહિના, ચોવીશ પખવાડીઆ" આદિ ખામણાનો પાઠ બધા સંવત્સરી પર્વો માટે સત્ય નહિ થાય, પણ એકને માટે જ થશે. તમે એમ કહેશો કે–'સર્વત્ર ઉપયોગી નથી પણ પર્યુષણા પર્વ અંગે ઉપયોગી છે,' તો તે પણ અયુક્ત છે, કારણ કે–શાસ્ત્રમાં તેવા અક્ષરો નથી. "[૮૭]અભિવર્ધિત વર્ષમાં વીસ દિવસ" આદિ શ્રી નિશી

---

૮૬–'बारह मास चउव्वीस पक्ख' इत्यादिकः क्षामणालापकः पाक्षिक–चूर्णाद्युक्तः" (पृ. १९)

८७–" अभिवड्ढियंमि वीस'–त्ति निशीथभाष्योक्तत्वात्' (पृ. १९)

થભાષ્યમાં જે કહ્યું છે તે શાસ્ત્રના અક્ષરો છે જ–એમ જો તમે કહેશો, તો તમારે જાણવું જોઇએ કે–તે વિષય પર્યુષણા માટે નથી પણ ચોમાસું રહ્યાનું ગૃહસ્થને જણાવવા માટે છે. તે આ સૂત્રમાં પણ બતાવ્યું છે અને હજી બતાવશે. વિશેષ વિસ્તાર જાણવાની ઇચ્છાવાળાએ શ્રી કુલમંડનસૂરિ પ્રણીત વિચારામૃતસંગ્રહ જોવો. અધિક માસ જો અનુપયોગી જ છે તો વિવાદ કરવાનું કાંઇ કામ નથી

## અપ્રામાણિકતા.

અહીં ધ્યાન રાખવાનું છે કે–શાસ્ત્રકારે પાંચ વર્ષના યુગમાં અગીયાર મહિનાનાં અને તેર મહિનાનાં પણ વર્ષ આવતાં હોવાનું જણાવ્યું છે. એક વર્ષના સચિત્ત ત્યાગ અને શીલાદિના નિયમવાળાને શું આથી કાંઇ બાધ આવશે કે? કહેવું જ પડશે કે વર્ષનો નિયમ પાલનારને વર્ષ ઓછું વત્તુ થાય તેથી નિયમમાં કોઇ ત્રુટિ આવતી નથી. એવીજ રીતે બાર તિથિ આદિના નિયમવાળાને પણ તિથિની ક્ષય વૃદ્ધિ થવાથી નિયમમાં કશી જ અનિયમીતતા કે શંકા ઉઠવા જેવું થતું નથી. જેમ સચિત્ત ત્યાગાદિના નિયમને માટે વર્ષ ઉથલાવાતું નથી તેમ અહિં તિથિ પણ ઉથલાવી શકાતી નથી આથી એ નિશ્ચિત છે કે ભેગી તિથિના આરાધનથી ભડકીને જેઓ 'સંચિત્તત્યાગાદિ નિયમ શું એક દિવસ ઓછો પળાશે ?' ઇત્યાદિ બોક બતાવે છે તે ખોટી છે.

આ વિષયમાં શ્રી ગ્રન્થકાર મહારાજે જેમ શ્રી કુલમંડનસૂરિકૃત વિચારામૃત સંગ્રહની ભલામણ કરી છે, તેમ પાછળ જણાવેલી તેમના નામે ચઢેલી તેરસનો ક્ષય કરવાની ગાથા જો વાસ્તવિક હોત, તો તેને અંગે પણ તે પ્રકરણમાં

જણાવત. છતાં તેનો ઇસારો કર્યો નથી અને ઉલટું એ મતનું ખંડન કર્યું છે. તે બતાવી આપે છે કે–એ ગાથા અપ્રામાણિક છે ॥૨૬॥

ગાથા ૨૭ મીઃ વાદીને અતિપ્રસંગ.

ઉપરોક્ત કથનનો જો અસ્વીકાર કરો તો અતિપ્રસંગ આવશે. તે નીચેની ગાથાથી જણાવે છે—

**अण्णह सावणमासे, पज्जोसवण त्ति पत्त करणिज्जं ।**
**न य तं कस्स वि इट्ठं, उवइट्ठं जेण भद्दवए ॥२७॥**

(પ્ર૦)–સંવત્સરી પર્વ અંગે પણ જો અધિક માસની પ્રમાણતા હોય, તો અભિવર્ધિત વર્ષમાં શ્રાવણ માસમાંજ સંવત્સરી કરવાની આપત્તિ આવશે. આ આપત્તિને જો કોઇ ઇષ્ટાપત્તિ માને, તો તેને દોષ આપવા માટે ઉત્તરાર્ધમાં ફરમાવે છે કે–' સંવત્સરી પર્વ શ્રાવણ માસમાં કોઇને પણ અભીષ્ટ નથી, કારણ કે–શ્રી જિનેશ્વર ભગવાને સંવત્સરી પર્વ ભાદરવા માસમાં ભાદરવા શુદ પાંચમે અને શ્રી કાલિકસૂરિ મહારાજના આદેશથી ચોથે ઉપદેશ્યું છે. ॥૨૭॥

ગાથા ૨૮–૨૯ મીઃ અધિક માસની ત્યાજયતા.

કોઇક ભ્રાન્તમતિને શ્રી નિશીથભાષ્યાનુસારે ' શ્રાવણ માસમાં પણ સંવત્સરી કરવી યુક્ત છે' એવી ભ્રાન્તિ થાય, તે દૂર કરવા માટે બે ગાથાઓ ફરમાવે છે—

**जं अभिवड्ढिअवासे, निसीहभासे य वीसइदिणेहिं ।**
**तं [૮૮]सव्वं गिहिणायाभिग्गहभिप्पायओ नेयं ॥२८॥**

---

૮૮–મુદ્રિતમાં 'सच्चं' પાઠ છે તે ખોટો છે. ખરો પાઠ 'सव्वं' છે.

**न य तं संवच्छरिए, पव्वम्मि य तस्स चुण्णिवयणेहिं।**
**अन्नह सवीसइ त्ति कप्पपाढो विलुप्पेज्जा ॥२९॥**

(પ્ર૦)–શ્રી નિશીથભાષ્યમાં અભિવર્ધિત વર્ષે વીસ દિવસોએ કરીને ગૃહસ્થને જણાવવું' એમ કહ્યું છે, તે સર્વ ગૃહસ્થોને ચોમાસું રહ્યાનું જણાવવા માટેનું છે. પણ એ ઉપરથી તે દિવસે સંવત્સરી પર્વ કરવાનું સમજી લઇને 'શ્રાવણ માસમાં પણ સંવત્સરી થઇ શકે' એવી ભ્રાન્તિમાં ન પડો, કારણ કે–તે ચોમાસું રહેવા રૂપ પર્યુપણા અંગેનો અધિકાર છે.

ચોમાસામાં એક સ્થાને સ્થિર રહેવું એને પણ પર્યુ-ષણા કહેવામાં આવે છે. તે જુદી ચીજ છે અને સંવત્સરી પર્વ એ પણ જુદી ચીજ છે.

'ભાષ્યમાં સંવત્સરી પર્વ માટે જ કહ્યું હશે' એવી શંકા થાય, તેનું નિવારણ કરવા માટે ગાથા ૨૯ માં કહે છે કે—

તેની ચૂર્ણિના અક્ષરો જોતાં માલુમ પડે છે કે–તે સંવત્સરી પર્વ માટે કહ્યું નથી. કેમકે–સંવત્સરી પર્વમાં જે સર્વ ચૈત્યનાં દર્શન કરવાનાં છે, સર્વ સાધુઓને વંદન કરવાનું છે, આલોચના કરવાની છે, અઠ્ઠમ તપ કરવાનો છે અને સંવત્સરી પ્રતિક્રમણ કરવાનું છે, એ પાંચમાંનું એક પણ કાર્ય ચોમાસી રહેવા રૂપ પર્યુષણાના અધિકારમાં ફરમાવેલું નથી. ભાષ્યની મૂળ ગાથાઓ અને તેની ચૂર્ણિનો પાઠ જૂઓ નીચે [૮૯]ફુટનોટમાં.

---

૮૯–"इत्थ उ अभिग्गहिअं, वीसइरायं सवीसइमासं।
तेणं परमभिग्गहियं गिहिणायं कत्तिओ जाव ॥

असिवाइकारणेहिं, अहवा वासं न सुट्ठु आरद्धं।
अभिवड्ढियम्मि वीसा, इयरम्मि सवीसइमासो ॥"

કહેવાનું તત્ત્વ એ છે કે–'શ્રાવણ માસમાં અટ્ઠમ તપ આદિ ક્રિયા યુક્ત સંવત્સરી રૂપ પર્યુષણા પર્વ કરવાનું નથી.' 'કરવામાં આવે તો શું દોષ લાગે?' તે ગાથાના ઉત્તરાર્ધ દ્વારા જણાવે છે.

જો શ્રાવણ માસમાં સંવત્સરી કરો તો "सवीसइराइए मासे" પચાસ દિવસે ઇત્યાદિ શ્રી કલ્પસૂત્રના પાઠનો ભંગ થશે. જો એમ કહો કે–'શ્રાવણ–ભાદરવાની જ્યારે વૃદ્ધિ થઈ હોય, ત્યારે બીજા શ્રાવણ અથવા પહેલા ભાદરવામાં કરાતી સંવત્સરી પચાસ દિવસે જ થાય છે. પછી એ પાઠનો ભંગ શી રીતે થશે?' તો અમે કહીએ છીએ કે–ઉપર બતાવ્યા પ્રમાણે ચોમાસુ રહ્યાનું ગૃહસ્થને જણાવવાના અધિકાર સિવાય બીજે અધિક માસની પ્રમાણતા ગણાતી નથી. જો તમે અહીં અધિક માસ ગણવાનો જ આગ્રહ કરશો, તો તમારે સંવત્સરી પછી સો દિવસે ચોમાસી પડિક્કમણું થતું હોવાથી, "[९०]શ્રમણ ભગવાન્ મહાવીર વર્ષાઋતુના ૫૦ દિવસ વ્યતીત થતાં અને સીત્તેર બાકી રહેતાં પર્યુષણા કરે છે," એવું શ્રી સમવાયાંગ સૂત્રનું જે વચન છે તેનો ભંગ થશે. એમ નહિ કહેવું કે–'પર્યુષણાની પહેલાં જે અધિક માસ હોય છે તે પ્રમાણ છે, પણ તે પછીનો જે હોય છે તે પ્રમાણ નથી.' કેમકે–શાસ્ત્રમાં તેવું કહ્યું નથી. વળી

---

चूर्णिः—"इत्थ त्ति आसाढपुण्णिमाए सावणबहुलपंचमीए वा 'पज्जोसविए'त्ति अप्पणो अणभिग्गहियं, अहवा जदि गिहत्था पुच्छंति–'अज्जो ! तुब्भे इत्थ वरिसाकालं ठिया ? अह न ठिया ? एवं पुच्छिएहिं 'अणभिग्गहियं' ति संदिग्धं वक्तव्यं 'इहान्यत्र' वा" इत्यादि । निशीथचू० उ० १०"
(पृ० २१)

९०–"समणे भगवं महावीरे वासाणं सवीसईराइए मासे वइक्कंते सत्तरि राइंदिएहिं सेसेहिं वासावासं पज्जोसवेंति' त्ति चतुर्थाङ्गवचनं विलुप्येत। (पृ. २२)

વર્તમાન પર્યુષણાની અપેક્ષાએ પછી આવેલો અધિક માસ પણ આગામી પર્યુષણાની અપેક્ષાએ પૂર્વમાં જ આવેલો છે, માટે તે પણ તમારે પ્રમાણ માનવો પડશે!

## વિધિપ્રપા પ્રમાણ નથી.

જો તમે વિધિપ્રપાના [91]પાઠથી અધિક માસને પ્રમાણ માનવાનું જણાવતા હો તો તે, અને તેમાં રહેલાં બીજાં વચનો પણ આગમ-બાધિત આદિ કારણથી સર્વને અપ્રમાણ છે. જો એમ પૂછો કે-'એના અનુયાયીઓને તો એ પ્રમાણ છે ને?' તો કહેવું પડશે કે-તેઓ એજ ગ્રન્થમાં '[92]પાક્ષિકાદિ પર્વતિથિ જ્યારે પડી હોય ત્યારે પૂર્વતિથિ જ લેવી પણ પછીની તિથિ નહી લેવી, કારણ કે-તેમાં તેના ભોગની ગંધ સરખી પણ નથી,' એવું જે કહ્યું છે તે માનતા નથી. તેથી તેઓને મતે પણ એ ગ્રન્થના કર્ત્તા અપ્રામાણિક ઠરે છે. તેમ હોવાથી તેમની ઇતર કૃતિઓ ભેગી આ કૃતિ પણ અપ્રામાણિક જ છે. માટે જ 'એ ગ્રન્થકાર અપ્રામાણિક છે' એવો દાખલો આ ગ્રન્થમાં આગળ જણાવવામાં [93]આવશે.

---

૯૧-"न च 'संवच्छरियं पुण आषाढचउमासयाओ नियमा पण्णासइमे दिणे कायव्वं, न इक्कपंचासइमे, जया वि लोइय-टिप्पणयाणुसारेण दो सावणा दो भद्दवया भवंति तया वि पण्णासइमे दिणे, न उण कालचूडा विवक्खाए असीइमे; 'सवीसइराए मासे वइक्कंते पज्जोसवेति' त्ति वयणाउ त्ति खारतर्यां विधिप्रपायाम्" (पृ. २२)

૯૨-"जया य पक्खियाइपव्वतिही पडइ तया पुव्वतिही चेव तब्भुत्तिबहुला पच्चक्खाणपूयाईसु घिप्पइ, न उत्तरा तब्भोगगंधस्स वि अभावाउ' त्ति वचनानङ्गीकारेण तत् कर्तुरनाप्तत्वाङ्गीकारात्..." (पृ. २२)

૯૩-મુદ્રિતમાં આટલું છે, પણ લિખિતમાં સંઘપટ્ટક વૃત્તિના

ભાદરવા માસને છોડીને વાર્ષિક આલોચનાદિ વિશેષ કાર્યોવાળું શ્રી પર્યુષણા પર્વ શ્રાવણ માસમાં પણ કરવાનું કોઈ પણ આગમમાં કહ્યું નથી. ગ્રન્થ વધી ન જાય તે માટે અમે એ વિષે વધારે કહેતા નથી.

જે એમ કહેવામાં આવે કે–" પર્યુષણા બે પ્રકારની છે. એક ગૃહસ્થજ્ઞાત અને બીજી ગૃહસ્થઅજ્ઞાત. અજ્ઞાત તે છે કે જેમાં વર્ષાઋતુને યોગ્ય પાટ–પાટલા વિગેરેનો યત્ન કરાય છે. જ્ઞાત તે છે કે જેમાં વાર્ષિક આલોચનાદિ કરાય છે, ઇત્યાદિ. ' તે પણ બરાબર નથી, કેમકે–તે કર્ત્તવ્યોનું કથન તો કેવળ ભાદરવા શુદ પાંચમ અને શ્રી કાલિકસૂરિ મહારાજના આદેશથી ચોથને જ આશ્રીને કરેલું છે, પરંતુ માત્ર ચોમાસી અવસ્થાન જણાવવા રૂપ જ્ઞાતપર્યુષણાને અંગે કરેલું નથી. જો એમ ન માનવામાં આવે તો સંવત્સરી પછી જે સીત્તેર દિવસે ચોમાસી પડિક્કમણું કરવાનો નિયમ છે તેમાં બાધ આવશે.

જે એમ કહેવું કે–' સીત્તેર દિવસો તો જઘન્યથી કહેલા છે, નહિ તો અધિક થાય તો પણ વાંધો નથી.' તે તો ઉન્મત્તવચન સરખું છે, કેમકે–ચોમાસું રહેવાની અપેક્ષાએ શાસ્ત્રમાં જઘન્યાદિ વિચાર કરેલો છે, પણ તે વાત ચોમાસીપડિક્કમણા માટે નથી. નહિ તો [૯૪]કાર્તિક–ચોમાસી પડિક્કમણાનો માસનિયમ પણ નહિ રહી શકે. શ્રી સ્થાનાંગાદિ સૂત્રોમાં જઘન્યથી સીત્તેર દિવસ, મધ્યમથી ચાર મહિના ઉત્કૃષ્ટથી છ મહિના એક સ્થાને રહેવાનો કાળ જણાવ્યો

---

કર્ત્તાને પણ અપ્રામાણિક જણાવનારો પાઠ વિશેષ છે. તે આ રહ્યો–
" एवं सङ्घपट्टकवृत्तिकर्त्ताप्यवसातव्यः । "

૯૪–" कार्तिक चतुर्मासकप्रतिक्रमणस्य मासादिनियमाभावप्रसक्तेः " એ પાઠ લિખિત પ્રતમાં અધિક છે.

છે, પણ સો દિવસનો કાળ ક્યાંય કહેલો જોયો નથી કે સાંભળ્યો નથી. તમને તે ક્યાંથી વળગી ગયો ?

## અપવાદ સંવત્સરી માટે નથી.

એમ નહિ કહેવું કે–"[૯૫]આષાઢ પુનમે પર્યુષણા કરવી એ ઉત્સર્ગ છે, બાકી અપવાદથી પચાસ દિવસે પર્યુષણા કરે અને કલ્પ વાંચે." એ શ્રી નિશીથસૂત્રના વચનથી શ્રી કલ્પસૂત્રનો પાઠ પણ અપવાદિક છે. તે સંવત્સરી માટે પણ ઘટમાન કેમ ન ગણાય ?

અમે ઉપર બતાવી ગયા છીએ તેમ એ અપવાદ કેવળ સ્વાભિગૃહીત ચોમાસી માટેનો જ છે. શ્રી કાલિકસૂરિ મહારાજના વચનથી એ વિધિ હાલ [૯૬]વિચ્છેદ પામી છે. એ વિધિ પાંચ દિવસના ક્રમથી યોજાયેલી હતી. શ્રી [૯૭]સંવત્સરીલક્ષણ પર્યુષણા પર્વ માટે જો તેને માનવામાં આવે, તો પંચકોનું અનિયતપણું હોવાથી તેનું યે અનિય-

૯૫–" आसाढपुण्णिमाए पज्जोसविंति एस उस्सग्गो, सेसकालं पज्जोसवंताणं सव्वो अववाओ, अववादे सवीसइराए मासे पज्जोसवेंति कप्पं च कहेंति " त्ति । (पृ. २३)

૯૬–" લિખિત પ્રતમાં આ ઠેકાણે એવો પાઠ છે કે–" तच्चानियतपञ्चकपर्युषणाकल्पकर्षणं सम्प्रति सङ्घादेशाद् व्युच्छिन्नम् " એટલે કે–' તે અનિયત પંચક પર્યુષણાકલ્પ વાંચવાનો વિધિ હાલમાં સંઘના આદેશથી વિચ્છેદ થયો છે.' " यदुक्तं तीर्थोद्गारादौ–

' वीसहिं दिणेहिं कप्पो, पंचगहाणीइ कप्पठवणा य ।
नवसयतेणउएहिं, वुच्छिन्ना संघआणाए ॥ '

૯૭–"મુદ્રિતમાં ' न तु पर्युषणापर्वाभिप्रायेणापि तदुक्तं अन्यथा पर्युषणापर्वणोऽनैयत्येऽष्टाह्निकाया अप्यनैयत्यं स्यात्" એવો પાઠ છે, લિખિતમાં " किं चानियतपञ्चकेषु विवक्षितपर्युषणाऽकरणेऽष्टाह्निकानामप्यनैयत्यं स्यात्" એવો પાઠાંતર છે.

તપણું થઇ જાય. તેમ થવાથી તેની અઠ્ઠાઇનું પણ અનિયમિતપણું જ થઈ જાય. તેમ થાય તો પછી દેવતાઓ શાશ્વત સંવત્સરી પર્વનો અઠ્ઠાઈ ઉત્સવ ક્યાં કરે? અને શ્રી જીવાભિગમમાં કહ્યું છે કે-[૯૮] ચોમાસી તથા શ્રી પર્યુષણા અઠ્ઠાઇઓમાં ઘણા ભવનપતિ, વાનવ્યંતર, જ્યોતિષ્ક, વૈમાનિક દેવતાઓ મહા મહિમા કરે છે." માટે સંવત્સરી પર્વમાં અધિક માસને પ્રમાણ માનવો તે શાસ્ત્રવિરૂદ્ધ છે. અધિક વિસ્તાર જોવાની ઇચ્છાવાળા મહાશયોએ શ્રી વિચારામૃત સંગ્રહ આદિમાંથી જોઈ લેવો ॥૨૯॥

### ગાથા ૩૦ મી : પંચકહાનિ સાભિગ્રહિક.

'પાંચ પાંચ દિવસની હાનિના ક્રમે પહેલાં પર્યુષણા કરાતી હતી. તો કલ્પસૂત્રના અપવાદિક પાઠ સાથે શી રીતે વિરોધ આવે?' એ શંકા દૂર કરવા માટે પૂર્વે કહેલી વાત મૂળ ગાથામાં ફરમાવે છે-

**जं पुण पज्जोसवणं, पंचगहाणिं करिंसु मुणिवसहा।**
**तं पि य साभिग्गहियं, अणणह अट्ठाहियाऽणियमो॥**

(પ્ર૦)-ઉત્તમ મુનિઓ જે પાંચ પાંચ દિવસોની હાનિથી અનિયત પર્યુષણા કરતા હતા, તે પણ સ્વાભિગૃહીત અવસ્થાન રૂપ સમજવું પણ બીજું નહિ. નહિ તો સંવત્સરી રૂપ પર્યુષણા અઠ્ઠાઇનું અનિયમિતપણું થઇ જાય. આનો ભાવાર્થ ઉપલી ગાથામાં કહી દીધો છે. અહીં ગાથામાં જે ભૂતકાળની પ્રક્રિયા બતાવી છે, તેથી શાસ્ત્રકાર સૂચવે છે કે-' આધુનિક કાળના સાધુઓ માટે પાંચ-પાંચ

---

૯૮-" तत्थ णं वहवे भवणवइवाणमंतरजोइसियवेमाणिया तिहिं चउमासिएहिं पज्जुसवणाए वा अट्ठाहियाओ महामहिमाओ करेंति " त्ति जीवाभिगमवचनात् ( पृ. २४ )

દિવસની હાનિના ક્રમે પર્યુષણાકલ્પ કરવો યોગ્ય નથી, કેમકે-તે ક્રમ વિચ્છેદ પામ્યો છે.' ॥૩૦॥

## ગાથા ૩૧ મી : ચોથ-ચૌદશે સંવત્સરી-ચોમાસી કરવી તે જિનાજ્ઞા છે.

પાછળ ગાથા ૧૭ માં '[99]ચોમાસી ત્રણ પૂર્ણિમા' ઇત્યાદિ શ્રી સુયગડાંગ સૂત્રનું જે વચન કહ્યું હતું, તે સિંહાવલોકન ન્યાયથી યાદ કરીને 'ચૌદશે ચોમાસી કરવી તે જિનાજ્ઞા છે કે નહિ' એવી શંકા દૂર કરવા માટે કહે છે—

**तं पि अ तित्थयराणं, आणा तह जीअपालणं च भवे।**
**पज्जोसवण चउत्थी, पक्खियदिवसे चउम्मासं ॥३१**

(પ્ર૦)-ચોથને દિવસે જે પર્યુષણા યાને સંવત્સરી કૃત્ય કરવું અને પાક્ષિક યાને ચૌદશને દિવસે ચોમાસી પર્વ કરવું, તે શ્રી તીર્થંકર મહારાજની આજ્ઞા તથા જીતવ્યવહાર યાને આચરણા ઉભયનું પાલન છે.

**આથી પણ સમજાશે કે ચૌદશ વિના તેરસ અને પૂનમને દિવસે પક્ખિ યા ચોમાસી કરવી, તેમજ ચોથ વિના ત્રીજ અને પાંચમને દિવસે પર્યુષણા-સંવત્સરી કરવી, એ આજ્ઞા અને આચરણા ઉભયની ઘોર વિરાધનાકારક જ છે ॥૩૧॥**

## ગાથા ૩૨ મી : શ્રી કાલિકસૂરિની આજ્ઞા જિનાજ્ઞા કેમ?

[100]શ્રી કાલિકસૂરિ મહારાજના વચનથી ચોથ-ચૌદશે સંવત્સરી-

---

૯૯-" चउमासतिपुण्णिमागहिअ " त्ति ( पृ. २४ )

૧૦૦-આ સ્થળે મુદ્રિત અને લિખિતમાં અવતરણ સહિત આખી ગાથા અને ટીકા પાઠનો પાઠાંતર છે. મુદ્રિત અને લિખિત

ચોમાસી કરવી, તે જિનાજ્ઞા સમાન હોવાનો શો હેતુ છે ? તે જણાવવા માટે કહે છે—

બન્ને પાઠો વાંચકોની જાણ માટે નીચે ઉતારીએ છીએ. મુદ્રિત પાઠ આ પ્રમાણે છે-

" अथैतद्विषये ग्रन्थान्तरसम्मतिज्ञापकगाथामाह—

जं वायणंतरं पुण, इच्चाइ अ कप्प सुत्तमाईसु ।
तव्वित्तीए वि फुडो, तस्सऽत्थो वण्णिओ णिउणो ॥३२॥

(व्याख्या)—यत्-यस्मात् 'वायणंतरे पुण' इत्यादि कल्पसूत्रादिषु, प्रोक्तमिति गम्यं, मकारोऽलाक्षणिकः, पुनस्तस्यार्थः तट्टीकायां वर्णितः-कथितः, तथा चोक्तार्थसंवादकग्रन्थान्तरसंस्थितमेव पाठमाह-"वायणंतरे पुण अयं नवसयतेणउए संवच्छरे काले गच्छइ इति दीसइ" त्ति कल्पसूत्रगतम्, अस्य चेयं वृत्तिः-त्रिनवतियुतनवशतपक्षे त्वियता कालेन पञ्चम्याश्चतुर्थ्यां पर्युषणापर्व प्रववृते" इत्यादि, तत्रैव "सालाहणेण रण्णा, संघाएसेण कारिओ भयवं । पज्जोसवणचउत्थी, चाउम्मासं चउद्दसीए ॥१॥ चउमासगपडिकमणं, पक्खियदिवसम्मि चउविहो संघो । नवसयतेणउएहिं, आयरणं तं पमाणं ति ॥२॥ इत्यादि तीर्थोद्गारादिषु भणितमित्यादिसम्मत्या संवादो दर्शितः, चशब्दाद् निशीथचूर्ण्यादिष्वपि ज्ञेयम् । यत् तु कालिकाचार्यप्रवर्तितत्वाच्चतुर्थ्यादि न प्रमाणं तदयुक्तम्, यतस्तथाविधाचार्याणामाज्ञा न जिनाज्ञापृथग्भूता, किन्तु जिनाज्ञैव, यदुक्तम्-' आण त्ति पंचविहायारायरणसीलस्स गुरुणो हिओवएसवयणं आणा, तमण्णहा आयरंतेण गणिपिडगं विराहियं भवति" त्ति नन्दीचूर्णौ, चतुर्थ्याश्चाप्रमाणीकरणे दशविधसामाचारी समाराधिता न स्यात्, "कप्पाकप्पे परिनिट्ठियस्स ठाणेसु पंचसु ठियस्स । संजमतवड्ढगस्स उ अविगप्पेणं

जं णं कालगसूरी, जुगपवरो वण्णिओ अ चुण्णीसु।
तस्साणा जिणआणा, भिण्णा णो दंसिया समए॥

(પ્ર૦)-જે કારણથી શ્રી નિશીથચૂર્ણિ આદિ શાસ્ત્રોમાં શ્રી ચૂર્ણિકારાદિ શાસ્ત્રકાર મહારાજે શ્રી કાલિકસૂરિજીને શ્રી સુધર્માદિ

---

तहक्कारो ॥ १ ॥" आवश्यके, तथा "आयरियपरंपराए आगयं जो उ छेयबुद्धीए। कोवेइ छेयवाई जमालिनासं स नासिहिति ॥ १ ॥" सूय० निर्युक्तौ। 'न चैवमस्माकमप्याचार्यपरम्पराया विद्यमानत्वात् कथं साऽन्यथा क्रियते इति वाच्यं' प्रवचनाविरोधेनैवाचार्यपरम्पराया उपादेयत्वात्, यदुक्तं व्यवहारभाष्ये-"जं जीअं सावज्जं न तेण जीएण होइ ववहारो। जं जीअमसावज्जं तेण उ जीएण ववहारो ॥ १ ॥" त्ति, अन्यथा पार्श्वस्थादिकल्पितसामाचार्यपि प्रमाणतामास्कन्देत। या च सामाचारी प्रमाणं साऽग्रे दर्शयिष्यते। न च तीर्थकृद्भिरेवं न कृतमित्यस्माभिरप्येवं न क्रियते इति वाच्यं, तेषामाज्ञाया एव प्रमाणत्वात्, न तु तत्कृत्यस्य, अन्यथा रजोहरणमुखवस्त्रिकाप्रतिक्रमणप्रतिलेखनादिक्रियाणां विलोपापत्तेः, ग्रन्थादावप्याज्ञाया एव प्राधान्यमुक्तं न तु कृत्यस्येति कालिकसूरिवचो हि जिनाज्ञैव, पञ्चविधाचाराचरणशीलत्वेन निशीथचूर्णिकारादिभिर्युगप्रधानत्वादिगुणविशेषितत्वाच्च, तदनङ्गीकरणे च जिनाज्ञाभङ्ग इत्यभिनिवेषं मुक्त्वा सम्यग् विचार्यमिति गाथार्थः ॥३२॥"

લિખિત પ્રતનો પાઠાંતર આ પ્રમાણે છે—

"अथैवमपि कुत इति हेतुगर्भितां गाथामाह—

जं णं कालगसूरी, जुगपवरो वण्णिओ अ चुण्णीसु।
तस्साणा जिणआणा, भिण्णा णो दंसिया समए ॥३२॥

व्याख्या-'यद्' यस्मात् कारणात्, 'णं' अलङ्कारे, काल-

સ્વામિની માફક યુગપ્રધાન તરીકે ઓળખાવ્યા છે, તે કારણથી શ્રી જૈનપ્રવચનમાં તેમની આજ્ઞાને શ્રી જિનાજ્ઞાથી જુદી ગણી નથી,

---

कसूरिः' श्रीकालकाचार्यः, 'युगप्रवरः' सुधर्मादिवद् युगप्रधानः, 'चूर्णिषु' निशीथचूर्ण्यादिषु, 'वर्णितः' कथितः, कैश्चूर्णिकारादिभिरिति गम्यम्, तस्याज्ञा जिनाज्ञा, 'भिण्णा" तीर्थकृदाज्ञातः पृथग्भूता, 'न दर्शिता' न कथिता, 'समये' जैनप्रवचने, किन्तु जिनाज्ञैव । यदुक्तम्-"आण त्ति पंचविहायरणसीलस्स गुरुणो हि उवएसवयणं आणा, तमण्णहा आयरंतेग गणिपिडगं विराहियं भवति" त्ति नन्दीचूर्णौ । चतुर्थ्याश्चाप्रमाणीकरणे न दशविधसामाचार्याराधकः स्यात्, यतः 'कप्पाकप्पे परिनिट्ठियस्स ठाणेसु पंचसु ठियस्स । संजमतवड्ढगस्स य अविगप्पेणं तहक्कारो ॥१॥" श्री आव०; तथा तदनाराधने विराधकोऽपि स्यात्, यतः "आयरियपरंपरएण आगयं जो उ छेयवुद्धीए । कोवेइ छेयवाई जमालिनासं स नासिहिति" ॥१॥ सूय० नि० । न चैवमस्माकमप्याचार्यपरम्परायां विद्यमानत्वात् सा कथमन्यथा क्रियते इति वाच्यं, प्रवचनाविरोधेनैवाचार्यपरम्पराया उपादेयत्वात्, यदुक्तं "जं जीअं सावज्जं न तेण जीएण होइ ववहारो । जं जीअमसावज्जं तेण जीएण ववहारो ॥१॥ त्ति व्यवहारभाष्ये, अन्यथा मासकल्पस्त्रीपूजाद्युच्छेदकप्रकल्पितापि सामाचारी प्रमाणतामास्कन्देत । या च सामाचारी प्रमाणा साऽग्रे दर्शयिष्यते । न च तीर्थकृद्भिः पञ्चम्यादिदिवसेष्वेव पर्युषणादि कृतमस्माभिरपि तथैव क्रियमाणे को दोष इति वाच्यं, तेषामाज्ञाया एव अन्येषां विधेयतया प्रामाण्यात् न तु तत्कृत्यस्यापि, अन्यथा रजोहरणमुखवस्त्रिकाद्युपकरणप्रतिक्रमणप्रतिलेखनादिक्रियाणां विलोपापत्तेः, तीर्थकृतां तदसम्भवात्, तस्मादाज्ञाया एव विधेयतया प्रामाण्यं, तदेवाभ्युप-

પણ જિનાજ્ઞા જ કહેલી છે. શ્રી નંદિચૂર્ણિમાં કહ્યું છે કે-[101]'આણ ત્તિ, પંચવિધ આચારમાં રમતા ગુરૂનું ઉપદેશવચન પણ આજ્ઞા છે. તેને નહિ આદરનારા શ્રી દ્વાદશાંગીની વિરાધના કરનારા છે.' શ્રી કાલકસૂરિ મહારાજે કહેલી ચોથને પ્રમાણ નહિ કરવાથી દશવિધ સમાચારીના આરાધક થવાતું નથી. કેમકે-શ્રી આવશ્યક સૂત્રમાં ફરમાવ્યું છે કે-"[102]કલ્પાકલ્પમાં પરિનિષ્ઠિતાદિ ગુણવાન આચાર્યના વચનની વિના વિકલ્પે તહત્તિ કરવી જોઇએ." તહત્તિ કરવી એ દશવિધ સમાચારીનું એક અંગ છે. તેની આરાધના નહિ કરવાથી વિરાધક પણ થવાય છે. કારણ કે-શ્રી સૂયગડાંગ નિર્યુક્તિમાં કહ્યું છે કે-"[103]સુવિહિત-આચાર્યપરંપરાથી આવેલી વિધિને જે પોતાની સ્વચ્છંદ બુદ્ધિથી વિરાધે છે, તે સ્વચ્છંદવાદી જમાલી માફક નાશ પામે છે." એમ નહિ કહેવું કે-'અમારા આચાર્યની પરંપરા પણ

---

गन्तव्यं, न पुनस्ततकृत्यमपि, कालकसूरिवचोऽपि जिनाज्ञैव, पञ्चविधाचारचरणशीलत्वेन निशीथचूर्णिकारादिभिर्युगप्रधानत्वादि गुणविशेषितत्वात् तत्प्रवर्तितस्य तीर्थाभिमतत्वाच्च, तद्करणे च जिनाज्ञाभङ्ग इत्यभिनिवेशं मुक्त्वा सम्यग् विचार्यमिति गाथार्थः ॥२२॥"

१०१-"आण त्ति पंचविहायारायरणसीलस्स गुरुणो हि उवएसवयणं आणा, तमण्णहा आयरंतेण गणिपिडगं विराहियं भवति त्ति" (पृ. २५)

१०२-"कप्पाकप्पे परिणिट्ठियस्स ठाणेसु पंचसु ठियस्स संजमतवड्ढगस्स य अविगप्पेणं तहक्कारो त्ति आवश्यके" (पृ. २६)

१०३-"आयरियपरंपरएण आगयं जो उ छेयबुद्धीए ।
कोवेइ छेअवाई, जमालिनासं स नासिहिति ॥
त्ति सूय० निर्युक्तौ" (पृ. २५)

વિદ્યમાન હોવાથી તેને અમે કેમ વિરાધીએ ?' કારણ કે-શ્રી જિનાગમ સાથે જેનો વિરોધ ન હોય તેવી જ આચાર્યપરંપરા આદરણીય છે. શ્રી વ્યવહારભાષ્યમાં કહ્યું છે કે-"[૧૦૪]જે આચરણા વિરોધવાળી સાવદ્ય હોય તેનાથી વ્યવહાર થતો નથી, જે અસાવદ્ય હોય તેનાથીજ વ્યવહાર કરાય છે."

## વિરોધવાળી આચરણા અપ્રામાણિક.

જો એમ માનવામાં ન આવે, તો માસકલ્પ, સ્ત્રીઓને પૂજા ઇત્યાદિ શાસ્ત્રવિહિત બાબતોનો ઉચ્છેદ કરનારે કહેલી સમાચારીને પણ પ્રમાણ માનવાનો પ્રસંગ આવી પડે.

આથી જ હાલમાં પુનમ-અમાસની ક્ષયવૃદ્ધિએ તેરસની ક્ષયવૃદ્ધિ માનવાની જે આગમવિરોધી આચરણા કહેવામાં આવે છે, તે સાવદ્ય છે-પાપવાળી છે. અને તેના આલંબને ભાદરવા શુદ પાંચમની ક્ષયવૃદ્ધિએ, જે ત્રીજ અથવા ચોથની ક્ષયવૃદ્ધિ કરવાનું કેટલાક તરફથી કહેવામાં આવે છે તે પણ એટલું જ સાવદ્ય છે, માટે તે સર્વથા ત્યાજ્ય છે.

જે સમાચારી પ્રમાણ માનવાની હોય છે તે આગળની ગાથામાં દેખાડીશું.

## શ્રી તીર્થંકર મહારાજની આજ્ઞા અનુકરણીય છે, નહિ કે ક્રિયા.

એમ નહિ કહેવું કે-' શ્રી તીર્થંકર મહારાજે પંચમ્યાદિ દિવસે પર્યુષણાકૃત્ય કર્યું છે, માટે અમે પણ તેજ પ્રમાણે કરીએ એમાં

૧૦૪-"जं जीअं सावज्जं, न तेण जीएण होइ ववहारो।
जं जीअमसावज्जं, तेण उ जीएण ववहारो ॥
त्ति व्यवहारभाष्ये" (पृ. २५)

શું દોષ છે ?' કેમકે-શ્રી તીર્થંકર મહારાજ શિવાય બીજાઓને માટે તો તેમની આજ્ઞા જ વિધેય છે પણ તેમનું કૃત્ય વિધેય નથી નહિ તો ભગવાન રજોહરણ નહોતા રાખતા, મુહપત્તિ નહોતા રાખતા, પ્રતિક્રમણ કે પડિલેહણ આદિ ક્રિયા નહોતા કરતા, એટલે તમારે પણ રજોહરણ આદિ છોડી દેવું પડશે. માટે તેમની આજ્ઞાને જ પ્રમાણ રૂપે સ્વીકારવી જોઇએ, પણ તેમના કૃત્યને પણ પ્રમાણ માનીને તેમણે કર્યું તેમ કરવાની ઘેલછા નહિ કરવી જોઇએ.

## ઉત્સાહપ્રેરકતા.

શ્રી આચારાંગાદિ શાસ્ત્રમાં જ્યાં 'ભગવાને અમુક કર્યું તો તમારે પણ કરવું જોઈએ' ઇત્યાદિ મતલબનાં વાક્યો આવે છે તે આરાધક આત્માઓનો ઉત્સાહ જગાડવા માટે કહેલાં છે; પણ 'અનુકરણ કરવું તે ધર્મ છે' એમ બતાવવા માટે નથી કહ્યાં : કારણ કે–સિદ્ધાંત તો "आणाए धम्मो" 'ભગવાનની આજ્ઞા વડે જ ધર્મ છે,' એ જ સર્વ શાસ્ત્રોમાં સ્વીકારાયેલો છે. એટલા જ માટે [૧૫૦]નિશીથ કે જે શ્રી આચારાંગનું જ એક 'પ્રકલ્પ' નામનું અધ્યયન છે, તેમાં આજ્ઞાભંગનું પ્રાયશ્ચિત્ત વધારે જણાવવામાં

---

૧૦૫–"अवराहे लहुगतरो, किं णु हु आणाए गुरुतरो दंडो ।
आणाए चिय चरणं, तब्भंगे किं न भग्गं तु ॥
(निशीथभाष्य ११ उद्देश, गा. ४४)

**ભાવાર્થ**–'અપરાધમાં લઘુપ્રાયશ્ચિત્ત આપો છો અને આજ્ઞાની વિરાધનામાં ગુરુપ્રાયશ્ચિત્ત આપો છો, તેનું કારણ શું ?'–એવો શિષ્યનો ગુરુ પ્રત્યે પ્રશ્ન છે. આચાર્ય મહારાજ ઉત્તર આપે છે કે–'ચારિત્ર આજ્ઞા વડેજ છે. આજ્ઞાનો ભંગ થતાં શાનો ભંગ થતો નથી ? અર્થાત્ બધાનો થાય છે.'

આવ્યું છે. શિષ્યે તેનું કારણ પૂછ્યું ત્યારે 'આજ્ઞાથી જ ચારિત્ર વિગેરે સર્વ વ્યવસ્થા હોવાનું' બતાવીને શાસ્ત્રકાર ભગવાને આજ્ઞાનું મહત્ત્વ સ્થાપ્યું છે. એથી 'ભગવાને કર્યું તેમ કરવું' એમ જે કોઈ કહે છે, તેનો મત દિગમ્બરોના મતની માફક ખોટો છે એ કહેવાની આવશ્યકતા નથી.

## અભિનિવેશ મૂકો.

આજ્ઞા એજ પ્રમાણ છે, માટે ગ્રન્થકાર મહારાજ ફરમાવે છે કે–'શ્રી કાલકસૂરિ મહારાજ પંચવિધ આચારની આચરણામાં રક્ત હોવાથી અને શ્રી નિશીથચૂર્ણિકારાદિ શાસ્ત્રકારોએ તેમણે યુગપ્રધાનાદિ મહાન્ ગુણોવાળા જણાવેલા હોવાથી અને તેમની પ્રવૃત્તિ આખા શાસનને માન્ય થયેલ હોવાથી, તેમની આજ્ઞા એ શ્રી જિનેશ્વર ભગવાનની જ આજ્ઞા બરોબર છે. તે પ્રમાણે નહિ વર્તવાથી શ્રી જિનાજ્ઞા તોડ્યાનો જ દોષ લાગે છે અભિનિવેશ છોડીને સમ્યગ્ વિચારો.'

અભિનિવેશ એ એવો દુષ્ટ દોષ છે કે તે જાણીને ઉંધી પ્રવૃત્તિ કરાવે છે. જ્યારે દુષ્કર્મનો ઉદય જાગે છે, ત્યારે ભલભલા એ દોષને આધીન થઇ જઇને પોતાનું ભાન ભૂલી જાય છે. આ કારણથી અભિનિવેશ તજીને સમ્યગ્ વિચાર કરવાની શાસ્ત્રકારે તેવાઓને કરેલી ભલામણ વ્યાજબી છે. ॥૩૨॥

## ગાથા ૩૩ મી : નિયમ અને ભજન !

હવે ચાલુ તિથિવિચારનો ઉપસંહાર કરે છે.

**एवं तिहितवणियमो, कहिओ णियमेण वीअरागेण।**
**सेसतिहीसु अ भयणा, जिणवयणविऊहि णायव्वा**

( પ્ર૦ )–આ પ્રકારે પાક્ષિક, ચાતુર્માસિક, સાંવત્સરિક આદિ તિથિઓના ઉપવાસાદિ આરાધ્ય–તપની અને ઉપલક્ષણથી બીજા પણ તે તે તિથિના નિયત અનુષ્ઠાનની મર્યાદા, તે તે દિવસે અવશ્ય કરવા માટે શ્રી વીતરાગ પરમાત્માએ ફરમાવ્યું છે. એમાં ભજના નથી. પણ બાકીની તિથિઓમાં ભજના એટલે નિયમનો અભાવ છે, કેમકે–ન કરવામાં આવે તો પ્રાયશ્ચિત્ત નથી, એ પ્રમાણે શ્રી જિન-વચન જાણનારાઓએ જાણવું.

[૧૦૬]આથી કરીને જેઓ પ્રતિક્રમણના દ્રષ્ટાંતથી 'શેષ તિથિઓમાં પૌષધ આદિ અનુષ્ઠાન ન થાય' એવો નિષેધ કરે છે તેમનું ખંડન કર્યું જાણવું. કેમકે–પ્રતિક્રમણ તો પ્રાયશ્ચિત્ત રૂપ ક્રિયા હોવાથી છ મહિનાના તપની માફક અધિક સંભવતું નથી, પણ પૌષધ તો સંવર રૂપ હોવાથી તેનું અધિકપણું દોષને માટે નથી કિંતુ ગુણને માટે જ છે. અર્થાત્ શેષ તિથિઓમાં પક્ખ આદિ પ્રતિક્રમણ ક્રિયા ભલે ન કરાય, પણ પૌષધ આદિ તો કરી શકાય તેમાં કશો જ વાંધો નથી ॥૩૩॥

### ગાથા ૩૪ મી: ભજનાની સ્પષ્ટતા.

હવે એ ભજનાને જ સ્પષ્ટ કરે છે—

**अण्णह करणपमाए, पच्छित्तपरूवणा कया होइ ।**
**पडिसिद्धकरणओ पुण, तं चेव हविज्ज महसद्दं ॥३४**

---

૧૦૬–મુદ્રિત પ્રતમાં આ સ્થળે "**एतेन पर्वतिथिव्यतिरिक्ततिथिषु पौषधाद्यनुष्ठानं न विधेयमिति वैकल्यं व्युदस्तम्**" એવો પાઠ છે. ( पृ. २६) લિખિતમાં "**एतेन प्रतिक्रमणदृष्टान्तेन पर्वतिथिव्यतिरिक्तासु तिथिषु पौषधाद्यनुष्ठानं न विधेयमिति वैकल्यं व्युदस्तम्, यतः प्रतिक्रमणस्य प्रायश्चित्तरूपत्वात् षाण्मासिकतपोवन्नाधिकं सम्भवति, पौषधस्य संवररूपत्वाद् आधिक्यं दोषाय किन्तु गुणायैवेति**" એવો પાઠાંતર છે.

(પ્ર૦)–શેષતિથિઓમાં કરવાનો જો નિયમ હોત, તો તે કરવામાં પ્રમાદ સેવતાં શાસ્ત્રે તેનું પ્રાયશ્ચિત્ત જણાવ્યું હોત. 'શેષ તિથિઓમાં પૌષધાદિ નહિ કરવા' એવો જો નિષેધ કર્યો હોત, તો તે દિવસે પૌષધાદિ કરનાર માટે એકલું પાયશ્ચિત્ત નહિ પણ તેની સાથે 'મહા' શબ્દ જોડીને મહા પ્રાયશ્ચિત્ત જણાવેલું હોત. કેમકે–નહિ કરવામાં એકલો પ્રમાદ કારણભૂત હોય છે, જ્યારે નિષેધ કર્યા છતાં અધિક ક્રિયા કરવામાં તો શેષ સમુદાયની હિલના કરવાનો અને શ્રી તીર્થંકર મહારાજના વચનનો લોપ કરવાનો અભિપ્રાય રહેલો છે. તે મહા આશાતનાનું કારણ છે.

શ્રી જિનેશ્વર મહારાજના વચનની શ્રદ્ધા નહિ કરનારો જ અધિક ક્રિયા કરવાની પ્રવૃત્તિ કરી શકે. કોઈ પણ થાકેલો મનુષ્ય એવો નથી હોતો કે–સારા માણસે બતાવેલા ટુંકા રસ્તાની પોતાને શ્રદ્ધા હોવા છતાં વક્રમાર્ગે જવા તૈયાર થાય.

શાસ્ત્ર જ્યારે ક્ષીણ–પર્વતિથિને પૂર્વપ્રબલ પર્વતિથિમાં સમાવી દેવાનું કહે છે અને વૃદ્ધિ હોય ત્યારે પહેલી તિથિને અપર્વ ગણવાનું કહે છે, ત્યારે તેને બદલે બધી પર્વતિથિઓને અખંડ રાખવાનો આગ્રહ સેવવો અને પૂર્વ તથા પૂર્વતરની ક્ષયવૃદ્ધિ કરી નાખીને મૂળ ઉદય તેમજ સમાપ્તિમાં રહેલી ચોથ, ચૌદશ આદિ પર્વતિથિઓને વિરાધવી, તે ઉપર પ્રમાણે નિષેધવાળી અધિક ક્રિયા કરવા સમાન છે, એ ચોખ્ખું સમજી શકાય તેવું છે.

શ્રી હારિભદ્રીય આવશ્યક ટીકામાં જે કહ્યું છે કે–"[107]પૌષધોપવાસ અને અતિથિસંવિભાગ પ્રતિનિયત દિવસે કરવાનાં છે, પ્રતિ-

---

૧૦૭–"पौषधोपवासातिथिसंविभागौ तु प्रतिनियतदिवसानुष्ठेयौ न प्रतिदिवसाचरणीयाविति" (पृ. २७)

દિવસ આચરવાનાં નથી." તે શેષતિથિએ પૌષધાદિનો નિષેધ વાચક નથી, પણ ચતુષ્પર્વિ દિવસ તો નિયમે કરીને લેવાનું જણાવે છે અને બાકી અનિયમે કરીને લેવાનું જણાવે છે. અને તે અનુષ્ઠાન પણ દીક્ષાદિકની માફક કાયમનું નથી, એ જણાવવા માટે 'પ્રતિ-દિવસ આચરણીય નથી' એમ કહેલું છે. શાસ્ત્રકારે એ કથનથી કાલ-નિયમ દર્શાવ્યો છે. 'પ્રતિદિવસે તે કરવા યોગ્ય નથી' એવો એનો અર્થ નથી, પણ એનો અર્થ એ છે કે–'આજે કરેલો પૌષધ અથવા અતિથિસંવિભાગ બીજે દિવસે ચાલતો નથી. બીજે દિવસે કરવો હોય તો ફરીથી પચ્ચખ્ખાણ–ઉચ્ચાર આદિ કરવા જોઇએ.'

તમોએ પણ પર્વતિથિ શિવાયના બીજી તિથિઓમાં પૌષધ સ્વીકારેલો છે. ક્ષીણઆઠમનો પૌષધ સાતમ કે જે અપર્વતિથિ છે, તે દિવસે કરનારા તમે શેષતિથિએ પૌષધાદિ સ્વીકારનો અપલાપ કરી શકો તેમ નથી.

હાલમાં જેઓ આ શાસ્ત્રકારના પાછળ આવી ગયેલા 'તેરસને તેરસ કહેવી નહિ' એવા આપેક્ષિક અક્ષરો ઉપરથી, શાસ્ત્રકારે જણાવેલી અપેક્ષા પડતી મુકીને, ક્ષીણતિથિના બદલામાં 'પૂર્વતિથિનો ક્ષય જ કરવો' એવું જણાવવાને ઉતાવળા થાય છે, તેઓને શાસ્ત્રકાર મહારાજના ઉપલા વચનથી સમજાશે કે–'એ માનવું તદ્દન ખોટું છે.' કારણ કે–જો પૂર્વતિથિનો ક્ષયજ કરાતો હોત તો આઠમને બદલે સાતમનો ક્ષય થયેલો હોવાથી, શાસ્ત્રકાર અહીં અપર્વતિથિ રૂપ સાતમે પૌષધ સ્વીકારની આપત્તિ વાદીને શી રીતે આપી શકત? શાસ્ત્રનાં પૂર્વાપર વાકયો મેળવીને તેની અપેક્ષા ઉડાવ્યા વિના સદ્‌બુદ્ધિથી જો તેઓ શાસ્ત્રના નામે બોલવા તૈયાર થતા હોય, તો તેમને ખોટા પડવું ન પડે અને સત્ય વસ્તુનો વિરોધ કરવાનું પાપ પણ વહોરવું ન પડે.

વળી પૌષધાદિ કાર્યોમાં જો ચતુષ્પર્વિ જ લેવાની હોય, તો અતિથિસંવિભાગ પણ અષ્ટમ્યાદિ તિથિને દિવસે જ કરવો પડશે. નોમ આદિ તિથિને દિવસે નહિ કરી શકાય. તમે જો એમ કહેશો કે-'અતિથિસંવિભાગ નોમ આદિ તિથિને દિવસે જ સંભવે, માટે નોમ આદિ જ લેવી. તો અષ્ટમ્યાદિ દિવસે તમારાથી નહિ થઈ શકે. તમે એને ઇષ્ટાપત્તિ પણ કહી શકો તેમ નથી, કેમકે-તમારા સિદ્ધાંતથી વિરુદ્ધ છે. પૌષધ-વિધિ પ્રકરણમાં '[૧૦૮]અષ્ટમ્યાદિ દિવસે પૌષધ જેણે કરેલો હોય, તે યથાશક્તિ અતિથિસંવિભાગ આપીને રાગદ્વેષ વિના ભોજન કરે' એમ કહ્યું છે. આ ઉપરથી એ નિશ્ચિત થાય છે. કે-શેષતિથિને દિવસે પૌષધાદિ કરવાનો નિષેધ નથી. ॥૩૪॥

## ગાથા ૩૫ મી : તત્ત્વાર્થની સાક્ષી.

'[૧૦૯]ભલે નિષેધ ન હોય. છતાં 'એકમ આદિ શેષતિથિએ પૌષધ કરવો' એવી વિધિ પણ કહેલી નથી' એ શંકા દૂર કરવા માટે કહે છે—

---

૧૦૮-"**अष्टम्यादिषु पौषधी यथाशक्त्यतिथिसंविभागं दत्वाऽरक्तोऽद्विष्टो भुङ्क्ते इत्यर्थस्य पौषधविधिप्रकरणे प्राकृतभाषया प्रणीतत्वात्" (पृ. २९)**

**નોંધ**-આ ગાથાની ટીકાનો પણ લગભગ આખો પાઠાંતર છે, પણ લંબાણના ભયથી અમે તે રજુ કર્યો નથી. ભાવાર્થ ઉપર મુજબ છે.

૧૦૯-આ ગાથાના અવતરણ અને ટીકા-પાઠનો પણ મોટો પાઠાંતર છે, તે પણ લંબાણના ભયથી અમે રજુ કરી શકતા નથી. બન્ને પાઠોનો મુદ્દો ઉપર અનુવાદમાં જે જણાવ્યો છે તે છે. મુદ્રિત પાઠ જોતાં તેમાં તો અશુદ્ધિ પણ રહી હોય તેમ જણાય છે.

नत्थित्थं पडिसेहो, कहियं तत्तत्थभासमाईसु।
पडिवाइसुं अ नियमाभावेण करिज्ज आणत्ति ॥३५॥

(પ્ર૦)–ઉપર પ્રમાણે શેષતિથિમાં પૌષધ આદિ કરવાનો નિષેધ નથી, એટલું જ નહિ પણ શ્રી તત્ત્વાર્થસૂત્ર, ભાષ્ય અને ટીકામાં '[110]પ્રતિપદાદિ તિથિઓમાં વિકલ્પે કરીને કરવો' એ ઉલ્લેખ દ્વારા વિધાન પણ કરેલું છે. 'ગ્રન્થમાં કહેલું છે અને નિષેધ કર્યો નથી' માટે તે શ્રી તીર્થંકર ભગવાનની આજ્ઞા છે.

આ ઉપરથી માલુમ પડશે કે–શેષદિવસે પૌષધાદિ કરવાનો નિયમ નથી–એટલું જ નહિ પણ કરવો હોય તો કરવાનો વિધિ પણ છે. નિયમ ચતુષ્પર્વિ માટે જ છે. અને તેથી પુનમે પૌષધની અવશ્ય કર્ત્તવ્યતા શાસ્ત્રકારે માની નથી, આથી પુનમના ક્ષયને ચૌદશમાં સમાવી દેવાના સિદ્ધાંતને તલમાત્ર બાધ આવતો નથી ॥૩૫॥

ગાથા ૩૬ મી: આગમવિરૂદ્ધ જાણવા છતાં.

इत्थं जिणवयणेहिं, विरुद्धमवि जाणिऊण दुच्चरियं।
नो परिच्चयंति पावा, तेसिं सरूवं इमं होइ ॥३६॥

(પ્ર૦)–આ પ્રમાણે શ્રી જિનેશ્વર ભગવાનના વચનથી વિરૂદ્ધ છે એવું જાણવા છતાં, જે પાપીઓ પોતાનું દુશ્ચરિત્ર છોડતા નથી તેમનું સ્વરૂપ આ પ્રમાણે છે.

ગ્રન્થકાર મહારાજ આથી એમ કહેવા ઇચ્છે છે કે–'સમાપ્તિવાળી ઉદયતિથિ પ્રમાણ માનવી જોઇએ. તેનો ક્ષય

૧૧૦–" प्रतिपदादिष्वनियमेन कार्यः " (पृ. २९)

હોય તો તપ જુદો કરી શકાવા છતાં, આરાધન તો જે તિથિને દિવસે એના ભોગની સમાપ્તિ થતી હોય તે દિવસે જ માન્ય કરવું જોઈએ. વૃદ્ધિ થઇ હોય ત્યારે, તેના ભોગની સમાપ્તિ બીજે દિવસે થતી હોવાથી બીજે દિવસે આરાધવી જોઇએ. પણ જેની ક્ષય અને વૃદ્ધિ હોય, તેને બદલે પૂર્વ-તિથિની કિંવા તેનાથી પણ પૂર્વે આવેલી તિથિની ક્ષયવૃદ્ધિ કરીને, જે દિવસે તિથિનો ભોગ સમાપ્ત થતો ન હોય અથવા સુદ્દલે ન હોય, તે દિવસે તેનું કાર્ય કરવું, ઉદય તિથિનો ભંગ કરવો, પુનમે પક્ખિ માનવી, ઇત્યાદિ સઘળું શ્રી જિનેશ્વર ભગવાનના વચનથી વિપરીત છે. તે જાણવા છતાં તેનો ત્યાગ નહિ કરવો એ ભયાનક પાપદશા છે. તેનું સ્વરૂપ નીચેની ગાથાઓમાં જણાવાય છે. ॥૩૬॥

ગાથા ૩૭ મી : નહિ છોડનારાઓનું સ્વરૂપ.

**जा तेसिं अम्हाणं, आयरियाणं गई वि परलोए।**
**सा अम्हाण वि हुज्जा, अहिया धम्मा ममाउ जओ॥**

(પ્ર૦)-'આ લોકમાં તો શું પણ પરલોકમાંયે અમારા તે આચાર્યોની જે ગતિ થાય તે અમારી પણ થાઓ, કારણ કે-ધર્મહેતુએ કરીને તેઓ અમારાથી અધિક છે-પૂજ્ય છે.' આવી તેઓની મનોદશા હોય છે. ॥૩૭॥

ગાથા ૩૮ મી : એ મનોદશાનું હલકટપણું.

**ते अप्पाणं रयणं, मुणंति कुप्पत्थरा वि हीणयरं।**
**उस्सुत्तभासगाओ, जं अत्तं हीणमवि विंति ॥३८॥**

(પ્ર૦)–માર્ગાનુસારિપણાનો વિચાર કર્યા વિના જેઓ 'આ પૂજ્ય છે, આ મોટો છે, આ જ્ઞાની છે, આ ધુરંધર છે,' ઈત્યાદિ માનીને ઉપરોક્ત મનોદશામાં ઘસડાય છે તેનું કુત્સિતપણું જણાવવા માટે કહે છે કે–

એવા મનુષ્યો રત્નસમાન એવા પણ પોતાના આત્માને સ્વભાવથી જ અથવા ખરાબની સોબતના દોષથી ખરાબ–પથરા કરતાં પણ હલકો માનનારા છે કેમકે–તેઓ પોતાની જાતને ઉપલા વિચારો દ્વારા ઉત્સૂત્રભાષિઓ કરતાં કનિષ્ટ હોવાનું જાહેર કરે છે.

ગ્રન્થકાર આથી એમ સ્પષ્ટ કહેવા ઇચ્છે છે કે–'શાસ્ત્રદૃષ્ટિએ અયોગ્ય થાય એમ જાણ્યા પછી, તમારા વડાઓના નામે તમે તેને પકડી રાખો એ સડેલી મનોદશાનું પ્રતિબિંબ માત્ર છે. એનો ત્યાગ કરવો એ જ તમારે માટે હિતાવહ છે.' ॥૩૮॥

ગાથા ૩૯ મી : <u>અથવા.</u>

બીજા પ્રકારે કરીને પણ કદાગ્રહસેવીઓનો આશય જણાવે છે–

**अहवाऽवलंबिऊणं, समायारिं ति बिंति केइ जणा।**
**आगमविरुद्धमवि जइ,दोसो नत्थि त्ति अम्हाणं॥३९॥**

(પ્ર૦)–અથવા કેટલાક અવિવેકીઓ પોતાની ગચ્છસમાચારીનો ટેકો લઈને એમ કહે છે કે–'જો કદાપિ આગમવિરૂદ્ધ પણ હોય તથાપિ તેમાં અમારો કાંઈ દોષ નથી.' ॥૩૯॥

ગાથા ૪૦ મી : <u>કેમ ?</u>

'અમારો દોષ નથી' એવું કહેનારાઓ શા માટે એ પ્રમાણે કહે છે ? તેનો હેતુ જણાવે છે—

**गच्छायारो एसो, पण्णत्तो पुव्वसूरिणा जेण ।**
**जाणंतेण जणाणं, सुहमसुहं होइ तस्सेव ॥४०॥**

(પ્ર૦)–' જે કારણે સમ્યગ્ ગુરૂના વચનથી નહિ સ્પર્શાયેલા કાનવાળા લોકોની આગળ અમારા પૂર્વાચાર્યે આ આગમવિરૂદ્ધ પણ ગચ્છાચાર જાણી જોઇને પ્રકાશ્યો છે, તેથી શુભ–અશુભ જે થવું હોય તે તેનું થાય, પણ અમારા જેવા બીજા મુગ્ધ મનુષ્યોને કાંઈ લાગતું–વળગતું નથી.'

ગ્રન્થકાર કહે છે કે–' અમારા જેવા અજ્ઞાનીને કાંઈ દોષ નથી, દોષ તો જ્ઞાનીને છે '–એવા મત ઉપર મુસ્તાક બનીને આવાઓ ધીઠપણું સેવે છે. ॥૪૦॥

ગાથા ૪૧ મી : તે કેવા છે ?

આવા વિચારવાળાઓનો દોષ જણાવે છે—

**ते खलु जलंतगेहे अप्पाहूंति कुणंति अहवा वि ।**
**अच्छी निमीलिऊणं खिवंति कंठे विसहरं ति ॥४१॥**

(પ્ર૦)–ઉપલી ગાથામાં જણાવેલા વિચારવાળા મનુષ્યો ખરેખર બળતા ઘરમાં ' આ અમારૂં ઘર છે ' એવી બુદ્ધિથી પોતાની જાતનો હોમ કરનારા છે અથવા આંખો મીંચીને પોતાના કંઠે સર્પ પહેરનારા છે. ॥૪૧॥

ગાથા ૪૨ મી : વિશેષ.

' અમારો દોષ નથી '–એમ કહેનારાઓની હાંસીપાત્રતા દેખાડે છે—

मन्निज्जइ सो णिउणो,

घोसिज्जइ जेण णिउणमति इत्थं ।

पाइस्सइ विसमम्हे, मरणं तस्सेव नो अम्हं ॥४२॥

(પ્ર૦)–તેને નિપુણ માનવો જોઇએ, કે જે નિપુણ બુદ્ધિવાળો ઉંચા સ્વરે લોકોને એમ જણાવે છે કે–'અમને ઝેર પાશે તેનું જ મરણ થશે પણ અમારૂં નહિ થાય.' બીજો એવો કોણ સુજ્ઞ પુરૂષ હોય કે જે આવું કહી શકે.

ઉપરોક્ત વિચાર ધરાવનારાઓ આ કોટિના માણસો છે, એમ ગ્રન્થકાર મહાશયનું કહેવું છે. ॥૪૨॥

ગાથા ૪૩ મી : 'અમારો ગચ્છ!'

તેઓના હૃદયમાં બીજો પણ વિચાર શો રમતો હોય છે તે દેખાડે છે—

अम्हे गणआलंबणभूआ अम्हाण एस गच्छो वि ।

मोहंधयारअंधा, एवं मुणिऊण चिट्ठंति ॥४३॥

(પ્ર૦)–તેઓ એમ વિચારે છે કે–'અમે ગચ્છના આલંબનભૂત છીએ અને આ અમારો ગચ્છ પણ છે.' બસ આવું માનીને તેઓ મોહરૂપી અંધકારમાં અંધ થઈને રહેનારા છે.

શ્રી ગ્રન્થકાર મહારાજ આથી એમ સૂચવે છે કે–પોતાની મોટાઇ કે પોતાને સમુદાય કિંવા અનુયાયીઓનું જોર છે, એમ માનીને પણ આગમથી વિપરીત પ્રરૂપણા અને પ્રવૃત્તિ કરવાનો કદાગ્રહ રાખનારા મોહાંધકારમાં આથડી રહેલા છે. ॥૪૩॥

### ગાથા ૪૪ મી : ગ્રન્થકારની ટીકા.

ઉપલો વિચાર સેવનારાઓ કેવા છે તે પણ જણાવે છે—

**ते पल्लिं पालंता, चोराणं रायलच्छिहरगाणं ।**
**अप्पाणं च कयत्थं, मुणंति मोहेण गयसण्णा ॥४४॥**

(પ્ર૦)–પૂર્વે કહેલા આશયવાળાઓ, રાજ્યલક્ષ્મીને હરનારા ચોરોની પલ્લીને પાળતા થકા મોહથી વિચારશૂન્ય બનીને પોતાના આત્માને કૃતાર્થ માને છે. રાજાથી પોતાને મરણ આદિ નુકશાન થશે તે તેઓ જોતા નથી. અહીં રાજાના સ્થાને શ્રી તીર્થંકર ભગવાન છે. શાસ્ત્રે કહેલા અર્થો લક્ષ્મીને ઠેકાણે છે, અને તેનું હરણ કરનારા ઉત્સૂત્રભાષિઓ છે, ઈત્યાદિ ઉપનય વાચકોએ સ્વયં જોડી લેવો.

શ્રી જિનમાર્ગથી વિરુદ્ધ કદાગ્રહ પોષનારાઓની દશા આટલા કડક શબ્દોમાં શાસ્ત્રકારને એટલા જ માટે વર્ણવવી પડી છે કે–તે વિચારીને તેઓ પોતાના અને પરના ભલાને માટે હજી પણ જાગ્યા ત્યાંથી સવાર ગણે. તેઓની સ્વયં આ દશા હોવા છતાં જ્યારે તેઓ બીજા સાચાઓ ઉપર આક્ષેપો કરવા નીકળે છે, ત્યારે તો તેમની આ વિપરીત દશા અતિશય અધમ જ બની જાય છે એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય. ॥૪૪॥

### ગાથા ૪૫ મી : કચી સમાચારી પ્રમાણ મનાય ?

ગચ્છભેદથી કેટલીક સમાચારીઓ ભિન્ન પણ હોય છે. તે તમામનું અપ્રામાણિકપણું ન થઇ જાય તે આશયથી 'કચી સમાચારી

પ્રમાણુ મનાય અને કયી અપ્રમાણુ મનાય,' તેનો વિવેક કરી શકાય એ માટે તેનું સ્વરૂપ બતાવે છે—

**सामायारी वि पुणो, पमाणमिह होइ तन्निसामेह ।**
**असढेण समाइण्णा, अण्णेसिं अणुमया होइ ॥४५॥**

(પ્ર૦)-શ્રી જિનશાસનમાં સમાચારી પણ કયી પ્રમાણ માની શકાય છે તે સાંભળો-'જે સમાચારી રાગદ્વેષ રહિત અશઠ પુરૂષ વડે આચરણ કરાઈ હોય અને તે કાલના બીજા બહુશ્રુત આચાર્યોએ તેને સત્ય રૂપે સ્વીકારેલી હોય, તેજ સમાચારી પ્રમાણભૂત મનાયછે.'

શાસ્ત્રકાર આથી નિશ્ચિત કરે છે કે-'જે સમાચારીનું આવું સ્વરૂપ ન હોય તે સમાચારી અપ્રામાણિક છે. પછી તે ગમે તે કરતા હોય અથવા ગમે તે વખતની હોય.'॥૪૫॥

ગાથા ૪૬ મી : <u>વિશિષ્ટ લક્ષણ.</u>

ઉપલી ગાથામાં સમાચારીનું સ્વરૂપ કહેવાથી લક્ષણ પણ આવીજ જાય છે, તથાપિ સ્પષ્ટતા માટે શાસ્ત્રકાર તેનું લક્ષણ કહે છે—

**तल्लक्खणं तु आयरियपरंपरएण आगया संती ।**
**सिद्धंतदोसलेसं, दंसेइ न अत्तदोसेणं ॥४६॥**

(પ્ર૦)-આચાર્ય પરંપરાથી આવેલી હોય અને સ્વદોષે કરીને સિદ્ધાંતની સાથે જેનો લેશ માત્ર બાધ આવતો ન હોય, એવું જે સમાચારીનું હોવું તે તેની પ્રામાણિકતાનું લક્ષણ છે.

આમાં 'સ્વદોષે કરીને સિદ્ધાંતથી દુષિત હોવી ન જોઇએ'-એ કહેવાનું કારણ એ છે કે-'સમાચારી સિદ્ધાંતની દ્રષ્ટિએ પરિપૂર્ણ

શુદ્ધ હોવી જોઇએ.

'જે સમાચારી આધુનિક કાલવર્તિ સ્વલ્પ સિદ્ધાંતના અનુસારે સ્વમતિકલ્પિત હોય તે પ્રામાણિક નથી'–એ બતાવવા માટે 'આચાર્ય-પરંપરાથી આવેલી હોવી જોઇએ' એમ કહ્યું છે.

**હાલમાં પુનમ–અમાસની ક્ષયવૃદ્ધિએ તેરસની ક્ષયવૃદ્ધિ કરવાની કહેવાતી સમાચારી પણ એવી જ હોવાથી, શાસ્ત્રકારે આપેલા વિશેષણથી તેનો નિરાસ થઈ જાય છે.**

નિહ્નવોની પરંપરાથો આવેલી સમાચારી સિદ્ધાંતમાં દોષ દેખાડનારી છે–તે અપ્રામાણિક છે. એ જણાવવા માટે 'સિદ્ધાંતમાં જેનાથી દોષ દેખાડાતો ન હોય અર્થાત્ સિદ્ધાંતની સાથે જેનો લેશ માત્ર બાધ આવતો ન હોય'–એ વિશેષણ આપ્યું છે.

એ વિશેષણમાં જે 'લેશ માત્ર પણ બાધ ન જોઇએ' એમ કહ્યું છે, તેનું કારણ એ છે કે–'સિદ્ધાંતની સાથે જેનો મોટો વિરોધ આવતો હોય તે જ કેવળ અનિષ્ટ છે એમ નહિ, પણ યત્કિંચિત્ વિરોધ આવતો હોય તે પણ અપ્રામાણિક છે'.

## થોડા પણ વિરોધવાળી સમાચારી અપ્રામાણિક.

એટલા જ માટે જે કોઈ એમ કહેતા હોય કે–' અમારી સમાચારીને આગમ સાથે મોટો વિરોધ નથી, ફક્ત બે–ચાર વાતોમાં છે. તે અલ્પ હોવાથી દોષરૂપ નથી.' તેનો નિરાસ કર્યો એમ જાણવું. [૧૧૧]ગંધ માત્રથી મૃત્યુ આપનારૂં હલાહલ [૧૧૨]ઝેર ગળામાં અને પેટમાં

---

૧૧૧–મુદ્રિત પ્રતમાં આ ઠેકાણે " घ्राणदेशं " છાપેલુ છે તે અશુદ્ધ છે. ખરો પાઠ " घ्राणदेशं" છે. ( પૃ. ૩૨ )

૧૧૨–મુદ્રિત પ્રતમાં આ ઠેકાણે " कंठचिवरदेशं " છાપેલું છે. પ્રત્યન્તરમાં " कण्ठोदरदेशं " છે. ( પૃ. ૩૨ )

જાય ત્યારે તો અવશ્ય મૃત્યુ આપે જ એમાં શંકા નથી. આગમમાં રહેલા એક પણ વચનનો અપલાપ કરનારાનું વચન માત્ર સાંભળવાથી અથવા પાસે ઉભા રહેવાથી યે અનન્તા જન્મમરણ જીવને થાય છે, તો પછી તેણે આચરેલી સમાચારી સેવવાથી થાય એમાં તો પૂછવું જ શું ? શ્રી મહાનિશીથ સૂત્રમાં કહ્યું છે કે-"[113]જે સાધુ અથવા સાધ્વી, શ્રાવક અથવા શ્રાવિકા પરપાખંડી તથા નિહ્નવની પ્રશંસા આદિ કરે, તે સુમતિની માફક પરમાધામિની યોનિમાં ઉત્પન્ન થાય છે." ઇત્યાદિ.

[114]નિહ્નવપણું થોડું પણ વચન ઉત્થાપવાથી સંભવે છે, કેમકે શ્રી વિશેષાવશ્યકવૃત્તિમાં કહ્યું છે કે-"સૂત્રમાં કહેલા એક પદ કે અક્ષરને

---

૧૧૩-" यत उक्तं श्रीमहानिशीथे-'से भिक्खू वा भिक्खूणी वा सावओ वा साविया वा परपासंडिणं पसंसं करेज्जा, जे आ वि णं णिण्हवगाणं अणुकूलं भासिज्जा, जे यावि णं णिण्हवगाणं गंथसत्थं पयक्खरं वा परूविज्जा तस्संतिए कायकिलेसाईए तवे वा संजमे वा नाणे वा विन्नाणे वा सुए वा पंडिच्चे वा अविसुहर ( अविसुद्ध-इति पाठान्तरम् ) परिसामज्झगए सिलाहिज्जा से वि पुण परमाहम्मिएसु उववज्जिज्जेति" (पृ. २३) "जहा सुमति" ( इति प्रत्यन्तरे )।

નોંધ-( ) કૌંસમાં મુકેલા પાઠો મુદ્રિતમાં નથી.

૧૧૪-મુદ્રિત પ્રતમાં આ સંબંધી બહુજ ટુંકો પાઠ છે. જેમકે-" न चैतेन परपासंडीपदेनान्यतीर्थिकग्रन्थाध्ययनमपि निषिद्धम्, परपाखण्डिकानां हि प्रशंसायां एव निषिद्धत्वात्, अन्यतीर्थिकग्रन्थाध्ययनस्य तु 'ससमयपरसमयविऊ' इत्यनुयोगद्वार वृत्त्यनुसारेणानुज्ञातत्वाच्च, स्याद्वादमञ्जर्यां तु तस्य साक्षादुक्तत्वादिति, अत एव निह्नवान्यतीर्थिकयोर्भूयोऽन्तरमवसातव्यमिति ॥" (पृ. २३) આને બદલે લિખિત પ્રતમાં નીચે મુજબનો

નહિ માનનારો અને શેષને માનનારો હોય, તો પણ તે જમાલીની માફક મિથ્યાદષ્ટિ છે." શ્રી સ્થાનાંગવૃત્તિમાં તેવાને પ્રવચનબાહ્ય પણ કહેલા છે. ત્યાં કહ્યું છે કે–"શ્રી જિનેશ્વર મહારાજે કહેલી સમુદ્ઘાતાદિ વસ્તુની ઉલટી પ્રરૂપણા કરનારો પ્રવચનથી બાહ્ય છે."

નિહ્નવનું આ પ્રમાણે સ્વરૂપ બતાવીને શાસ્ત્રકાર 'પરપાખંડી તથા નિહ્નવ વચ્ચે શું ફરક છે?' એ શંકાનું સમાધાન કરે છે કે– 'પરપાષંડી કે જે અન્યતિર્થિક કહેવાય છે તેની ફક્ત પ્રશંસાનો નિષેધ કરેલો છે, તેના ગ્રન્થાદિ ભણવાનો નિષેધ કર્યો નથી; કારણ કે–"સ્વસમય પરસમયને જાણનારા" ઇત્યાદિ શબ્દો દ્વારા શ્રી અનુયોગદ્વાર આદિ શાસ્ત્રોમાં તથા શ્રી સ્યાદ્વાદમંજરીમાં સાક્ષાત્ ભણ-

---

આખો, સીધો અને સ્પષ્ટ પાઠાંતર છે, જેનો અનુવાદ અમે ઉપર આપ્યો છે—

निह्नवत्वं चाल्पापलापित्वेऽपि सम्भवति, यदुक्तम्–" पयमक्खरं पि इक्कं, जो न रोयइ सुत्तनिद्दिट्ठं। सेसं रोअन्तो वि अ मिच्छद्दिट्ठी जमालि व्व "॥ श्रीविशेषावश्यकवृत्तौ। तथा स प्रवचनवाह्योऽपि भण्यते, यदुक्तम्–" समुद्घातादि जिनाभिहितं वस्त्वन्यथाप्ररूपयन् प्रवचनवाह्यो भवतीति " श्रीस्थानाङ्गवृत्तौ। ननु परपाषण्डकनिह्नवयोः किमन्तरमिति चेद्, उच्यते–अन्यतीर्थिकस्य प्रशंसाया एव निषिद्धत्वात्, न तु तदीयग्रन्थाध्ययनादेरपि 'ससमयपरसमयविऊ'त्ति प्रवचनवचनात्, स्याद्वादमञ्जर्यां च तदीयग्रन्थाध्ययनस्य साक्षादनुज्ञातत्वात्, अन्यथा सम्प्रति लौकिकटिप्पणानुसारेण दीक्षाप्रतिष्ठादिलग्नानां प्रवृत्तिरेव न स्यात्, निह्नवस्य त्वंशतोऽपि सम्बन्धस्य निषिद्धत्वात् महदन्तरमवसातव्यम्॥ "

નોંધ–આ પાઠમાં લૌકિક ટિપ્પણાનુસારે દીક્ષા પ્રતિષ્ઠાદિ લગ્ન લેવાની પ્રવૃત્તિ જણાવીને જૈન ટિપ્પણાનો વિચ્છેદ સુચવેલો છે.

વાદિકનું કહેલું છે. જો એમ ન હોત તો અત્યારે લૌકિક ટિપ્પણાનુસારે દીક્ષા–પ્રતિષ્ઠાદિનાં લગ્નો–મુહૂર્તો નક્કી કરવાની પ્રવૃત્તિ ચાલતી જ ન હોત. નિહ્નવ સંબંધી વિચાર કરીએ તો, તેનો તો અંશ માત્ર સંબંધ રાખવાનો પણ નિષેધ કર્યો છે. માટે પરપાપંડી અને નિહ્નવ વચ્ચે મોટું અંતર સમજવું.

## ગચ્છભેદ છતાં પ્રામાણિક સમાચારી હોય તો વાંધો નથી

[૧૧૫]આથી જે સમાચારીમાં ઉપર કહ્યા મુજબનું લક્ષણ આવતું હોય, તે બીજા ગચ્છની હોય, તો પણ 'અપ્રામાણિક' છે એવી શંકા કરવી નહિ. એવે સ્થળે ગચ્છભેદ પ્રતિક્રમણ, સામાયિક આદિ નિયત વિધિઓથી કરેલો નથી હોતો, પણ પોતપોતાના ગચ્છમાં દ્રવ્યાદિ અપેક્ષાએ કરાતા જુદા જુદા તપ વિગેરેથી કરેલા હોય છે. શ્રી નિશીથચૂર્ણિ ઉદ્દેશ ૧૧ માં કહ્યું છે કે–"[૧૧૬]જે દિવસે ઉપસ્થા-

૧૧૫–આ સ્થાને મુદ્રિત પ્રતમાં "एवंविधलक्षणोपेतानां गच्छान्तरसामाचारीणामपि नाप्रामाण्यमाशङ्कनीयम्" એવો પાઠ છે. લિખિતમાં એનો પાઠાંતર આ પ્રમાણે છે. "तथा चोक्तलक्षणायाः सामाचार्या गच्छान्तरीयाया अपि नाप्रामाण्यमाशङ्कनीयं यतस्तत्र भेदो न प्रतिक्रमणसामायिकादिनियतविधिकृतो भवति किन्तु निजनिजगच्छे द्रव्याद्यपेक्षया तपःप्रभृतिकृतो भवति"

૧૧૬–"यत उक्तम्–जद्दिवसं उवट्ठायन्ति तं दिवसं केसिंचि निव्वीयं (प्रत्यन्तरे केसिंचि अभत्तट्ठो भवति, केसिं चि आयंबिलं" इत्यधिकम्) केसिं चि न किंचि वि, जस्स वा जं आयरियपरंपरागयं छट्ठट्ठमादियं कराविज्जति, मंडलिसम्भोगट्ठा सत्त आयंबिले कराविज्जति निव्वीए वा, जस्स वा जं परंपरागयं" इति निशीथचू. उ. ११" (पृ. ३३)

નોંધ–( ) કૌંસમાં મુકેલા પાઠો અમે મુકયા છે.

પના કરવામાં આવે તે દિવસે કેટલાક ઉપવાસ કરાવે છે, કેટલાક આયંબીલ કરાવે છે, કેટલાક નિવિ અને કેટલાક કાંઈ પણ કરાવતા નથી. જે આચાર્યની પરંપરામાં જે છઠ્ઠ, અઠ્ઠમ આદિ તપ ચાલ્યો આવતો હોય તે કરાવાય છે, મંડલીસંભોગ માટે કેટલાક સાત આયંબીલ કરાવે છે, કેટલાક નિવિ કરાવે છે, જેની પરંપરામાં જે કરાવાતું હોય તે ઠીક જાણવું."

ઉપર કહેલું લક્ષણ કાલ્પનિક છે એમ પણ નહિ કહેવું, કારણ કે-શાસ્ત્રોમાં કહ્યું છે કે-"[117]અશઠગીતાર્થ મહાપુરૂષોએ જે કાંઈ દ્રવ્યાદિ કારણોને આશ્રીને અસાવદ્ય પ્રવૃત્તિ આચરી હોય અને બીજાઓએ તેનું નિવારણ નહિ કરતાં બહુ માનેલી હોય, તે આચરણા ગણાય છે."

શ્રી કલ્પવૃત્તિમાં એનો અર્થ જણાવતાં કહ્યું છે કે-'[118]શ્રી કાલિકાચાર્યની માફક રાગદ્વેષ રહિત પ્રમાણસ્થ પુરૂષે કરેલી ભાદરવા શુદી ચોથની પર્યુષણા માફક જે કાંઇ દ્રવ્ય-ક્ષેત્ર-કાલાદિમાં મજબુત કારણે મૂલ-ઉત્તર ગુણની આરાધનાને બાધ નહિ કરનારૂં અને તત્કાલવર્તિ તેવા જ અન્ય ગીતાર્થો વડે નિવારેલું ન હોય, એટલું જ

---

૧૧૭-" यदुक्तम्-असढेण समाइण्णं, जं कत्थइ कारणे असावज्जं । न निवारियमण्णेहि य, वहुमणुमयमेयमाइण्णं ॥ (पृ० ३३)

११८-अशठेन-रागद्वेषरहितेन कालिकाचार्यादिवत् प्रमाणस्थेन सता समाचीर्णं-आचरितं यद् भाद्रपदशुद्धचतुर्थीपर्युषणावत् यत् कुत्रचित् द्रव्यक्षेत्रकालादौ कारणे-पुष्टालम्बनेऽसावद्यं प्रकृत्या मूलोत्तरगुणाराधनाया अबाधकं न च-नैव निवारितमन्यैस्तथाविधैरेव तत्कालवर्तिभिर्गीतार्थैः, अपि तु बहु यथा भवति एवमनुमतम्, एतदाचीर्णमुच्यते ।" कल्पवृत्तौ उ. ३, खण्ड २, पत्र १२ (पृ. ३२)

નહિ પણ બહુમાન્ય રાખેલું, એવું જે આદરેલું હોય તે આચીર્ણ કહેવાય છે.'

[११९]શ્રી ભગવતીજીમાં 'કાંક્ષામોહનીય કર્મને વેદનારા શ્રમણ નિર્ગ્રન્થો હોય છે ?' ઈત્યાદિ પાઠમાં રહેલા "पावयणंतरेहिं" એ પદની ટીકામાં કહેવામાં આવ્યું છે કે–"કાલની અપેક્ષાએ જે ઘણા આગમનો જાણકાર હોય તે પ્રાવચનિક કહેવાય છે. એવા પ્રાવચનિકોમાં 'એક આમ કરે છે અને બીજા વળી આમ કરે છે, તો એનું તત્ત્વ શું સમજવું ?' આ શંકાનું સમાધાન એ છે કે–"ચારિત્રમોહનીય કર્મના ક્ષયોપશમ વિશેષથી અને ઉત્સર્ગ–અપવાદાદિના ભાવિતપણાથી આગમધરોમાં પણ વિચિત્ર પ્રવૃત્તિઓ હોઈ શકે છે. તે બધીજ પ્રમાણ હોય એવું નથી, કારણ કે–તે જ પ્રવૃત્તિ પ્રમાણભૂત છે કે જે આગમથી વિરૂદ્ધ ન હોય."

## તપગચ્છ સમાચારી.

સમાચારી વિષે તપગચ્છની શી માન્યતા છે તે આ ઉપરથી વાંચકોને સ્પષ્ટ સમજાશે. પ્રામાણિક પુરૂષથી જે પ્રવૃત્તિ શરૂ કરાયેલી હોય, આગમ સાથે જેનો લેશ માત્ર બાધ આવતો ન હોય, સર્વ ગીતાર્થોને બહુમત થયેલી હોય, તે

---

૧૧૯–" तथा च भगवत्यां 'अत्थि णं भंते ! समणा वि णिग्गंथा कंखामोहणिज्जं कम्मं वेदेंति' इत्याद्यालापकस्थित–'पावयणंतरेहिं' ति सूत्रलेशस्य वृत्तिर्यथा–'प्रवचनमधीते वेत्ति वा प्रावचनः, कालापेक्षया बह्वागमः पुरुषः, तत्र एकः प्रावचनिक एवं कुरुते अन्यस्त्वेवमिति, किमत्र तत्त्वमिति, समाधिश्चेह चारित्रमोहनीयक्षयोपशमविशेषेणोत्सर्गापवादादिभावितत्वेन च प्रावचनिकानां विचित्रा प्रवृत्तिरिति नासौ सर्वथा प्रमाणमागमाऽविरुद्धप्रवृत्तेरेव प्रमाणत्वात्" (पृ. २३)

પ્રવૃત્તિ આચરણા રૂપે માન્ય કરવા લાયક ઠરે છે. હાલમાં પુનમ–અમાસની ક્ષયવૃદ્ધિએ તેરસની ક્ષયવૃદ્ધિ કરવાની ચાલતી પ્રવૃત્તિ કયા પ્રામાણિક પુરૂષથી શરૂ થઈ છે તેનોજ પત્તો નથી. આગમ સાથે તેનો અત્યંત બાધ આવે છે, અને તેના આધારે એક ઓર નવિન કરવામાં આવતી ભાદરવા શુદ પાંચમની ક્ષયવૃદ્ધિએ ત્રીજની અથવા ચોથની ક્ષયવૃદ્ધિ બીજા આચાર્યોને સંમત પણ નથી. આ પરિસ્થિતિમાં એવી પ્રવૃત્તિને તપગચ્છની સમાચારી કે પરંપરાનું નામ ઠોકી બેસાડવું, તે શુદ્ધ સમાચારી પ્રત્યે અનાદર સૂચવનારૂં છે, એટલુંજ નહિ પરંતુ તેને કલંકિત કરનારૂં છે.

## શાસ્ત્રકર્તાની મનાઇ.

તપગચ્છ સમાચારીના, કહો કે શુદ્ધ પરંપરાના જેઓ ભક્ત છે, તેમને આ શાસ્ત્રના પરમાર્થનો વિચાર કર્યા પછી એ માન્યા વિના છુટકો જ નથી કે–' પુનમ–અમાસની ક્ષય-વૃદ્ધિએ હાલમાં કરાતી તેરસની ક્ષયવૃદ્ધિ ખોટી જ છે, તે ઉપરાંત શેષ-પર્વતિથિની ક્ષયવૃદ્ધિ એ પૂર્વતિથિની ક્ષયવૃદ્ધિ માની લેવાની ચાલતી પ્રથા પણ ખોટી જ છે, અને એ ઉપરથી ભાદરવા શુદ પાંચમની ક્ષયવૃદ્ધિએ ભાદરવા શુદ ત્રીજ અથવા ચોથની ક્ષયવૃદ્ધિ કરવા માટે સેવાતો આગ્રહ પણ તદ્દન અયોગ્ય જ છે.'

એટલે પૂનમ–અમાસની ક્ષયવૃદ્ધિએ કરવામાં આવતી તેરસની ક્ષયવૃદ્ધિ આદિની પ્રથા હવે મૂલમાંથી જ ફેરવવા જેવી છે અને શાસ્ત્રોક્ત શુદ્ધ સમાચારી અથવા પ્રાચીન પરં-

પરાનો પુનરૂદ્ધાર કરવા જેવો છે, એમાં કોઇના પણ બે મત ચાલી શકે તેવા નથી.

પોતાની વર્તમાન પ્રવૃત્તિ શાસ્ત્રથી વિરૂદ્ધ હોય છતાં, જેઓ શાસ્ત્રનો વિરોધ માને નહિ, તે ખોટી હોવા છતાં ખરી તરીકે મનાવવા મથે અને શાસ્ત્રની સાચી પ્રવૃત્તિનો કેમેય કરી આદર કરે નહિ, એ ભયંકર જાતની વિરાધક-દશા છે, ગ્રન્થકાર મહારાજે આ ગાથાની ટીકામાં તેવાઓની પાસે ઉભા રહેવામાં પણ પાપ જણાવ્યું છે, તેમનું વચન સાંભળવામાં અને તેઓ કહે તેમ કરવામાં તો શાસ્ત્રકારના મતે મહા પાપ રહેલું હોય એમાં નવાઇજ નથી. વગર વિચારે તેવું કંઇપણ કરવાની આ શાસ્ત્રકાર દરેક ભવ્યાત્મા-ઓને સાફ મનાઇ કરે છે. નીચેની ગાથા જોવાથી એ વસ્તુ સ્પષ્ટ દેખાઇ આવે તેમ છે. ॥૪૬॥

### ગાથા ૪૭ મી : વ્યતિરેક.

ઉપલી ગાથામાં શુદ્ધ સમાચારીનું લક્ષણ સમજાવવામાં આવ્યું. હવે આ ગાથામાં 'એથી વિપરીત હોય તો બીલ્કુલ માનવા યોગ્ય નથી'–એ દ્રષ્ટાંતથી સ્પષ્ટ સિદ્ધ કરી આપે છે—

**इहरा पसत्थनामा,**
**वि पंडिआणं पमाणमिह न जाओ।**
**विसमिस्सपायसं वा,**
**तिविहं तिविहेण वज्जिज्जा ॥४७॥**

(પ્ર૦)–ઉપરોક્ત ગાથામાં કથન કરેલું લક્ષણ જે સમાચારીમાં ન હોય, તે ગમે તેટલાં સુંદર નામવાળી હોય તો પણ અંગીકાર કરવા જેવી નથી, કેમકે–જૈનપ્રવચનમાં પંડિતપુરૂષોએ તેવી સમાચારીને પ્રમાણ માની નથી. ત્યારે તેવી સમાચારી માટે શું કરવું ? એનો ખૂલાસો કરવા ગાથાના ઉત્તરાર્ધથી શાસ્ત્રકાર ફરમાવે છે કે–ઝેરથી મિશ્રિત દુધની માફક તેને ત્રિવિધ ત્રિવિધે એટલે મન, વચન અને કાયાથી તજી દેવી. એવી સમાચારી કરવી નહિ, કરાવવી નહિ અને કરાતી હોય તેને વખાણવી નહિ.

## શાસ્ત્રકારનો ટેકો.

ઉપર આપણે જે વસ્તુ કહી ગયા તે જ હકીકતને શાસ્ત્રકાર મહારાજે આ ગાથામાં પુષ્ટ કરી છે. શાસ્ત્રના ટેકા વિનાની પ્રવૃત્તિને ‘સમાચારી’ અને તે પણ ‘તપગચ્છની સમાચારી’ કહેવામાં આજે ભયંકર ભૂલ કરાય છે, તે આ ઉપરથી ચોકખું માલુમ પડે તેવું છે. તેવી પ્રવૃત્તિ ગમે તેવા સુંદર નામે ચલાવાતી હોય તો પણ, વિષમિશ્રિત દુધની માફક તેને તુરત જ ત્રિવિધ ત્રિવિધે તજી દેવાનું આ શાસ્ત્રકાર ફરમાન કરે છે. આ ગ્રન્થકારને તપગચ્છ રૂપી મહેલના સ્તંભ સમાન લખીને જેઓ તેમના તરફ સવિશેષ ભક્તિ રાખનારા છે, તેઓ જો પોતાની ભક્તિમાં સાચા હોય તો તેમની ફરજ છે કે–તેમણે આ ફરમાનને શાસ્ત્રવિરૂદ્ધ પ્રવૃત્તિ પોષવામાં અગ્રેસર બનીને ઉલ્લંઘવું જોઇએ નહિ.

શાસ્ત્રનો વિરોધ હોવા છતાં જો આજે ઉદય–તિથિ વિરાધવાનો અને તિથિ ન હોય તે દિવસે તિથિ આરાધવાનો મત ‘પ્રવૃત્તિ’ કે કહેવાતી ‘પરંપરા’ ના નામે પોષી શકાય

તો પછી અપ્રામાણિક સમાચારીનો તમે વિરોધ કરો તેનો કશો જ અર્થ રહેતો નથી. તેમનો મત પણ પ્રવૃત્તિ કિંવા તેમની ચાલી આવતી પરંપરાના નામે પ્રામાણિક ઠરી જશે, અને એજ દલીલ પ્રમાણે મિથ્યાદ્રષ્ટિઓની પ્રવૃત્તિને પણ તમારે સત્ય માની લેવી પડશે. તેઓની સમાચારી અંગી· કાર કરી લેવાની આપત્તિમાંથી તમે શી રીતે બચી શકશો? આ ગ્રન્થકારે તમારી સામે સુંદર પ્રકાશ ધર્યો છે. તિથિ-વિષયક પ્રાચીન શાસ્ત્રાનુસારી અવિચ્છિન્ન પરંપરા મુજબ આજે આપણે શું કરવું ઘટે, તે સંબંધી હવે આપણને જરાયે ગુંચવાડો રહી શકે તેવો નથી. અમે સપ્રેમ ઇચ્છીએ છીએ કે–સુજ્ઞ વાંચકો એનો સદુપયોગ કરે.

આ સ્થળે ગ્રન્થકારે પોતાની ટીકામાં ગચ્છાન્તરીયોની ચર્ચા કરી છે અને તેની ઉત્પત્તિની તવારીખો પણ જણાવી છે. તે સઘળું અત્રે ઉતારવા કરતાં જેઓને તેની જિજ્ઞાસા હોય તેઓને તે મૂલ ગ્રન્થમાંથી જ જોઈ લેવા માટે ભલામણ કરવી બસ થઇ પડશે. આ ગાથાના ટીકાપાઠમાં પણ ખાસો પાઠાંતર છે, કિન્તુ તેટલો વિસ્તાર કરવાની અહીં જરૂર નહિ હોવાથી અમે આપતા નથી. ॥ ૪૭ ॥

ગાથા ૪૮ થી ૫૬ સુધી : <u>સિદ્ધાંતવિરૂદ્ધતાનું ચિન્હ.</u>

હવે સિદ્ધાંત વિરૂદ્ધ સમાચારીનું મૂલમાં જ જ્ઞાન કરાવવા માટે નવ ગાથાઓ સાથે ફરમાવે છે,—

**जह सिद्धंतविरुद्धं, करिज्जमाणं पि जेण चिंधेण।**
**जाणिज्जइ तं चिंधे, सुयाणुसारेण वुच्छामि ॥४८॥**

अणुओगसुत्तविसीचुण्णिप्पमुहेसु पुत्तिरयहरणं।
सड्ढाणं सड्ढीणं, जिणकहियं बिंति णो कहियं ॥४९॥
केई पुण मइमूढा, सड्ढाणं दिंति साहु उवएसं।
पोसहमर्तीहिसु दाणं, पव्वेसुं चेव चरियव्वं ॥५०॥
गंथंतरेहिँ गंथं. संवाएउं विचेअणा जे उ।
पवयणदेसं गहिउं, विवरीयं ते परूवेंति ॥५१॥
जिणपडिमाण पइट्ठा, पइट्ठकप्पम्मि साहुसंदिट्ठा।
वीरचरिए कया वि य, चुण्णेणं कविलकेवलिणा ॥
सत्तुंजयमाहप्पे, दिट्ठा सिरिणाभसूरिसामिकया।
तह सूरिपरंपरएण आगया लोयविक्खाया ॥५३॥
तं दट्ठूण [120] विरुद्धा, पुट्ठा मोहेण बिंति साहूणं।
नो जुत्तं किंतु पुणो, गिहत्थकिच्चं मुणेयव्वं ॥५४॥
तेसिं ठवणायरियट्ठवणं पि न सुज्झए य अन्नं पि।
सूरियपयाइठवणा, किं तह य कीरए तेहिं ? ॥५५॥
एवं वियाणिऊणं, सुरीहि जिणंदपडिमसुपइट्ठा।
कारिज्जइ सुहहेऊ, जिणवयणविऊहि सड्ढेहिं ॥५६॥

१२०—मुद्रित प्रतमां "विरुद्धा" पाठ छापेलो छे, परंतु व्याख्यानुसारे ते "विरुद्धा" सुधारवो जोइए.

(પ્ર૦)-જે કોઇ પણ સિદ્ધાંત વિરૂદ્ધ કરતું હોય, તો તે જે ચિહ્નથી માલુમ પડે તે ચિહ્ન હું શાસ્ત્રને અનુસારે કહું છું. ॥૪૮॥

શ્રાવક અને શ્રાવિકાઓને ચરવળો અને મુહપત્તિ રાખવાનું શ્રી અનુયોગદ્વાર સૂત્ર-વૃત્તિ-ચૂર્ણિ પ્રમુખ ગ્રન્થોમાં શાસ્ત્રકારોએ સ્પષ્ટ ફરમાવ્યું છે. આ જિનકથિત હોવા છતાં સિદ્ધાંત વિરૂદ્ધ કરનારાઓ કહે છે કે–'જિનેશ્વર મહારાજે તે કહ્યું નથી' ॥૪૯॥

કેટલાક મતિમંદ આત્માઓ શ્રાવકોને એમ ઉપદેશ આપે છે કે–'પૌષધ તથા અતિથિદાન પર્વતિથિએ જ કરવા' ॥૫૦॥

આવા માણસો પોતાની માનેલી વાતને બીજા ગ્રન્થોથી સંમત બનાવવા માટે વિચારશૂન્ય બને છે અને પર્યાયભાવ લઇને બૌદ્ધાદિકો જેમ વિપરીત પ્રરૂપણા કરે છે, તેમ તેઓ પણ શાસ્ત્રના ગમે તે એક દેશને પકડીને વિપરીત પ્રરૂપણા કરે છે.

**ગ્રન્થકારના શબ્દોમાં આ જ વસ્તુનો સાક્ષાત્કાર આજે આપણને પૂનમ-અમાસની ક્ષયવૃદ્ધિએ ચાલતી તેરસની ક્ષયવૃદ્ધિ સુધારવાને બદલે, તેના આલંબને ભાદરવા શુદ પાંચમની ક્ષયવૃદ્ધિએ ભાદરવા શુદ ત્રીજ આદિની ક્ષયવૃદ્ધિ કરવાનું કહેનારા કરાવી રહ્યા છે, એ પણ સિદ્ધાંતવિરૂદ્ધતાનું એક ચિહ્ન છે. ॥૫૧॥**

શ્રી પ્રતિષ્ઠાકલ્પમાં સાધુને જિનપ્રતિમાની પ્રતિષ્ઠા (અંજનશલાકા) કરવાની આજ્ઞા આપી છે, પરંતુ 'ગૃહસ્થોએ પણ કરવી' એમ કહ્યું નથી. શ્રી વીરચરિત્રમાં શ્રી કપિલકેવલીએ સુગંધચૂર્ણથી પ્રતિષ્ઠા કરી હોવાનો ઉલ્લેખ પણ છે, શ્રી શત્રુંજય માહાત્મ્ય કે જેના કર્ત્તા શ્રી ધનેશ્વરસૂરિ મહારાજ ચારસો સીત્તેરની સાલમાં થયા હતા, તે પ્રાચીન ગ્રન્થમાં પણ અષ્ટાપદ પર્વત ઉપર ભરતાદિ શ્રાવકો સાથે શ્રી નાભસૂરિસ્વામિએ પ્રતિષ્ઠા કર્યાનો ઉલ્લેખ છે. અને જે પ્રમાણે

શાસ્ત્રમાં કહ્યું છે તેજ પ્રમાણે આચાર્યપરંપરાથી પણ એ લોકપ્રસિદ્ધ છે કે-શ્રી જિનપ્રતિમાની પ્રતિષ્ઠા સાધુથી કરી શકાય છે. ॥૫૨-૫૩॥

આ જોઇને કોપાયમાન થયેલા અને મોહથી પુષ્ટ થયેલા કેટલાક એમ કહે છે કે-'સાધુને તે યોગ્ય નથી પણ એ ગૃહસ્થનું કર્ત્તવ્ય છે' ॥૫૪॥

તેવાઓને તો સ્થાપનાચાર્યની પ્રતિષ્ઠા કરવી પણ કલ્પી શકશે નહિ. બીજું તેઓ આચાર્યપદાદિની પ્રતિષ્ઠા પણ કેમ કરે છે?॥૫૫॥

આ પ્રમાણે શ્રી જિનવચનને જાણનારા શ્રાવકોએ આચાર્યો પાસે સુખની હેતુભૂત જિનપ્રતિમાની પ્રતિષ્ઠા કરાવવી જોઇએ. એવી શંકા નહિ કરવી કે-'શ્રી મહાનિશીથ આદિ શાસ્ત્રોમાં સાધુઓને દ્રવ્યપૂજાનો નિષેધ કર્યો છે, તો સાધુને પ્રતિષ્ઠા કરાવવી શી રીતે યોગ્ય ગણાય ?' કેમકે-પ્રતિષ્ઠા કાંઇ દ્રવ્યપૂજા રૂપ નથી, પણ પ્રતિષ્ઠિત પ્રતિમાની પૂજાના અભિપ્રાયથી પુષ્પાદિકથી જે પૂજા કરવામાં આવે તે ક્રિયાનું નામ દ્રવ્યપૂજા છે. ભાવપૂજાનો સંભવ પણ પ્રતિષ્ઠા પછી થાય છે, માટે એ કરવી ઉચિત જ છે. નહિ તો કપિલ આદિ મુનિવરોથી પ્રતિષ્ઠા કેમ જ થાત ?

'ભલે એ સાધુથી કરી શકાય પણ "[૧૨૧]શ્રાવક કોઇ જિનપ્રતિમાનું પ્રતિષ્ઠાપન કરે" એ વચનથી શ્રાવકને પણ કરવી યોગ્ય છે તો ખરીને ?' આવું જો તમે કહેતા હો, તો તમારે સમજી લેવું જોઇએ કે-'પ્રતિષ્ઠાપન' શબ્દમાં પ્રેરક પ્રત્યય હોવાથી 'પ્રતિષ્ઠા કરાવે' એવો એનો અર્થ છે, પણ 'પ્રતિષ્ઠા કરે' એવો અર્થ નથી. જે એમ કહેવામાં આવે છે કે-'શ્રી તિલકાચાર્યની ટીકામાં શ્રી ભરત મહારાજે વાર્ધકીરત્ન પાસે જિનમંદિર કરાવ્યું અને તેમાં સોનારત્નની ચોવીસે ભગવાનની શાસ્ત્રોક્ત વર્ણ તથા પ્રમાણવાળી પ્રતિમાઓની પોતે પ્રતિષ્ઠા કરી. એ વચનથી શ્રાવકને પણ પ્રતિષ્ઠા કરવી યોગ્ય

---

૧૨૧-"**सावगो कोइ जिणपडिमापइट्ठावणं करेइ" त्ति वचनात्** (પૃ૦ ૪૯)

દેખાય છે' તે કહેવું તદ્દન અયોગ્ય છે, કારણ કે-મૂલ શબ્દ 'પ્રતિષ્ઠિતવાન્' પડેલો છે. મોટી ટીકાના આધારે તેનો અર્થ સ્થાપી યાવત્ 'બનાવી' એવો થાય છે. અર્થાત્ મંદિર કરાવીને તેની અંદર પ્રતિમાઓ પણ ભરત મહારાજે જ પધરાવી પણ બીજા કોઇએ નહિ.

માટે આ વિચાર કરીને તમારે પ્રતિષ્ઠાનું દ્રવ્યપૂજાપણું નહિ માનવું, તથા ગૃહસ્થોએ પ્રતિષ્ઠાકૃત્ય ( અંજનશલાકા ) નહિ કરવું પણ સુવિહિત આચાર્યાદિ સાધુઓ પાસે કરાવવું ॥૫૬॥

પોતાના દોષનું નિરાકરણ કરવા માટે ગ્રન્થકાર નીચેની બે ગાથા કહે છે,—

ગાથા ૫૭-૫૮ : મધ્યસ્થ અને ગીતાર્થની ફરજ.

**इह सिद्धंतविरुद्धं, जं किंचि वि हुज्ज तं पि नाऊणं ।**
**मज्झत्थो गीयत्थो, जो अ न सोहेइ ते दोसो ॥५७॥**

**जो पुण आगमसंगयमवि,**
**मुणिऊणं पि मच्छरंधमणो ।**
**नो मन्नइ सो वज्जो,**
**मन्नह सो तिहुयणे पुज्जो ॥५८॥**

(પ્ર૦)—આ શ્રી તત્ત્વતરંગિણી શાસ્ત્રમાં સિદ્ધાંત વિરૂદ્ધ જે કાંઇ હોય તે જાણીને પણ, જે રાગદ્વેષ વિનાના ગીતાર્થ પુરૂષ નહિ શુદ્ધ કરે તો દોષ તેમનો જ ગણાશે, પણ અમારો નહિ.

ભાવાર્થ એ છે કે—આ ગ્રન્થ મધ્યસ્થ જાણકાર આત્માઓએ જ મારા ઉપર અનુકંપા લાવીને શોધવો, પણ જે તે બોલનારા દુરાગ્રહીઓએ નહિ શોધવો. ॥૫૭॥

આ પ્રકરણને જેઓ સિદ્ધાન્તાનુસારી છે એમ જાણીને પણ 'અમારે એનું કાંઈ પ્રયોજન નથી'—એવા માત્સર્યથી અંધ મનવાળા

બનીને નહિ માને, તેઓ સિદ્ધાન્તને જાણનારાઓ માટે સર્વથા ત્યાજ્ય છે. જેઓ માનશે તેઓ સિદ્ધાંતવેદીઓને પૂજ્ય છે, એટલું જ નહિ પણ ત્રણે ભુવનને પૂજ્ય છે.

શાસ્ત્રકાર આથી અનુરોધ કરે છે કે—

(૧) મધ્યસ્થ ગીતાર્થ પુરૂષોની એ ફરજ છે કે-સત્યાસત્યનો નિર્ણય જણાવીને તેઓએ સિદ્ધાન્તવિરોધ અટકાવવો જોઇએ, પણ ઉદાસીનતા દાખવીને કે બીજી નુકતેચીની કરીને સિદ્ધાન્તવિરોધ ફેલાવા દેવો જોઇએ નહિ; કેમકે-તેમ કરવાથી શાસન જે ડોળાય તેનો દોષ તેમના માથે રહે છે.

(૨) આ શાસ્ત્રમાં તિથિ આદિની જે ચર્ચા કરી છે તે સિદ્ધાન્તાનુસારી છે અને તેથી તે સર્વને માનવા યોગ્ય છે.

(૩) શાસ્ત્રાનુસારીપણાનો દાવો રાખવા છતાં જેઓ અહંકારથી આ ગ્રન્થમાં કહેલા સત્ય પદાર્થોને ન માને અને ઉલટા અવળા રૂપમાં ગ્રહણ કરે, તેઓને અભિનિવિષ્ટ સમજી શાસ્ત્રાનુસારી ભવભીરૂ આત્માઓએ ત્રિવિધ ત્રિવિધે વોસરાવી દેવા-તજી દેવા, પણ 'પર્વતિથિને દિવસે જ પર્વતિથિ આરાધવી' ઇત્યાદિ જે સિદ્ધાંત છે તેની વિરાધના કરવી નહિ. ॥૫૮॥

ગાથા ૫૯ થી ૬૨ : <u>ગ્રન્થચૂલિકા અને ઉપસંહાર.</u>

હવે ગ્રન્થના ઉપસંહાર રૂપ ચૂલિકા કહે છે—

**एवं तवगणगयणे, दिणयरसिरिविजयदानसुरिपया**
**लहिऊण णाणलेसं, रइया गंभीर निग्घोसा ॥५९॥**
**वाइपडिवाइकूला, पवयणदहनिग्गयाऽऽणुपुव्वीए ॥**
**पुव्वुत्तरपयवुड्ढा, अणुमाणोगाढगूढदहा ॥६०॥**

तिहिआराहणसंकातपतविआणेगभाविअपीइकरी।
गाहासंगइवलणा, बुहजणमइतुंबितराणिज्जा ॥६१॥
बाणरयणीसरसभूमिअविक्कमवच्छरम्मि महुमासे।
जिणजणियधम्मसायररइतत्ततरंगिणी जयउ ॥६२

॥ इति तत्त्वतरङ्गिणीसूत्रम् ॥

(પ્ર૦)–આ પ્રમાણે શ્રી તપગચ્છ રૂપી આકાશમાં સૂર્ય સમાન આચાર્ય શ્રી વિજયદાનસૂરિ મહારાજની સેવાથી કાંઈક જ્ઞાન મેળવીને ઉપાધ્યાય શ્રી ધર્મસાગરગણિએ વિક્રમ સંવત ૧૬૧૫ ના ચૈત્ર માસમાં રચેલી આ શ્રી તત્ત્વતરંગિણી જયવંતી વર્તો.

તત્ત્વ એટલે આરાધ્ય રૂપે તિથિઓ અને તરંગ એટલે તે તિથિઓના સ્વરૂપ રૂપી કલ્લોલો એ કલ્લોલો જેમાં હોય તેનું નામ તત્ત્વતરંગિણી છે. લોકોમાં તરંગિણી એટલે નદી કહેવાય છે. એ નદીની ઉપમા આ ગ્રંથના નામ સાથે જોડેલી હોવાથી આ ગ્રન્થ અને નદી વચ્ચેની સામ્યતા મૂલ ગાથામાં આપેલા વિશેષણો સાથે અહીં ઘટાવે છે—

જેવી રીતે નદી પાણીના આસ્ફોટોથી ઉત્પન્ન થતાં શબ્દોવાળી હોય છે, તેવી રીતે આ તત્ત્વતરંગિણી શ્રોતાઓને પ્રીતિ ઉપજાવનાર ઉદાર શબ્દોએ કરીને વ્યાપ્ત છે.

જેવી રીતે લૌકિક નદી તીરવાળી હોય છે, તેવી રીતે આ નદી વાદી અને પ્રતિવાદીરૂપ બે કાંઠાવાળી છે.

જેવી રીતે એ નદી દ્રહમાંથી નીકળી હોય છે તેવી રીતે આ નદી પણ જૈન સિદ્ધાંત રૂપી દ્રહમાંથી નીકળેલી છે.

જેવી રીતે તે નદી ક્રમે કરીને બીજી બીજી નદીઓનાં પાણી મળવાથી વૃદ્ધિવાળી થતી જાય છે, તેવી રીતે આ તત્ત્વનદી પણ પૂર્વપક્ષ અને ઉત્તરપક્ષનાં વાક્યોથી ક્રમસર વૃદ્ધિ પામેલી છે.

જેવી રીતે એ નદી કેટલીક જગ્યા ઉપર વહેતા પાણીથી ઢંકાયેલા ગૂઢ દ્રહવાળી હોય છે, તેવી રીતે આ નદી પણ કેટલેક સ્થાને કેવળ હેતુ માત્રે કરીને વ્યંજિત કરેલા અનુમાનો રૂપી ગૂઢ દ્રહવાળી છે.

જેવી રીતે લોકપ્રસિદ્ધ નદી સૂર્યાદિના તાપથી તપેલા મનુષ્યોને પ્રીતિ કરનારી છે, તેવી રીતે આ તત્ત્વતરંગિણી નદી **'તિથિની જ્યારે હાનિવૃદ્ધિ હોય ત્યારે કઇ તિથિ ગ્રહણ કરવી અને કઈ તિથિ છોડી દેવી'**-એવા પ્રકારની શંકા રૂપી તાપથી તપેલા ભવ્યાત્માઓને તેમની શંકાનો નાશ કરનારી હોવાથી પ્રીતિ ઉપજાવનારી છે.

જેવી રીતે પેલી નદી આમ-તેમ વાંકી થઇને પાછી સરલ વહેવાના સ્વભાવવાળી હોય છે,તેવી રીતે આ નદીમાં પણ ગાથાઓની સંગતિ રૂપ વક્ર થઇને સરલ માર્ગાનુયાયીપણું રહેલું છે.

જેવી રીતે એ નદી તુંબ આદિથી તરવા જેવી હોય છે, તેવી રીતે આ નદી પણ જેમણે ગુરૂકુલ સેવ્યું છે તેવા પંડિતપુરૂષોની શાસ્ત્રાવગાહિની બુદ્ધિ રૂપ તુંબીથી તરવા યોગ્ય છે, પણ ગુરૂકુલવાસ નહિ સેવનારા મૂર્ખ મનુષ્યની બુદ્ધિ રૂપ શીલાથી તરી શકાય તેવી નથી.

તેમજ જે પ્રમાણે ઉપનામમાં કહેલી નદી સમુદ્રગામી હોવાથી 'સમુદ્રરતિકા' કહેવાય છે, તેજ પ્રમાણે આ તત્ત્વતરંગિણી રૂપ ઉપમેય નદી પણ શ્રી જિનેશ્વર ભગવાનથી ઉત્પન્ન થયેલ દાનાદિ ધર્મરૂપ સમુદ્રમાં રતિ પામનારી છે ॥ ૫૯-૬૦-૬૧૬૨ ॥

[૧૨૨]इति सुविहिताग्रणि-श्रीमत्तपोगणनभोनभोमणि-श्रीविजयदानसूरीश्वरशिष्योपाध्याय-श्रीधर्मसागरगणि-विरचितस्वोपज्ञतत्त्वतरङ्गिणीवृत्तिः समाप्ता

---

૧૨૨—ગ્રન્થની સમાપ્તિ પછી મુદ્રિત પ્રતમાં આ લેખ નથી, પણ જુની હસ્તલિખિત પ્રતમાં એ અક્ષરશઃ લખેલો છે. આ લેખમાં એમ લખ્યું છે કે—"સુવિહિત નાયક શ્રી તપગચ્છ રૂપી આકાશમાં સૂર્યસમાન આચાર્ય શ્રી વિજયદાનસૂરીશ્વરજીના શિષ્ય ઉપાધ્યાય શ્રી ધર્મસાગર ગણિએ રચેલી અને શ્રી વિજયદાનસૂરી-

शोधिता च श्रीविजयदानसूरीश्वराणामाज्ञामवाप्य श्रीविजयदानसूरीश्वरसमीपस्थितैः सुराणागच्छीयोपाध्याय–श्री–नयशेखरमिश्रैः। वृत्तेः ग्रन्थाग्रं श्लोक ९१०, सूत्रस्य ग्रं० ७८, ससूत्रवृत्तेः ग्रं० ९८८ प्रत्यक्षरगणनयेति। शुभं भवतु॥

इत्येवमनुवादिता विशिष्टविवेचनात्मकतया सवृत्तिरियं श्रीतत्त्वतरङ्गिणी पूज्याचार्यसकलागमरहस्यवेदि–श्री·विजयदानसूरीशपट्टप्रभावक सिद्धान्तमहोदधि श्री–विजयप्रेमसूरि—**शिष्योपाध्याय–श्री–जम्बूविजयगणिना** स्वगुर्वादिभिर्मुम्बापुरीय–लालबाग–जैनोपाश्रयस्थितेन विक्रमार्क–त्रिनवत्यधिकैकोनविंशतिशतवर्षे मार्गशीर्षमासे जिज्ञासुजनानां हृदयानि तृप्तिं नयतु॥

**श्रीमद्गुरुप्रसादान्निबन्धोऽयं रचितो मया।**
**प्रमादो यो भवेत् कश्चित्तद्धर्मिथ्याकरोम्यहम् ॥१॥**

---

श्वरजीनी आज्ञाथी तेमनी पासे रहेला सुराणागच्छना उपाध्याय श्री नयशेखरमिश्रे शोधेली स्वोपज्ञ श्री तत्त्वतरंगिणी–टीका समाप्त थई. प्रत्येक अक्षर गणतां टीकाना श्लोक ९१० छे, मूल गाथाना श्लोक ७८ छे अने गाथा तथा टीका बन्नेना मळीने ९८८ छे. शुभ थाओ."

**नोंध**—आ लेख उपरथी समजाय छे के–आ ग्रन्थमां लखेली तिथि आदि विषेनी वस्तु शास्त्रानुसारी होवाथी गच्छाधिपतिए मान्य राखेली छे. जो एम न होत तो तेओश्री पोते आज्ञा आपीने पोतानी पासे रहेला खतरगच्छीय उपाध्याय पासे शोधावत नहि. वळी आ ग्रन्थनी वस्तु खतरगच्छीए शोधेली छे, ते उपरथी ए पण नक्की थाय छे के–'मध्यस्थ दृष्टिए जोतां ते वांधाभरेली नथी.' आ कारणथी ए भारपूर्वक कहेवानुं सांप्रत ज छे :के–'तिथिचर्चाथी घेरायेला वर्तमान समयमां आ ग्रन्थ मौलिक प्रकाश पाडनारो होई सर्व जनोने उपकारक थवा योग्य छे.'

**श्री पर्वतिथि प्रकाश समाप्त.**